# The Judges and Kings of United Israel

By

The Rev. W. M. Grant, M. A., Drumoak.

Re. 0–10–0 ക. ൦–൧൦–൦

# THE JUDGES AND KINGS

OF

# UNITED ISRAEL

BY

THE REV. W. M. GRANT, M. A.

PRINTED AND PUBLISHED FOR

**THE PUBLICATION FUND OF THE I. P. MISSION**

BY REV. R. S. DICKEY, AT THE MISSION PRESS, SURAT.

Published with the kind permission of Committee on Publications of Church of Scotland, Edinburgh

**1940**

*1st Edition* *500 Copies*

# સંયુક્ત ઈસ્રાએલીઓના ન્યાયાધીશો અને રાજાઓ

ભાષાંતરકર્તા:

રેવ. હિમ્મતલાલ આશીર્વાદભાઈ

પ્રથમાવૃત્તિ: પ્રત ૫૦૦

# અનુક્રમણિકા





# સંયુક્ત ઈસ્રાએલીઓના ન્યાયાધીશો અને રાજાઓ

## પ્રકરણ ૧લું

## ન્યાયાધીશોનો જમાનો

**ઈસ્રાએલ લોકો કનાન દેશમાં**—આગલા પુસ્તકમાં આપણે યહોશુઆના મરણ સુધી અભ્યાસ કરી ગયાં. તેની હયાતી દરમિયાન ઈસ્રાએલીઓ મધ્ય પાલેસ્ટાઇનના પહાડી પ્રદેશનો તથા ઉત્તર પાલેસ્ટાઈનના છૂટાછવાયા ભાગોનો કબજો લઇ તેમાં ઠરીઠામ થયા હતા. પાલેસ્ટાઇનની છેક દક્ષિણના અર્થાત્ હેબ્રોનની આજુબાજુના મુલકમાં યહુદાહ તથા શિમઓન કૂળના લોકોએ પોતાની હકૂમત બેસાડી દીધી હતી, અને ત્યાં તેઓ વસવા લાગ્યા હતા. પરંતુ ઉત્તરમાં દરિયાકાંઠાનો જે પ્રદેશ (તૂર અને સીદોનનો કિનારો) હતો તેમાં ફેનીકે લોકો વસતા હતા ને તેમાં તેમનો અમલ ચાલતો હતો; અને દક્ષિણ તરફના દરિયા કિનારાના મુલકમાં જે પાંચ નગરો આવેલાં હતાં તે પલિસ્તી નામના લોકોના કબજામાં હતાં. આ પલિસ્તીઓ તે પાલેસ્ટાઈનના મૂળવતનીઓ નહિ, પણ તે ઈસ્રાએલીઓની પેઠે નવા આવેલા લોક હતા. ઈસ્રાએલીઓએ પાલેસ્ટાઈનનાં ઘણાં ઘણાં શહેરો જીત્યાં હતાં, પરંતુ યરૂશાલેમનો જૂનો કિલ્લો અત્યાર સુધી તેમનાથી જીતાયો નહોતો, તેથી તે કિલ્લો ને તેની આજુબાજુનાં શહેરો કનાનીઓના કબજામાં જ રહ્યાં હતાં. આથી એવું બન્યું કે ઈસ્રાએલી કોમના બે વિભાગ પડયા, કારણ કે તેઓ જીતી નહિ શકેલા એવો મુલક ઉત્તરના અને દક્ષિણના ઈસ્રાએલી લોકો વચ્ચે આવી ગયો. પાલેસ્ટાઇનના મૂળ વતનીઓની પાસે એવાં એવાં સાધનો હતાં, કે જેની મદદથી તેઓ ઘણાંખરાં કિલ્લાવાળાં નગરોને સંભાળી રાખી શકયા, અને ઈસ્રાએલીઓને કબજે તેમને થવા દીધાં નહિ.

આથી ઇસ્રાએલીઓને વસાહતોમાં અથવા ગામડાંમાં વસવું પડયું, અને ત્યાં તેઓને થોડેઘણે અંશે ત્યાંના મૂળવતનીઓના સમાગમમાં રહેવું પડયું. પરંતુ ઇસ્રાએલીઓની આવી સ્થિતિ થઇ તેમાં કેટલીક બાબતે જોતાં તેમને ગેરફાયદો નહોતો; કારણ કે કનાનીઓના સંસર્ગમાં આવવાથી ઇસ્રાએલીઓને તેમની પાસેથી જાતજાતનું શીખવાનું મળ્યું, જેમકે ખેતીવાડી કેમ કરવી, એક ઠેકાણે થાળે પડેલા ને સ્થાયી રહેનારા લોકો જે બીજી કેટલીક કળાઓ તથા હુન્નરોદ્યોગો કરે છે તે કેમ કરવાં, દ્રાક્ષા કેવી રીતે ઊછેરવી, વગેરે વગેરે. પરંતુ હવે આપણે "ન્યાયાધીશો"નાં પુસ્તકનો અભ્યાસ કરવાનાં છીએ, અને એ પુસ્તકમાંના ઇતિહાસની શરૂઆતે ઇસ્રાએલીઓ કેવી સ્થિતિમાં હતા તે "વતન કરી લેવાની ભૂમિ હજી બહુ બાકી રહી છે" (યહોશુઆ ૧૩; ૧) એ વાક્ય પરથી જણાય છે. એટલું તો ખરૂં કે આખો કનાન દેશ જીતી લેવો એ કંઈ રમતવાત ન હતી. એ કામ તો ઘણી પેઢીઓ સુધી ચાલવાનું હતું ને ચાલ્યું, અને એ દરમિયાન એ દેશનું પૂરેપૂરૂં સર્વોપરિપણું મેળવવાને હેબ્રી લોકોને ઘણી લડાઇઓ લડવી પડી. એ બધી લડાઇઓ હેબ્રીઓની પહેલાં કનાન દેશમાં આવેલા શેમવંશી લોકો સાથે થઈ હતી. કનાનમાં આવ્યાંને ઇસ્રાએલીઓને ઘણો કાળ વીત્યો હતો, પરંતુ હજી તેઓ તે દેશના પૂરેપૂરા માલિક થયા નહોતા. કનાન દેશના થોડા થોડા ભાગોના માલિક તેઓ ગણાતા હતા ખરા, પરંતુ આખા દેશનું ધણીપણું તો દાઊદ રાજાના સમયમાં જ તેમને મળ્યું એમ કહેવાય. એ દેશનું ધણીપણું હેબ્રીઓને મળશે એવું જે વચન ઈશ્વરે તેમના આદિપૂર્વજોને આપ્યું હતું, તે દાઊદ રાજાના સમયમાં જ ખરેખરી રીતે પૂર્ણ થયું.

**ન્યાયાધીશોનો જમાનો**—યહોશુઆના મરણથી માંડીને શમૂએલ પ્રબોધક થયો ત્યાં સુધીના જમાનાના લોકોના રીતરિવાજો, આચારવિચારો તથા મનોવિકારો બહુ અસંસ્કારી ને અમાનુષી હોવાને લીધે તે જમાનાને ઈસ્રાએલનો કલિયુગ કહેલો છે. એ કાળ આશરે ઈ. સ. પૂ. ૧૨૦૦–૧૦૮૦ સુધીનો ગણી શકાય. યહોશુઆના મરણ પછી ઈસ્રાએલનાં કુળોની અરસપરસની ઉગ્ર અદેખાઈને અંકુશમાં રાખે એવો કોઈ મોટો આગેવાન હજી સુધી ઊભો થયો નહોતો—"તે સમયે

ઈસ્રાએલમાં કોઈ રાજા નહોતો; દરેક માણસ પોતાની નજરમાં જે ઠીક લાગતું તે કરતો" (ન્યા. ૧૭; ૬ : ૨૧; ૨૫). બસો વરસ સુધી ઈસ્રાએલમાં ચાલેલા બખેડા ને અંધાધૂંધીનું એવું વર્ણન બાઇબલ આપે છે. આવે વખતે ઈસ્રાએલ પ્રજાને એક મોટું જોખમ નડવાનો સંભવ હતો, તે એ કે તેઓ એક પ્રજા છે એ વાત રખેને તેઓ ભૂલી જાય, એકતાનું બંધન તૂટી જાય, અને પહેલાં જેવાં જુદાં જુદાં કુળો તેઓ હતા તેવા પાછા થઈ જાય. આવી પરિસ્થિતિમાં એવું થાય એ કંઈ જ અસંભવિત નથી. કારણ કે દરેક કુળના લોકોને પોતપોતાને માટે વતન કરી લેવાનું હતું; અને જ્યાં આવું હોય છે ત્યાં ઘણેભાગે એમજ થવાનો સંભવ છે કે દરેકને પોતપોતાની જ દરકાર રહે છે, અન્યના હિતાહિતની દરકાર રહેતી નથી; બધાનો જે સામાન્ય શત્રુ છે તેની સામેથી પોતાનો બચાવ કેવી રીતે થાય એજ વાત પર તેનું ચિત્ત રહે છે, અને પોતાનો બચાવ થયો એટલે બસ એવું તે માને છે. વળી દેશના કુદરતી સંજોગો પણ એવા જ હતા. ઠેકાણે ઠેકાણે ખીણો ને પહાડો, ઉચ્ચ પ્રદેશો ને સમુદ્રતટસ્થ મેદાનો આવેલાં હતાં, તેથી કુદરતી રીતે જ પાલેસ્ટાઈનના જુદા જુદા ભાગલા પડી ગએલા હતા, અને એવા જુદા જુદા ભાગોમાં જુદાં જુદાં કુળો વસેલાં હતાં. એવી રીતે વિભાગેલા લોકો સમસ્ત કોમનું સામાન્ય હિત તાકે એ બહુ બનવાજોગ નથી. તદનુસાર, આખી ઈસ્રાએલ કોમની આવી રીતે પડી ગએલી નાની નાની ટોળીઓ પોતપોતાના હિતની જ દરકાર કરતી, અને પોતાનું હિત જળવાયું એટલે બસ એમ માની બેસી રહેતી. દાખલા તરીકે, હિન્દુસ્તાનની ઉત્તરે આવેલા નેપાળ ને ભૂતાનના મુલકની પ્રજા હિન્દુસ્તાનની પ્રજા સાથે ભળી જઈ શકતી નથી, તેમ જ તેની ઉત્તરે આવેલા ટિબેટના લોકની સાથે પણ મળી જઈ શકતી નથી, કારણ કે એ દેશની કુદરતી સ્થિતિ પણ એવી જ છે, એટલે આજુબાજુના હિમાલય પર્વતોથી તે ઘેરાયલો હોવાથી તે કોઈની સાથે સહકાર કરી શકે એમ નથી. યૂરોપ ખંડમાંના કેટલાક દેશોની સ્થિતિ પણ અગાઉ એવી જ હતી. સ્કૉટલંડ દેશના પ્રાચીન ઇતિહાસ પરથી જણાય છે કે કુદરતી રીતે જ એ દેશના બે ભાગ પડી ગએલા છે, કારણ કે દેશની વચ્ચોવચ પર્વતોની હારો આવેલી છે, જેથી ઘણા કાળ સુધી ઉત્તર

સ્કૉટલંડના લોકો ને દક્ષિણ સ્કૉટલંડના લોકો એ જુદી જુદી પ્રજારૂપ રહ્યા, અને એક પ્રજા તરીકેનું સંગઠન કરવું ઘણું મુશ્કેલ બન્યું. પ્રાચીન ગ્રીસ દેશની હકીકત પણ એવી જ હતી એવું ઇતિહાસકારો જણાવે છે. હાલમાં બાલ્કન રાજ્યોને પણ એજ મુશ્કેલી નડે છે. આવાં આવાં રાષ્ટ્રિય એકતાને વિઘ્નરૂપ કારણોને લીધે ઇસ્રાએલના ભાવિનું સત્યાનાશ વળી ગયું હોત; પરંતુ એક કારણ એવું બળવાન હતું કે જેને લઈને તેઓની એકતા જળવાઈ રહે, અને તે કારણ તે તેઓનો ધર્મ હતું. તેથી એમ કહીએ તો ખોટું નથી કે હેબ્રીઓનો ધર્મ હેબ્રીઓને એક પ્રજા બનાવવામાં સાધનભૂત નીવડયો. કોઇપણ પ્રજાની એકતાનું ખરૂં બંધન તે ધર્મ જ છે. બીજાં કારણોથી પ્રજામાં પક્ષ પડી જાય, પરંતુ ધર્મ તો એ પડેલા પક્ષોનું એકીકરણ કરનાર છે.

**નવી પરિસ્થિતિમાં રહેલું પરીક્ષણ**—કનાન દેશમાં પ્રવેશ કરતી વખતે હેબ્રી લોકો જે લોકોના સંસર્ગમાં આવ્યા તેઓ તેમના કરતાં વધારે સુધરેલા હતા. કનાનના અસલ વતનીઓ ઇસ્રાએલીઓ કરતાં વધારે સુધરેલા હોવાનું કારણ એ હતું કે કનાનીઓ બાબેલન તથા મિસર જેવા બે ઘણા સુધરેલા દેશોના સમાગમમાં આવેલા હતા. કનાન દેશનાં નગરો ભપકાદાર ને ઊંચા ઊંચા બુરજોવાળાં હતાં. એ નગરોમાં રહેનારા માણસો ઘણા ઉદ્યોગી, અને હુન્નર, ઇત્ય. જાણનારા હતા; ઠેકાણે ઠેકાણે સુંદર મંદિરો ને ઉચ્ચસ્થાનો હતાં, અને તેમાં ચાલતી ઉપાસના બહુ જ પ્રતિભાવાળી તથા ચિત્તાકર્ષક હતી; પરંતુ એની સાથે સરખાવતાં હેબ્રીઓનો ધર્મ તો સાદો ને તેમની રીતભાત પણ સાદી હતી. આથી એક તરફ એટલે હેબ્રીઓના દૈહિક જીવન તરફ જોતાં તેઓની સંસ્કૃતિ ઉચ્ચ બની ખરી, પરંતુ તેઓના આત્મિક જીવન તરફ જોતાં, તેઓ મોટા જોખમમાં આવી પડેલા હતા. દૈહિક ઉન્નતિ થઇ ખરી, પણ તેની સાથે આત્મિક અધોગતિ આવી. કોઇપણ વ્યક્તિ કે પ્રજાની ખરી કસોટી કઈ વાતમાં રહેલી છે? દુનિયામાં ગમે તે પ્રકારનો લોકાચાર ને અહંભાવ ચાલતો હોય, તોપણ તેવી દુનિયામાં રહેતાં, પોતાને દુનિયાદારીથી કલંકિત થવા ન દેવું એટલું જ નહિ, પણ જે આદર્શ અને નિયમ પ્રમાણે દુનિયા ચાલતી હોય છે તેના કરતાં ઉચ્ચતર આદર્શ ને

શુદ્ધતર ધોરણ પ્રમાણેનું જીવન તેની આગળ ધરવું અને વળી તેવું નિરંતર કર્યા કરવું તેજ કોઈ પણ વ્યક્તિ કે પ્રજાની ખરી કસોટી છે.

**ઈસ્રાએલના ધર્મનું બળ**—જે જમાનાનો અભ્યાસ આપણે શરૂ કર્યો છે તેમાં આગળ વાંચતાં વાંચતાં આપણને માલૂમ પડશે કે કોઈક વખતે ઈસ્રાએલ પ્રજાનું ધાર્મિક જીવન ચઢિયાતું ને કોઈક વખતે ઊતરતું છે. કોઈક વખત તો એટલી હદ સુધી એમનામાં ધાર્મિક મંદતા આવી જતી કે એમનો ધર્મ છેક જ નષ્ટ થઇ જવાનો, એમ જ આપણને લાગે; પરંતુ વળી પાછી તેમનામાં ધર્મજાગૃતિ આવતી, જેથી તેમના ધર્મનો જીર્ણોદ્ધાર થતો. એ પ્રમાણે ભરતીઓટની પેઠે તેમના ધર્મની દશા થયા કરતી. ઈસ્રાએલનો મહાન પૂર્વજ યાકૂબ વખતે પડી જતો ને પાછો ઊભો થતો, એમ થયા કરતું તોપણ તે મંડયો રહેતો હતો, તેવો જ ઈસ્રાએલ કોમનો ધાર્મિક ઇતિહાસ પણ હતો. આવી ચઢતીપડતી ઘણા સમય સુધી ચાલ્યા પછી ઈશ્વર તેમની મદદે આવ્યો. આ વાતના પ્રમાણ દાખલ એક વાત આપણે ધ્યાનમાં લઈએ. કનાન દેશમાં આવી વસેલા જુદી જુદી જાતના લોકોમાં પલિસ્તીઓના જેવા સુધરેલા ને કારીગરીના જાણકાર બીજા કોઈ નહોતા, વળી તેઓના જ નામ પરથી એ દેશને "પાલેસ્ટાઇન" પણ કહેવામાં આવે છે; તોપણ નૈતિક કે આત્મિક બાબતે તેઓનું કંઇ પણ સ્મરણ રહે એવું તેઓ કરી ગયા નથી, એ માન તો ઈસ્રાએલને જ મળ્યું, કારણ કે તેને કાયદાકાનૂન તથા ધર્મ આપનાર અને તેને પવિત્ર દેશ કે ભૂમિ બનાવનાર તો ઈસ્રાએલી લોક જ હતા. આખી માનવજાતને માટે જે અનિર્વાચ્ય દાન છે તેનું પારણું એ "પવિત્ર દેશ"માં બંધાયું. એ ઉપરાંત ઈસ્રાએલના ધાર્મિક જીવનની ખરી ખૂબી એક બીજી બાબત પરથી પણ જણાય છે, તે એ કે ઈસ્રાએલ લોકો ગમે તેવા સંકટસમયમાં રહેતા હોય તથાપિ તેવા સમયમાં પણ, તેઓમાંથી કોઈ મહા વ્યક્તિ પાકતી; એ વ્યક્તિ મોટે ભાગે તો કોઈ પુરુષ હોય, પરંતુ કોઈ કોઈ વખત કોઈ સ્ત્રી પણ ઊભી થતી. આ વ્યક્તિ લોકોનો આગેવાન ને સરદાર બનતી, અને તેઓને તેમના આદર્શ પ્રતિ પાછા લાવતી, જે આદર્શ "સારે તથા ખરે રસ્તે" ચાલવું એજ હતો. એ આદર્શ કદી પણ સમૂળગો તો નાશ પામ્યો નહોતો.

"ન્યાયાધીશો"—એવા આગેવાનો તે ન્યાયાધીશો હતા, અને એમની વાર્તા એજ નામના પુસ્તકમાં કહેવામાં આવેલી છે. ઈસ્રાએલના કલિયુગમાં જો કદી કંઇ સારૂં હોય તો તે "ન્યાયાધીશો"ને પ્રતાપે જ હતું. અંધારી રાતમાં તારાઓ ચળકે છે તેમ તેઓમાંના કેટલાકનો પ્રકાશ તો હતો, વળી કેટલાકનો પ્રકાશ તો હમેશ રહેવાનો છે. તેઓની આજુબાજુ બધે જ્યારે અધર્મ, અનીતિ ને સંકટની ઘોર રાત્રી હતી, ત્યારે એવી ઘોર રાત્રીમાં તેઓ તારાઓની પેઠે પ્રકાશ આપી રહ્યા હતા. "ન્યાયાધીશો" એ શબ્દ પરથી કદાચ આપણને એવું લાગે કે તેઓ ધારા બાંધનાર ને ન્યાય કરનાર હશે, પણ એવું નહોતું. કોઇ કોઇ વખત તેઓ ધારા બાંધતા ને તેનો વહીવટ પણ કરતા ખરા, પરંતુ ખરેખરી રીતે તો તેઓ ઇસ્રાએલના રાષ્ટ્રપક્ષના હિમાયતીઓ ને સંકટમાંથી તેઓનો ઉદ્ધાર કરનારા હતા. હેબ્રી ભાષામાં તેઓને "શોફેટીમ" (Shofetim) કહેતા. ભૂમધ્ય સમુદ્રના સામા કાંઠા પરના કાર્થેજીનીઓ પણ પોતાના કેટલાક મોટા અમલદારોને એજ નામ (Sufetes) આપતા. જ્યારે જ્યારે ઈસ્રાએલની આખી કોમ ખરેખરી રાષ્ટ્રિય મુશીબતમાં આવી પડતી હતી ત્યારે ત્યારે આવા "હિમાયતીઓ" ઊભા થતા ને તેઓને સંકટમાંથી ઉગારતા; ધાર્મિક ભાષામાં બોલીએ તો "તેઓને પાયમાલ કરનારાઓના હાથમાંથી" (ન્યા. ૨; ૧૬) છોડાવવાને ઈશ્વર તેઓને તેડતો ને ઊભા કરતો. આવા હિમાયતીઓ, છોડાવનારાઓ કે ન્યાયાધીશો બધા મળીને બાર થઇ ગયા; પરંતુ તેઓમાંના ચારનાં નામ તો એટલાં બધાં અમર થઇ ગયાં છે, કે "હેબ્રીઓને પત્ર"ના અગિયારમા અધ્યાયમાં આપેલી વિશ્વાસના વીરોની નામાવલિમાં પણ તેમનાં નામ આવે છે: "એથી વિશેષ હું શું કહું ? કેમકે ગિદઓન, બારાક, શામશૂન, યિફ્તાહ...વિષે વિસ્તારથી કહેવાને મને પૂરતો વખત નથી" (હેબ્રી. ૧૧ ; ૩૨). એ ચારની સાથે દબોરાહ નામની એક સ્ત્રી પણ પ્રખ્યાત થઈ ગઈ. તે તો કાવ્યો પણ રચતી, ને પ્રબોધિકા પણ હતી. તેનું હૃદય પ્રેમાળ હતું અને તેની સલાહ પુરુષના જેવી હતી.

**"ન્યાયાધીશો"નું પુસ્તક કેવા પ્રકારનું છે તે વિષે—** "શૂરવીરોનો ગ્રંથ" એ નામનું એક પુસ્તક હતું, તેને આધારે "ન્યાયા-

ધીશો"ના પુસ્તકની રચના કરવામાં આવેલી છે. એ ગ્રંથમાં કેટલાક નામાંકિત પુરુષોનાં જીવનચરિત્રો ધાલી યહોશુઆ અને શમૂએલ વચ્ચેના અંધકારમય જમાનાના કોઈ કોઈ ઉજ્વલ પ્રસંગો બતાવવામાં આવેલા છે. એમાં વર્ણવેલાં બધાં કામો દેશહિતની ખાતર કરેલાં કામો હતાં.

એ પુસ્તક પહેલવહેલું લખાયું ત્યાર પછી તેમાં ઘણા ફેરફારો કરવામાં આવ્યા છે. સૌથી અગત્યનો ફેરફાર તો "પુનર્નિયમ"ના અરસામાં એટલે ઈ.સ. પૂર્વે ૬૨૧માં કરવામાં આવ્યો. તે અરસામાં ધર્મસુધારક ભાવવાળો કોઈ માણસ હશે, તેણે એ પુસ્તકને નવી ઢબે રચ્યું ને તેનું શોધન કર્યું. એમ કરવામાં તેની મતલબ એ હતી, કે ઈસ્રાએલના વિચિત્ર ઇતિહાસ પરથી ધર્મની દૃષ્ટિએ શું સમજવાનું છે તે તેના જમાનાના લોકોને બતાવવું કે તે પરથી તેમને સહાય ને બોધ મળે. કેટલીક બહુ પુરાણી વાતોને તો તેણે તેમાંથી છેક કાઢી નાખી; પરંતુ તેના ધારવા પ્રમાણે ઐતિહાસિક બીનાઓ કયે ધોરણે બને છે તે બતાવવાને તેણે તેનો અમુક જાતનો પ્રબંધ રચ્યો, અને "શૂરવીરોના ગ્રંથ"માંથી પોતાને ફાવતી બીનાઓ લઈને તેમાં ગોઠવી. એ પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે આપણા વાંચવામાં આવાં વાકયો આવે છે: "ઈસ્રાએલપુત્રોએ...જે ભૂંડું હતું તે કર્યું" (ન્યા. ૩; ૭, ઈત્ય.) "તે માટે યહોવાહનો કોપ ઈસ્રાએલ પર સળગી ઊઠયો" (ન્યા. ૩; ૮, ઈત્ય.) એ પરથી લેખક એમ બતાવવા માગતો હતો, કે લોકો સંકટમાં આવી પડતા ત્યારે પસ્તાવો કરતા; તેમને સંકટમાંથી ઉગારવાને પ્રભુ તેમને માટે કોઈ ન્યાયાધીશને ઊભો કરતો, અને તે તેમને સંકટમાંથી છોડાવે એટલે દેશ થોડો વખત શાંતિ ભોગવતો.

તંત્રીએ લોકોમાં સુધારો કરવાની દૃષ્ટિથી એ પુસ્તક લખ્યું ને તેને હાલના સ્વરૂપમાં આણ્યું. લખતાં લખતાં તેણે ઈસ્રાએલ કોમના ભૂતકાળ તરફ દૃષ્ટિ કરી તો તેને એવું માલૂમ પડયું, કે જ્યાંસુધી ઈસ્રાએલ કોમ યહોવાહને વળગી રહેતી ત્યાંસુધી તે આબાદાની ભોગવતી, અને જ્યારે જ્યારે તે યહોવાહનો ત્યાગ કરતી ત્યારે તે સંકટમાં આવી પડતી. માણુસની પ્રગતિ કે અધોગતિનો આધાર તે યહોવાહ પ્રત્યે તે કેવી દૃષ્ટિએ જુએ છે તેના પર રહે છે. યહોવાહ વિના આપણને ચાલવાનું નથી ને તેની આપણને જરૂર છે એવી દૃષ્ટિથી ભરોસા તથા પ્રેમસહિત તેની તરફ જોઈએ તો આપણું જીવન સફળ થાય છે; પરંતુ એ વિના બીજી કોઈ દૃષ્ટિએ તેની તરફ જોઈએ તો જરૂર આપણી અધોગતિ થવાની.

આજ વિચાર "ન્યાયાધીશો"ના પુસ્તકના લેખકના મનમાં પ્રધાનપદે હતો. આખા પુસ્તકમાં વારંવાર ઈસ્રાએલની પડતી પછી ચઢતી અને ચઢતી પછી પડતી એવી સ્થિતિ જોવામાં આવે છે. ધર્મવિષયક શબ્દોમાં બોલીએ તો પાપ, સંકટ, પશ્ચાત્તાપ અને છૂટકો કે બચાવ—એજ વિષયોનાં ઉદાહરણો આખા પુસ્તકમાંથી મળી આવે છે. કેટલાક વિદ્વાનોને પુસ્તકની આવી ઢબ કૃત્રિમ અને અવાસ્તવિક લાગે છે, પરંતુ ખરૂં જોતાં તેમ નથી. આખી દુનિયાના ઇતિહાસની વાત એવી જ છે. ઈશ્વર પોતાની ઇચ્છા તથા પોતાના રાજ્યના પ્રચારાર્થે એજ રીતે દુનિયાને ચલાવે છે. અરેઓપાગસમાં આથેન્સના સદ્‌ગૃહસ્થો આગળ પ્રેરિત પાઊલ જે ભાષણ કરે છે (પ્રે. કૃ. ૧૭; ૨૬, ૨૭) તેમાં પણ તે જગતના ઇતિહાસ તરફ એજ દૃષ્ટિએ જુએ છે. લડાઈઓ, દુકાળો, મરકી, એકબીજાથી ચઢિયાતા થવાના ઝઘડાઓ, કોઈ પ્રજાની મુરાદ પાર પડતી ન હોય તે, હાર ખાઈને બેસી રહેવું ને વખત આવ્યે ફરીથી માથું ઊંચું કરવું, વગેરે જે જે દુનિયામાં જોવામાં આવે છે તે બધું ઈશ્વર તરફથી છે; અને એ બધું મોકલવામાં ઈશ્વરનો હેતુ એ છે કે એ દ્વારા માણસોને કેળવવાં, કે જેથી એવી રીતે કેળવાઈને તેઓ ઈશ્વરને શોધે. ઈસ્રાએલના ઇતિહાસમાં જે જે તેમના પર આવી પડ્યું તે બધું ઈશ્વર તરફથી હતું; અને તેમાં જે જે ન્યાયાધીશોએ ભાગ ભજવ્યો તે બધા ઈશ્વરનાં માનવી સાધનો હતા. આ માનવી સાધનો પોતાનું કામ કેવું થાય છે એ જાણતાં નહિ હોય, પરંતુ તેઓ જાણતાં હતાં તેના કરતાં વધારે સારૂં કામ તેઓ કરતાં હતાં.

## પ્રકરણ ૨ જું

# કનાનીઓ સાથે યુદ્ધ—દબોરાહ અને બારાક

(ન્યાયાધીશો અધ્યાય ૪:૫)

"ન્યાયાધીશો"ના પુસ્તક પરથી જણાય છે કે એ અરસામાં ઈસ્રાએલને ઘણી લડાઈઓ લડવી પડી છે, પરંતુ તે બધી વિષે વિચાર નહિ કરતાં માત્ર મુખ્ય મુખ્ય લડાઈઓ આપણે લઈશું. તે અરસામાં થએલી મુખ્ય મુખ્ય લડાઈઓમાં મહાન ઉદ્ધારકોની વાતો ગૂંથી શકાય એમ છે. એવી મુખ્ય મુખ્ય લડાઈઓ ચાર છે:—(૧) કનાનીઓ સાથે લડાઈ: એમાં દબોરાહ નામની એક સ્ત્રી અને બારાક એ બે જણે ઈસ્રાએલીઓની આગેવાની લીધી હતી. (૨) મિદ્યાનીઓ સાથે લડાઈ: એ લડાઈમાં ઈસ્રાએલનો આગેવાન ગિદઓન હતો. (૩) આમોનીઓ સાથે લડાઈ: એમાં ઈસ્રાએલના સૈન્યની સરદારી યિફ્તાહે લીધી હતી. (૪) પલિસ્તીઓ સાથે લડાઈ: એમાં શામશૂનનાં પરાક્રમોની વાત આવે છે. ઈસ્રાએલે પોતાનું ભવિષ્ય ઉજ્જવળ રાખવાને અને પોતાને જે આશા હતી તે સિદ્ધ કરવાને જે જે પ્રયત્નો કર્યા તે બધાની વાત ઈસ્રાએલના કલિયુગમાં થઈ ગએલી એ ચાર લડાઈઓ અને એ ચાર મહા વ્યક્તિઓની વાત વાંચવાથી સમજાશે.

**કનાનીઓ સાથે યુદ્ધ—દબોરાહ અને બારાક**—યરદન નદીને ઉપલાણે મેરોમનું સરોવર છે. ત્યાં આગળ યહોશુઆએ એક મોટી નિર્ણયાત્મક ફતેહ મેળવી હતી. એ ફતેહથી ઈસ્રાએલને કનાન દેશના ઉત્તર ભાગનો કબજો મળ્યો હતો. પરંતુ ન્યાયાધીશોના જમાનામાં એવું બન્યું કે બધા કનાનીઓએ સંપ કર્યો, અને સીસરા* નામના એક

*આ બનાવના ગદ્ય હેવાલમાં યાબીનને કનાનના રાજા તરીકે, અને સીસરાને સૈન્યના સરદાર તરીકે ઓળખાવેલો છે. પરંતુ દંતકથાઓ અરસપરસ વિરૂદ્ધ છે. આ લડાઈમાં યાબીનનો કંઈ પણ હિસ્સો નથી. યહોશુઆ ૧૧; ૧–૧૫માં જે વાત આવે છે તેમાંથી આ વાર્તામાં તેને દાખલ કરવામાં આવ્યો હોય એમ લાગે છે. સીસરા એક સ્વતંત્ર સરદાર છે, તેની પાસે લોઢાના ૯૦૦ રથ હતા, અને આખી વાર્તા સીસરાના શા હાલ થાય છે તે તરફ ઢળેલી છે.

સેનાપતિની સરદારી નીચે તેઓએ ઇસ્રાએલ પર ચઢાઈ કરી. આ વખતે ઇસ્રાએલીઓ બહુ જ મુશ્કેલીમાં આવી પડ્યા. તેઓ લગભગ નિઃશસ્ત્ર હતા, વળી સંખ્યામાં તેઓ કનાનીઓ કરતાં ઘણા ઓછા, અને યુદ્ધકૌશલ્યમાં પણ કનાનીઓ એમના કરતાં ક્યાંના ક્યાંય ચઢિયાતા હતા. કનાનીઓની મતલબ એવી હતી, કે ઉત્તર તરફના તથા દક્ષિણ તરફના ઇસ્રાએલીઓની વચ્ચે ઘૂસવું, અને તેમના ભાગલા પાડીને તેમને જીતી લેવા. દેશની સ્થિતિ છેક જ દયાપાત્ર હતી ; ગામગામડાંના રહીશોને પોતાનાં ઘરબાર છોડીને બો ને ગુફાઓમાં જઈ ભરાવું પડ્યું. કનાનીઓનો એટલો બધો ત્રાસ વર્તી રહ્યો હતો કે ધોરી રસ્તા પર કોઈથી જવાતુંઅવાતું નહિ, તેથી સરિયામ રસ્તાઓ તજીને મુસાફરો ગલીકુચીઓમાં થઈને જતા આવતા હતા. સૌથી દુઃખની વાત તો એ હતી કે ઇસ્રાએલમાં હવે ઇશ્વર પર વિશ્વાસ રહ્યો ન હતો, તેથી તેઓ નાસીપાસ ને છેક નિરાશ બની ગયા. હિંમત અને આશા એ તો જીત મેળવવામાં એક મોટા સાધન તથા ઉત્તેજનરૂપ છે, અને તે તેઓ ગુમાવી બેઠા હતા. આવા સંજોગોમાં ઇલાજ તો નૈતિક હતો, પરંતુ આગળ પડીને ઈશ્વર પર વિશ્વાસ અને દેશ પ્રત્યે પ્રેમની જ્યોતિ લોકોમાં સળગાવે એવો કોઇ નરવીર ઊભો થયો નહિ.

**દબોરાહ**—આ મુશ્કેલ મામલામાં જ્યારે કોઈ શૂરો પુરુષ આગળ ન પડયો ત્યારે આખી ઇસ્રાએલ પ્રજાની આગેવાની એક સ્ત્રીએ લીધી. હેબ્રી લોકોના આખા ઇતિહાસ પરથી માલૂમ પડશે, કે તેઓમાં સ્ત્રીઓએ કંઈ ઓછો આગળ પડતો ભાગ લીધો નથી. ઇસ્રાએલ પ્રજાનું જીવન બીજી પ્રજાઓ કરતાં કેટલું ચઢિયાતું હતું તેનો એ તો દાખલો છે. બીજા કોઈ દેશમાં એ પ્રમાણે નહોતું. ઇસ્રાએલ કોમમાં સ્વતંત્ર વિચારની અને ઈશ્વર પર શ્રદ્ધા રાખનારી સ્ત્રીઓનો તોટો કોઇ કાળે પડેલો જણાયો નથી. જે પ્રસંગનો હાલમાં આપણે વિચાર કરીએ છીએ તેમાં યોગ્ય નરવીરનો દુકાળ હતો ખરો, પરંતુ એ પ્રસંગે એક સ્ત્રીએ તે દુકાળનું નિવારણ કર્યું. તેનું નામ દબોરાહ હતું, અને તેના નામનો અર્થ "મધમાખી" થતો હતો. તે કોઇ સાધારણ સ્ત્રી હતી એમ નહિ, તે તો એક પ્રબોધિકા હતી, અને પ્રબોધિકા તરીકે એફ્રાઇમના પહાડી

મુલકમાં તે ઘણી પંકાએલી હતી. પારકી ઝૂંસરીમાંથી ઈસ્રાએલીઓ મુક્ત થશે એવો વિશ્વાસ તેઓમાં ઊપજાવવાનું માન આ સ્ત્રીને મળ્યું. ઈશ્વર આપણને મુક્ત કરશે એવો વિશ્વાસાગ્નિ તેના હૃદયમાં સળગેલો હતો, અને એ દિવ્યાગ્નિ હેબ્રીઓનાં જુદાં જુદાં કુળોમાં ચેતાવવાનો આવેગ તેના મનમાં ઊપજ્યો હતો. ઈસ્રાએલમાંના સર્વ પુરુષો તો કનાનીઓને જોઈને છેક હતાશ થઈ ગયા હતા, અને હતાશાને લીધે તેમનામાં બીકણપણું પેસી ગયું હતું. પરંતુ બ્રિટન દેશમાં એવો એક વખત આવતાં ત્યાં જેમ બોડીસિયા નામની એક વીર સ્ત્રી ઊભી થઇ, અને ફ્રાન્સ દેશમાં એવા એક પ્રસંગે જોન ઓફ્ આર્ક નામની એક વીર્યવતી સ્ત્રી ઊભી થઈ, તેમ આ પ્રસંગે ઈસ્રાએલમાં પણ દબોરાહ ઊભી થઇ, અને તેણે લોકોમાં આશા તથા હિંમતનો અગ્નિ ચેતાવ્યો. હિન્દમાં પણ અહલ્યાબાઈ, વગેરે સ્ત્રીઓએ કટોકટીના સમય સાચવી લીધા છે. દબોરાહને જે માન ઘટે છે તે આજ વાતમાં રહેલું છે, કે કનાનીઓની સામે થવાને તે સૌથી પહેલી આગળ પડી. "ન્યાયાધીશો"ના પુસ્તકના પહેલા અધ્યાયની પહેલી જ કલમમાં ઈસ્રાએલપુત્રોએ યહોવાહને પ્રશ્ન પૂછેલો છે, કે "કનાનીઓની સામે લડવાને અમારી તરફથી તેઓ પર પહેલો કોણ ચઢાઈ કરશે?" આ પ્રશ્નના ઉત્તરમાં દબોરાહ સૌથી પહેલી હામ ભીડે છે. કોઇ પણ સારૂં કે મોટું કામ કરવું હોય તો તેની પહેલ હમેશાં પહેલાં એકલદોકલ વ્યક્તિથી જ થાય છે, અને એમજ થવું જોઇએ. જો કોઈ કહે કે આપણે થોડાઘણા મળીને એક સંઘ બનાવીએ ને પછી તેની મારફતે અમુક કામ કરીએ, તો એમ બનવાનું જ નથી, કારણ કે કોઈ પણ જાતનો પક્ષ રચવાને કોઈ એક જણે તો પહેલ કરવી જ જોઈએ. જો કોઇ પ્રારંભ નહિ કરે, તો કામ એમ ને એમ રહેવાનું. ઈસ્રાએલના આ કટોકટીના મામલામાં જ્યારે કોઇ ઊભું ન થયું ત્યારે "દબોરાહ ઊઠી," તે "ઈસ્રાએલમાં મા જેવી ઊભી થઈ" (ન્યા. ૫; ૭).

**બારાક**—દબોરાહમાં સ્વદેશ પ્રત્યે જે પ્રેમાગ્નિ હતો તેનો અંગાર નાફતાલી કુળના એક માણસને અડકયો. તેનું નામ બારાક હતું, ને તેના નામનો અર્થ "વિદ્યુત્" થતો હતો. શિથિલ અવસ્થામાંથી તે

જાગૃત થયો તો ખરો, પરંતુ તેણે દબોરાહ સાથે એવી શરત કરી, કે "જો તું મારી સાથે આવે, તો હું જાઉં; પણ જો તું મારી સાથે નહિ આવે, તો હું નહિ જાઉં" (ન્યા. ૪; ૮). આમાં બારાકનો ખાસ વાંક કાઢવા જેવું નથી, કારણ કે તેનામાં જો કાંઈ ખામી હોય તો તે એટલી જ કે તે પોતે પોતામાં રહેલા જુસ્સાને છંછેડી શકયો નહિ. એક સ્ત્રીએ તેને ઢંઢોળ્યો નહિ ત્યાં સુધી તે જાગૃત થઈ શકયો નહિ. તેનામાં પ્રબળ ઇચ્છા હતી તો ખરી, તોપણ કનાનીઓ પર જીત મેળવવાનું માન તો દબોરાહને જ ફાળે ગયું; સૈન્યમાં જોડાએલા બીજા બધાએ તો માત્ર દબોરાહના અનુયાયીઓ હોવાનું જ કામ કર્યું. બારાક એવા પ્રકારનો માણસ હતો કે જેને ઈશ્વર પર ભરોસો રાખવાનું અઘરૂં લાગે છે, પણ તેના કરતાં એક સ્ત્રી પર ભરોસો રાખવાનું સહેલું લાગે છે. ગમે તેમ હોય, પણ ઉપકારજ્ઞતાથી દબોરાહ જેવી સ્ત્રીના અનુયાયી થઇ પોતાનું પુરુષત્વ તેને આધીન કરવું, એમાં કંઇ નાનમ ન હતી. કોઈ પણ સ્ત્રી જે ખરી આદર્શ સ્ત્રી છે તે લડાઇ લડવાની પુરુષોમાં કેવી હિંમત ઉશ્કેરે છે અને એવી સ્ત્રી તેના અનુયાયીઓ પર કેવી અસર પાડે છે તેનો ઝળહળતો દાખલો દબોરાહની વાતમાં આપણને મળે છે. દુનિયામાં જે જે વ્યક્તિ-ઓએ ફતેહમંદ જીવન ગુજાર્યું છે તેઓમાંની ઘણીખરી વ્યક્તિઓના જીવનની સફળતાનુ રહસ્ય "જો તું મારી સાથે આવે તો હું જાઉં" એ વાતમાં રહેલું છે. ટેનીસન કરીને એક અંગ્રેજ મહાકવિ પોતાની સ્ત્રી વિષે કહે છે, કે "મારા મનમાં પ્રભુનું ભય લગ્ન વખતે મારી સ્ત્રીની અસરથી આવ્યું."

કિશોન નદી આગળ થએલા યુદ્ધનાં બે વર્ણન "ન્યાયાધીશો"ના પુસ્તકમાં આપવામાં આવેલાં છે. એક વર્ણન ચોથા અધ્યાયમાં છે, ને તે ગદ્યમાં છે; બીજું વર્ણન પાંચમા અધ્યાયમાં છે, ને તે પદ્યમાં છે. બન્ને વર્ણન ઘણીખરી અગત્યની બાબતમાં મળતાં આવે છે. બન્ને હકીકતમાં દબોરાહ, બારાક, સીસરા, ને યાએલ જે આ યુદ્ધનાં મુખ્ય પાત્રો છે તેમની વાત આવે છે. મુદ્દાની બાબતોમાં મળતા-પણું છે ખરૂં, તથાપિ કેટલીક બાબતોમાં તફાવત પણ છે, અને તે ધ્યાનમાં લેવો જોઈએ. પહેલો તફાવત તો એ છે કે યાબીન નામના એક પુરુષની વાત આવે છે, વળી તેના વિષે એમ કહેલું છે કે તે કનાનનો રાજા હતો, ને તેના સૈન્યનો સેનાપતિ સીસરા નામે એક જણ હતો (૪; ૩); પરંતુ પાંચમા અધ્યાયમાં તો યાબીનનું નામનિશાન કંઈ જ આવતું નથી. ગદ્યમાં એમ બતાવેલું છે કે આ યુદ્ધમાં માત્ર

ઝબુલૂન તથા નાફતાલી એ બે કુળના લોકોએ ભાગ લીધેલો છે; પરંતુ કાવ્યવર્ણનમાં જાણે આખી ઈસ્રાએલ કોમે ભાગ લીધો હોય એવું બતાવેલું છે. ખરી વાત કે દક્ષિણમાં આવેલા યહુદાહનું નામનિશાન આવતું નથી. એ ઉપરાંત ઉત્તરમાં દાન તથા આશેર કુળના લોકો રહેતા હતા તેઓને, અને યરદન નદીની પૂર્વગમ રહેનાર રેઉબેન તથા ગાદ કુળના લોકોને યુદ્ધમાં જોડાવાનું આમંત્રણ મળેલું ખરું; પરંતુ તેઓ પોતાની ફરજ સમજ્યા હોય એમ લાગતું નથી, તોપણ છ કુળના લોકોએ તો આ યુદ્ધમાં ભાગ લીધો છે જ. ઉપરાંત, બીજો પણ એક તફાવત છે, અને તે સીસરાનું મરણ કેવી રીતે થયું તે વિષે છે. ચોથા અધ્યાય પ્રમાણે સીસરાના મરણની હકીકત એવી છે કે તે તંબુમાં ઊંઘી ગએલો છે એટલામાં યાએલ આવીને તેના લમણામાં તંબુની મેખ ઠોકી ઘાલે છે ને તેને મારી નાખે છે. પદ્યની હકીકત સહેજ જુદી છે. યાએલ સીસરાને સારૂ દૂધ લાવે છે, અને સીસરા તે પીવા જાય છે એટલામાં મજૂરની મોગરી વડે તે તેને મારી નાખે છે.

**દબોરાહનું ગીત—ઇસ્રાએલની કોમી ભાવનાનું પ્રદર્શન—** કિશોન નદી આગળ થએલાં યુદ્ધનાં ઉપરોક્ત બે વર્ણનોમાંથી કયું વર્ણન પસંદ કરવું એમાં બહુ મુશ્કેલી નડે એવું નથી. કારણ કે બધા વિદ્વાનો એવું લેખે છે કે દબોરાહનું ગીત એ પહેલા દરજ્જાનો ઐતિહાસિક લેખ છે, અને જે બીનાઓનું વર્ણન એ ગાયનમાં આવે છે તે બીનાઓ જે અરસામાં બની તેજ અરસામાં એ ગાયનની રચના પણ થઇ હશે. વળી તેઓ એવું પણ માને છે કે એ ગીત રચનાર તે એ બીનાઓ નજરે જોનાર જ કોઇ હશે—ઘણે ભાગે દબોરાહ જ હોવી જોઇએ. આ ગીત જેટલું લાંબું છે તેટલી લંબાઇનું જૂના કરારનું બીજું કોઈ પણ લખાણ એ ગીતના જેટલું પુરાણું નહિ હોય. હેબ્રી કાવ્યો વિષે બાઈબલમાં ઠેકાણે ઠેકાણે વાંચવામાં આવે છે, જેમકે "યાશારનું પુસ્તક" (યહો. ૧૦; ૧૩. ૨ શમ. ૧; ૧૮), "યહોવાહનો યુદ્ધગ્રન્થ" (ગણના ૨૧; ૧૪), વગેરે; પરંતુ એમાંનાં ઘણાંખરાંનો હાલ કંઇ પણ પત્તો લાગતો નથી. "યાશારનું પુસ્તક" કે "યહોવાહનો યુદ્ધગ્રન્થ" એ બેમાંથી કોઇકમાં દબોરાહનું ગીત જરૂર આવતું હશે. જે પ્રસંગને લગતું એ ગાયન છે તે પ્રસંગનું રહસ્ય એમાં બતાવેલું છે. કિશોન નદીને કાંઠે એ યુદ્ધ થયું હતું, અને જેવાં એ નદીનાં મોજાં એકબીજાની ઉપર ગબડતાં હતાં તેવા જ એ ગીતના છંદો પણ છે. એ ગીત પરથી એ યુદ્ધનો ચિતાર કલ્પી શકાય એમ છે.

**કિશોન નદી આગળ થએલું યુદ્ધ**—દબોરાહ પ્રબોધિકાના પ્રોત્સાહનથી ઉશ્કેરાઈને બારાકે ઈસ્રાએલનાં બધાં કુળોના લોકોને તાબોર પર્વતની તળેટી આગળ એક ખીણમાં એકઠા કર્યા. કનાનીઓ તેઓના રથો લઈને ત્યાં આગળ થઈ પસાર થવાનો યત્ન કરતા હતા ત્યારે બારાક ઘણી બહાદુરીથી પોતાના માણસો લઇને તેમની સામો થયો. યુદ્ધ ચાલતું હતું તે દરમિયાન મોટું વાવાઝોડું થયું, જેથી કિશોન નદીમાં પૂર આવ્યું. આને લીધે કાંઠા પરની પોચી જમીન એટલી તો કાદવકીચડવાળી અને "યાત્રાકારી"માંના નિરાશાકલણ જેવી થઇ ગઈ કે રથનાં પૈડાં અંદર ગરક થઇ ગયાં. કનાનીઓનું સૈન્ય બહુ જ ગભરાયું, જાણે જમીન પર રહીને માણસો અને અંતરિક્ષમાં રહીને ભૂતપિશાચો તેમની સાથે લડતા ન હોય એમ તેમને લાગ્યું. આથી ગભરાટમાં ને ગભરાટમાં તેઓએ કિશોન નદી ઓળંગી જવાનો પ્રયત્ન કર્યો ખરો, પણ તે નિષ્ફળ ગયો. નાસતાં નાસતાં લશ્કરમાં ભંગાણ પડયું, અને તે પૂર્વ ને પશ્ચિમ ભણી નાઠું; તેઓનો સમૂળગો સંહાર થઇ ગયો હોત, પણ એમ ન થવાનું કારણ એ હતું કે મેરોઝના માણસો "બળવાનની સામે યહોવાહની મદદે આવ્યા નહિ" (૫; ૨૩). સીસરા રણક્ષેત્રમાંથી પોબારા ગણી ગયો, અને યાએલ નામની એક હેબેર-કેની સ્ત્રીના તંબુમાં ભરાઇ ગયો. ત્યાં યાએલે તેને દૂધ પીવાનું આપ્યું, અને તે દૂધ પીતો હતો એવામાં યાએલે તેને મજૂરની મોગરીથી મારી નાખ્યો. આવી રીતે કનાની સૈન્યના સેનાપતિ સીસરાનો અંત આવ્યો. દબોરાહે ગાએલા ગીતમાં આ મોટી જીતની ખુશાલી ઉજવેલી છે; તે ગીત આખું વાંચવું જોઈએ.

આ ગીતની શરૂઆત "હાલેલુયાહ"થી કરેલી છે, તે તો આનંદ-સૂચક શબ્દ છે. જે લોકોએ ઈશ્વરની સેવાર્થે પોતાનું સમર્પણ કર્યું હતું તેઓનાં હૃદયમાં એ ગીત ગાતાં કેટલો આનંદ ઊભરાઇ જતો હતો તેનું સૂચન એ શબ્દ કરાવે છે:

"આગેવાનોએ ઈસ્રાએલમાં આગેવાની કરી, અને
લોકોએ રાજીખુશીથી પોતાને અર્પી દીધા,
માટે તમે યહોવાહને ધન્યવાદ આપો" (૫; ૨).

"ઇસ્રાએલના જે અધિકારીઓએ લોકોની સાથે
રાજીખુશીથી પોતાને અર્પી દીધા,
તેઓની તરફ મારૂં હૃદય છે ;
યહોવાહને ધન્યવાદ આપો" (૫ ; ૯).

યહોવાહનું લશ્કર બળવાનોને લઈને યહોવાહની પાસે આવ્યું. લડાઈમાં ભાગ લેવાને ઘણા માણસો તૈયાર તો થયા, પરંતુ તેઓમાંના કેટલાક કમને આવતા હતા ને વળી બહુ ઢીલા હતા. આથી દબોરાહ "મધમાખી"એ તેમને તુચ્છકારનો ડંખ માર્યો. રેઉબેનનો તો સ્વભાવ જ એવો હતો કે તૈયાર ન રહેવું, અને તદનુસાર તે તો યુદ્ધમાં જોડાવાને તૈયાર ન હતો. તેના વિષે ગીતમાં એવું કહેવામાં આવેલું છે, કે "રેઉબેનના વહેળાઓ આગળ મોટા મોટા મનસૂબા કરવામાં આવ્યા" (૫ ; ૧૫). એ મોટા મોટા મનસૂબાઓમાંથી કાર્યરૂપ કંઈ ફળ નીપજ્યું નહિ; તેથી તેના વિષે એવો સવાલ પૂછવામાં આવેલો છે, કે "ટોળાંને બોલાવવાના વાંસળીના નાદ સાંભળવાને તું શા વાસ્તે ઘેટાંના વાડામાં બેઠો?" (૫ ; ૧૬).

જ્યારે ઈશ્વર કોઇ પણ માણસને બોલાવે ત્યારે ઘેટાંનાં ટોળાંને બોલાવવાના સાદને કાન ધરવો એ તો ખરેખર શોચનીય બાબત છે. રેઉબેને એવું જ કર્યું હતું. એજ હમેશાં તેની રીત હતી. એ તેના પર એક જાતનો શ્રાપ હતો. તેના વિષે યાકૂબનું છેલ્લું વચન એ હતું, કે "પાણી જેવો અસ્થિર હોવાથી તું ઉત્તમતા નહિ પામશે" (ઉત્પ. ૪૯; ૪).

દબોરાહની અંતર્દષ્ટિએ જોતાં આ યુદ્ધ તે કંઈ સાધારણ યુદ્ધ ન હતું. એમાં માત્ર માણસો એકબીજાની સામે લડે છે એટલું જ સમાયલું હોય એમ દબોરાહને લાગતું નથી. માણસો એકબીજાની સામે યુદ્ધ કરે એ કરતાં એમાં કંઈક વિશેષ છે, એવું દબોરાહની અંતર્દષ્ટિ જોઈ શકે છે; કારણ કે કાવ્યમાં એમ લખેલું છે, કે

"રાજાઓએ...યુદ્ધ કર્યું...આકાશમાંના તારાઓએ યુદ્ધ કર્યું;
તેઓએ પોતાની કક્ષાઓમાં સીસરાની સામે યુદ્ધ કર્યું" (૫;૧૯,૨૦).

ન્યાયીપણા ને સ્વતંત્રતાની ખાતર લડાતા કોઈ પણ યુદ્ધમાં જોડાએલા

સૈનિકોમાંથી ઈશ્વર પર વિશ્વાસ કરનાર સૈનિકોની નજરે તો જે અદૃશ્ય છે તે પણ પડે છે, વળી સ્વર્ગીય દળ તેની દૃષ્ટિએ પડે છે. ઉદાહરણ તરીકે, એલીશા પ્રબોધક તથા તેનો ચાકર એક પર્વત પર ઊભા હતા, ત્યારે ચાકરે એલીશાની આસપાસ અગ્નિરથો તથા અગ્નિઘોડા જોયા (૨ રાજા. ૬ ; ૧૭). એ કંઇ મનની ભ્રમણા નથી, એ તો મનનો વિશ્વાસ છે, જે "જે વસ્તુઓની આશા આપણે રાખીએ છીએ તેની ખાતરી છે, અને અદૃશ્ય વસ્તુઓની સાબિતી છે" (હેબ્રી. ૧૧ ; ૧).

ગીતના છેવટના ભાગમાં, સીસરાનું મરણ કેવી નિર્દયતાથી કરવામાં આવ્યું, એ મરણને લીધે યાએલ કેટલો બધો આનંદ કરે છે, અને સીસરાની મા તેના કદી પાછા નહિ આવનાર વહાલા દીકરાની કેવી પાણીની પેઠે રાહ જોઈ રહી છે—એ બધી વાતો આવે છે. છેવટે યુદ્ધગીતની સમાપ્તિમાં નીચે પ્રમાણે એક પ્રાર્થના આવે છે:—

"હે યહોવાહ, તારા સર્વ વૈરી એમજ નાશ પામે ;
પણ જેઓ તેના પર પ્રીતિ રાખે છે તેઓ, જેમ સૂર્ય પૂર્ણ તેજથી
ઉદય પામે છે, તેના જેવા થાઓ" (૫ ; ૩૧).

**યાએલ**—આ ગીત ઇસ્રાએલના દેશાભિમાનને લગતાં ગીતોમાંનું એક છે. દેશાભિમાનને માટે જે બીજાં બધાં ગીતો છે તેઓમાં આ સૌથી ચઢિયાતું છે. કેટલીક બાબતે તે "ગીતશાસ્ત્ર"માંનાં શાપદાયક ગીતોના જેવું છે, કારણ કે દુશ્મન પર વેર લેવાની અને તેને શાપ દેવાની વાત તેમાં આવે છે. "ગીતશાસ્ત્ર"માં તેમજ આ ગીતમાં જે જે શાપદાયક વચનો આવે છે તે વિષે ડૉ. ડ્રાઈવર કરીને એક મહા સમર્થ વિદ્વાન લખે છે, કે "એ ગીતોમાં ખ્રિસ્ત ઇસુના મનનો ભાવ છે, એવું જો કોઇ કહેતું હોય તો તે ખોટું છે, તેમજ એવાં ગીતનો ઉપયોગ ખ્રિસ્તના અનુયાયીઓથી થઈ શકે એમ જો કોઈ કહેતું હોય તો તે પણ ખોટું છે." ત્યારે જે લોકોએ મોટાં મોટાં કામો કર્યાં છે તેવા લોકોના હૃદયમાં એવાં વચનો ક્યાંથી આવ્યાં ? એ સવાલનો ખુલાસો આ પ્રમાણે છે : "ભલા તથા ભૂંડાની વચ્ચે, ઇશ્વર તથા તેના શત્રુઓની વચ્ચે, ઇસ્રાએલ તથા વિધર્મી દેશજાતિઓની વચ્ચે, અને ખુદ ઇસ્રાએલ-માંના ધાર્મિકો તથા અધાર્મિકોની વચ્ચે જે મહા યુદ્ધ ચાલી રહ્યું હતું તે

વિષે એ લોકો બહુ જ લાગણી ધરાવતા હતા. તેઓને એમ લાગતું હતું કે દિવ્ય સત્યતા અને ન્યાયીપણું ભારે ભયમાં આવી પડેલાં છે." ખરેખર ભવિષ્યવાણીનાં વચનો !

યાએલે સીસરાને મારી નાખ્યો તે સંબંધમાં ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે તેનું કૃત્ય વાજબી હતું કે ગેરવાજબી એનો નિર્ણય આપણા જમાનાના ખ્રિસ્તી નીતિધોરણ મુજબ આપણે કરવાનો નથી. જે જમાનામાં તે કૃત્ય કરવામાં આવ્યું તે જમાનાના લોકોના નીતિધોરણ મુજબ તેનો ઇન્સાફ કરવો જોઇએ. અગાઉના જમાનામાં જે જે અત્યાચારોથી ભૂમિ કલંકિત થઇ છે તેની સરખામણીમાં તો આ કનાની આગેવાન સ્ત્રીની બરછટ પણ વિનીત ક્રૂરતા ઠીક ગણાય. આ ગીતની યોગ્યાયોગ્યતા વિષે એટલું જ કહી શકાય કે તે ઇસ્રાએલના કલિયુગમાં રચવામાં આવેલું હતું, અને કલિયુગમાં એ કરતાં શા સારા ઉદ્ગારોની આશા રાખી શકાય ! એટલું તો ખાતરીપૂર્વક કહેવું જ જોઈએ, કે એ ગીતમાં રહેલું તાત્પર્ય ખ્રિસ્તના મનોભાવથી તદ્દન વિરૂદ્ધ છે. યાએલનું કૃત્ય આપણે સમજી શકીએ ખરાં, તથાપિ મૂર્તિપૂજક લોકોમાં પણ શરણાગત માણસો પર એવો અત્યાચાર નહોતો જ ગુજારાતો, એ ધ્યાનમાં લેતાં યાએલના કૃત્યનો બચાવ તો આપણે કરી શકીએ જ નહિ.

**ઈસ્રાએલ[ના ધર્મ]નું રહસ્ય**—આ કાવ્યનું છેલ્લું પદ બહુ જ ધ્યાન ખેંચે એવું છે. હેબ્રી ધર્મમાં અને બીજા કોઇ ધર્મમાં જે ખાસ તફાવત છે તેનું રહસ્ય કઇ બાબતમાં રહેલું છે તે એ છેલ્લા પદ પરથી જણાય છે. તે આ પ્રમાણે છે :

> "જેઓ તેના ઉપર પ્રીતિ રાખે છે તેઓ, જેમ સૂર્ય પૂર્ણ તેજથી ઉદય પામે છે, તેના જેવા થાઓ" (ન્યા. ૫ ; ૩૧).

આ આખું કાવ્ય વાંચતાં તેમાંના કેટલાક વિચારો કનાનીઓના હશે એવું આપણને લાગે, અને તેથી કોઈ કનાનીએ તે રચ્યું હશે એમ પણ લાગે ; પરંતુ ઉપરોક્ત છેલ્લું પદ બઆલના કોઈ પૂજકે લખ્યું હોય એવું કોઈ ધારે નહિ. બઆલપૂજકના મનમાં ઈશ્વર પર પ્રેમ રાખવા વિષેનો એવો ઉન્નત વિચાર આવી શકે જ નહિ. હેબ્રી ધર્મ હજી કિશોર વયમાં જ છે, છતાં ઇશ્વર પર પ્રેમ રાખવો જોઈએ એવા ઉન્નત

વિચારને તેમાં સ્થાન મળેલું છે, એ પરથી એ ધર્મ અન્ય ધર્મો કરતાં કેટલો ચઢિયાતો ને કેટલો ભિન્ન છે તે જણાઈ આવે છે એટલું જ નહિ, પણ કનાની દેવદેવીઓના કરતાં યહોવાહને ઘણું ઊંચું સ્થાન આપવામાં આવેલું છે એ પણ જણાઈ આવે છે. પવિત્ર શાસ્ત્રમાંનાં પહેલાં થોડાં પુસ્તકો પરથી યહોવાહ તે કોઈ અમુક કોમનો જ દેવ હોય એવો ભાસ પડે છે ખરો; પરંતુ એ માન્યતા તો કાયમની કે છેવટની નથી, એ તો જે પૂર્ણ પ્રકટીકરણ હેબ્રીઓને રફ્તે રફ્તે મળતું જતું હતું તેનું માત્ર એક પગથિયું છે. આકાશવાસી પિતા પાસે પહોંચવાના માર્ગમાં રાષ્ટ્રિય દેવ એ એક પગલું હોઈ શકે ખરૂં. પહેલાં રાષ્ટ્રિય દેવ; ત્યાર પછી (પ્રબોધકોનાં પુસ્તકોમાં) આખી પૃથ્વીનો પ્રભુ; અને છેલ્લે, સર્વનો આકાશવાસી પિતા.

જૂના કરારનો બરાબર અભ્યાસ કરવો હોય તો કેટલીક સત્યતાઓ જાણવાની આપણને જરૂર છે; અને તે સત્યતાઓનાં પ્રમાણો દબોરાહના કાવ્ય પરથી અને જે વિજયના ઉત્સવમાં એ કાવ્ય રચવામાં આવ્યું હતું તે પરથી આપણને મળે છે. (૧) સર્વ ઈસ્રાએલીઓ એક જ ધર્મ પાળતા હતા, અને તેઓની માન્યતા એક જ હતી. (૨) ધાર્મિક ઉત્સવની જાગૃતિ થઈ હતી, અને તેમાં સર્વ ઈસ્રાએલીઓ દૃઢ થએલા હતા. (૩) સિનાય પર્વત પર કરવામાં આવેલો કરાર, અને ઈસ્રાએલીઓને મુસાએ આપેલી આજ્ઞા, એ બન્ને સર્વ ઈસ્રાએલીઓને બંધનકારી હતાં, અને એ બંધનનું સામર્થ્ય અહીં પ્રગટ કરવામાં આવેલું છે; મુસા એ ઈસ્રાએલ કોમનો સ્થાપક હતો, એવી તેના સ્થાપનકાર્ય પર મુદ્રા કરવામાં આવેલી છે. જો મુસાએ વિનંતી કરી નહિ હોત, તો દબોરાહ સ્તુતિ કરી શકી નહિ હોત.

## પ્રકરણ ૩જું

# મિદ્યાનીઓ સાથે યુદ્ધ—ગિદઓન

( ન્યાયાધીશો અધ્યાય ૬ : ૭. )

**મિદ્યાન**—કિશોન નદી આગળ ઇસ્રાએલીઓ તથા કનાનીઓ વચ્ચે થએલા યુદ્ધનું પરિણામ એ આવ્યું, કે તેથી કનાનીઓનું બળ હમેશને માટે તૂટી ગયું. હેબ્રો લોકોને હવે પછી કનાનીઓ તરફથી કશી કનડગત થઈ નહિ, અને આખો દેશ ઘણાં વરસો સુધી શાંતિ ભોગવતો રહ્યો. પરંતુ કનાનીઓ તરફની કનડગત ગઈ એટલે હવે ઇસ્રાએલીઓ સહીસલામત હતા એમ કહેવાય નહિ. તેઓની ખરેખરી સહીસલામતી તો ઇશ્વરને વિશ્વાસુ રહેવામાં જ હતી. ફરી ઇશ્વરને વિશ્વાસુ રહેવાનું તેઓ વિસરી ગયા, એટલે અનૈક્ય, માત્ર સ્વાર્થી ઇચ્છા, અને દુર્બળતા, વગેરે દુર્લક્ષણોરૂપી સડો તેમનામાં પેઠો. આ વખતે તેઓની શિક્ષાનું વાદળ યરદનની પૂર્વ તરફનાં આરબ કુળો તરફથી આવ્યું. આ મિદ્યાની લૂંટારૂઓ ખેડાણ પ્રદેશની સરહદ પર ભટકયા કરતા ને પાક લઈ જતા, વળી તેઓ ચોરી ન કરે તો તેના બદલામાં લોકો પાસેથી દાપું માગતા, અને દેશ પર મોટી મોટી ધાડો પાડીને લોકોને હેરાન કરતા. સ્કૉટલાંડ અને ઇંગ્લાંડ દેશની વચ્ચે આવેલી "તકરારી ભૂમિ" પર પહેલાંના વખતમાં જે ધાડો આવતી હતી તેનો વિચાર કરવાથી મિદ્યાનીઓ જે ધાડ પાડતા હતા તેનો કંઈક ખ્યાલ આવશે, અથવા હાલમાં હિન્દની સરહદ પર વારંવાર જે ધાડો પડે છે તે પરથી તેનો કંઈક ખ્યાલ આવશે. ઇસ્રાએલીઓની દુર્બળતાને લીધે તેમજ તેમના કુળકુળ વચ્ચેના કજિયાઓને લીધે શત્રુઓને વધારે ફાવતું આવ્યું ને તેઓ વધારે સાહસિક બન્યા ; અને તેઓએ ઇસ્રાએલીઓ પર છેલ્લી એક એવી ચઢાઈ કરી, કે જેથી આખરે તેઓને પહાડોની ખોમાં તથા ગુફાઓમાં આશરો લેવો પડયો. "મિદ્યાનીઓના કારણથી ઇસ્રાએલ બહુ કંગાળ અવસ્થામાં આવી પડયા ; અને ઇસ્રાએલપુત્રોએ યહોવાહને પોકાર કર્યો" ( ન્યા. ૬ ; ૬ ).

**ગિદઓન**—"ઇસ્રાએલપુત્રોએ મિદ્યાનીઓને લીધે યહોવાહને પોકાર કર્યો" (ન્યા. ૬ ; ૭), ત્યારે શત્રુઓના હાથમાંથી તેઓને ઉગારનાર ગિદઓન નામે એક જણ ઊભો થયો. ગિદઓન વિષે શાસ્ત્રમાં એક બે બાબતો સિવાય બીજું કંઈ જણાવેલું નથી, જેથી એ એક બે બાબતો વિના આપણે તેના જીવન વિષે ભાગ્યે જ કંઈ જાણીએ છીએ. પરંતુ તેના વિષે કરવામાં આવેલા એ ઇશારા તે વીજળીના ઝબકારા જેવા છે. વીજળીનો ઝબકારો ઓચિંતો અને ક્ષણભંગુર હોય છે. એવો માત્ર ઝબકારા જેવો પ્રકાશ પવિત્ર શાસ્ત્ર ગિદઓન પર પાડે છે, તોપણ તેટલા પરથીએ ઇસ્રાએલના બીજા બધા ન્યાયાધીશો કરતાં તે વધારે મોટો અને ઉમદા જણાય છે. સ્વર્ગીય મહેમાનોનું જેવું દર્શન ઇબ્રાહીમને થયું ("ઇસ્રાએલના ગોત્રપતિઓના જમાનાનો જીવનવ્યવહાર અને ધર્મ," પૃ. ૪૭, ૪૮) તેવું દર્શન ગિદઓનને પણ થયું, અને એ દર્શનમાં ગિદઓન ઇસ્રાએલનો ઉદ્ધારક થવાનું તેડું પામ્યો. દર્શન થયું તે વખતે તે દ્રાક્ષાકુંડમાં બેઠો બેઠો, જે થોડાઘણા ઘઉં તેના ખેતરમાં પાક્યા હતા તે ઝૂડતો હતો. અનાજ ઝૂડવા મસળવાનાં ખળાં ઘણે ભાગે ઊંચાણમાં રાખવામાં આવતાં હતાં, પરંતુ મિદ્યાનીઓની બીકને લીધે ગિદઓનને સંતાઇને એ કામ કરવું પડતું હતું. આવો ગિદઓન કેવા વિચારો આવ્યાથી બહાદુર, બળવાન અને ગંભીર બન્યો તે, તેને થએલા દર્શનની વાત પરથી જણાય છે. ગિદઓનનું અત્યાર પહેલાંનું સર્વસ્વ ખેદાનમેદાન થઈ ગયું હતું; અને "પરાક્રમી શૂરવીર, યહોવાહ તારી સાથે છે" (ન્યા. ૬ ; ૧૨) એવા અભિવંદનથી સ્વર્ગીય સંદેશીઆએ તેને સંબોધ્યો ખરો, તોપણ ગિદઓનની ગમગીની એટલી બધી હતી કે એ શબ્દોથી તેને કંઈ અસર થઇ નહિ. તેણે એવો પ્રત્યુત્તર આપ્યો, કે "જો યહોવાહ અમારી સાથે હોય, તો અમારે માથે આ સર્વ [ વિપત્તિઓ ] કેમ આવી પડી છે?...અમારા પિતૃઓ જે સર્વ ચમત્કારો વિષે અમને કહેતા હતા તે ક્યાં છે?" (ન્યા. ૬ ; ૧૩). ગિદઓનના પ્રશ્નમાં જગજૂનો છતાં સદા નવો એવો એક કોયડો રહેલો છે. તે કોયડો બાઇબલમાં આપણને ઠેકાણે ઠેકાણે મળે છે એટલું જ નહિ, પરંતુ વ્યાવહારિક જીવનમાં પણ એનેએજ કોયડો આપણને નડે છે. એ કોયડો તે કયો? **દુનિયામાં દુઃખ કેમ છે તે.** દુનિયામાં ઇશ્વર છે, છતાં સાથે સાથે દુઃખ પણ

છે. જે દુનિયામાં ઈશ્વર છે તે આવી દુઃખમય કેમ એ સવાલ જૂના જમાનાથી મોટા મોટા પંડિતો તથા પ્રભુભકતોને પણ પજવી રહેલો છે, એ કોયડો એટલો ગહન છે કે આપણાથી તેનો ઉકેલ થઈ શકતો નથી. જે વાતનો ઉકેલ આપણે કદી પણ કરી શકવાનાં નથી તેમાં માથું મારવાનું રહેવા દઈને આપણે આપણું કર્તવ્ય સંભાળીએ તો તે વધારે સારૂં છે. આપણા સાથીભાઈઓને સહાય કરીએ, તો આપણું કર્તવ્ય બજાવવામાં આપણું સંકટ વિસારે પડશે. ગિદઓને પણ એમજ કર્યું. તે પોતાનું કર્તવ્ય સમજ્યો, અને પોતાના સાથીભાઈઓને સહાય કરવાનું કામ જ્યારે તેણે માથે લીધું ત્યારે તેના સંકટનું નિવારણ થયું.

પોતાની પાસે દર્શનમાં આવેલો પુરુષ કોણ હતો તે ગિદઓન હજુ સુધી જાણતો નથી. પરંતુ “તું તારા આ બળમાં ચાલ્યો જા” (ન્યા. ૬; ૧૪) એવું જે ફરમાન તેને કરવામાં આવે છે તેથી તેને શું કરવું તેની સૂઝ પડી. એમાં પ્રકટીકરણ ને માર્ગદર્શન એ બન્ને હતાં. સાધનો ગમે તેટલાં હલકાં ને તુચ્છકારાએલાં ભલે હોય, પરંતુ ઈશ્વરના વિજયવાન હાથમાં તે આવતાં તેજ હલકાં સાધનો બળવાન થઈ જાય છે. અત્યાર સુધી તો ગિદઓન તેના ઘઉંના પાક વિષે જ વિચાર કરતો હતો, અને તેનો નાશ થતો હતો તેથી તે ચીડાતો હતો. પરંતુ ઈશ્વર તેને વધારે મોટા માનનું કામ સોંપવા ઇચ્છતો હતો, અને એ કામ કરવાને ગિદઓન જો કે પોતાને બહુ જ તુચ્છ ને નાલાયક સમજતો હતો, તોપણ એને જ એ માન મળવાનું હતું. માણસો જે સ્થિતિમાં હોય છે તેનેતેજ સ્થિતિમાં ઈશ્વર તેમને કામમાં લે છે, અને પછી જેવા તેઓ નથી હોતા તેવા તેમને બનાવે છે. ઈબ્રાહીમની પાસે આવા સ્વર્ગી પરોણા આવ્યા ત્યારે જેમ તેણે તેઓની આગતાસ્વાગતા કરી, તેમ ગિદઓનને પણ કરવાનું મન થયું. તેથી તેણે તેની આગળ કંઈ પ્રસાદ ધર્યો, અને તે પ્રસાદ બળીને ભસ્મ થઈ ગયો. ન્યાયાધીશોના જમાના પૂર્વે એવો સમય હતો કે જેમાં ઈશ્વર જાણે માણસોની સાથે ખરેખાત ખાતોપીતો હોય એમ બતાવવામાં આવેલું છે. પરંતુ ઈશ્વર વિષેના એવા વિચારો હવે બદલાઈ ગએલા લાગે છે, કારણ કે ઈશ્વર વિષેનું લોકોનું જ્ઞાન એક ડગલું આગળ વધ્યું છે. ત્યાં ને ત્યાં જ અને ત્યારે ને ત્યારે જ ગિદઓનને

પ્રભુ તરફથી કામ કરવાનું તેડું મળ્યું. એ તેડાની આશામાં ને આશામાં તેણે ત્યાં એક વેદી બાંધી, અને તે વેદી પર "યહોવાહ–શાલોમ" એવો લેખ કોતરાવ્યો, જેનો અર્થ "યહોવાહ શાંતિસ્વરૂપ છે" એવો થાય છે (ન્યા.૬ ; ૨૪). યશાયાહ પ્રબોધકને ગિદઓનની વાર્તા બહુ પ્રિય હોય એમ લાગે છે (યશા. ૯ ; ૪: ૧૦ ; ૨૬). "યશાયાહ"ના પુસ્તકના પાછલા ભાગમાં તો, બંદીવાસમાં દુઃખ ભોગવતા ઇસ્રાએલીઓને એ પુસ્તકનો લેખક ગિદઓનની વાર્તાનો બનાવ લાગુ પાડે છે: "મારી કૃપા તારા પરથી ટળશે નહિ, અને મારો શાંતિનો કરાર ચળી જશે નહિ" (યશા. ૫૪ ; ૧૦).

**મૂર્તિનું ખંડન કરનાર**—ગિદઓનને થએલા તેડામાં બે જુદી જુદી વાણીઓ સમાએલી હતી: એક તો વિશ્વાસની, અને બીજી કર્તવ્યની. (૧) ઓફ્રાહ નામના જે ગામમાં ગિદઓન રહેતો હતો તેમાં બઆલની એક વેદી હતી. ગિદઓનનો બાપ પોતે જ એ વેદીનો રક્ષક હતો. વેદીની પાસે એક પવિત્ર સ્તંભ ઊભો કરેલો હતો, એ અશેરાહ મૂર્તિ હતી. બઆલ-પૂજા કેટલી ભ્રષ્ટ હતી તેનું ચિહ્ન એ મૂર્તિ હતી. દર્શન પછીની રાતે ગિદઓને ઉપરોક્ત વેદી તથા મૂર્તિ એ બન્નેનું ખંડન કર્યું, અને તેને બદલે ઇસ્રાએલના દેવને અર્થે રાતોરાત એક વેદી બાંધી. સવાર થતાં જ એ બધી વાતની ખબર પડી ગઈ, અને એ બધું કરનાર તે ગિદઓન છે, એવો બધાં માણસોને શક ગયો. પરંતુ ગિદઓન પર જ એવો શક ગયો, એમાં તો ગિદઓનની કીર્તિ સમાએલી છે, કારણ કે બઆલની સેવા કરીને ભ્રષ્ટ થએલો ન હોય એવો ઇસ્રાએલી એ એકલો જ હતો. એ કામ કર્યાને લીધે ગામલોકે તો ગિદઓનને મારી નાખવાનો મનસૂબો કર્યો હતો, પરંતુ તેના બાપે બહુ હોશિયારીથી તેને બચાવી લીધો. લોકો ગિદઓનને મારી નાખવાના હતા, એવામાં તેના બાપે વચ્ચે પડીને કહ્યું, કે "શું તમે બઆલના પક્ષમાં બોલશો? અથવા શું તમે તેને બચાવશો?—જો તે (બઆલ) દેવ હોય તો તે પોતે પોતાનો બચાવ કરે" (ન્યા. ૬ ; ૩૧). એક રોમન ઇતિહાસકાર કહે છે, કે "જે દેવ છે, તેણે પોતે જ પોતાનું સંભાળી લેવું જોઇએ." યશાયાહ પ્રબોધક પણ મૂર્તિદેવોની મશ્કરી

કરે છે, કારણ કે તેમના ઉપાસકો પરસેવાથી પલળેલી ખાંધે બેસાડીને તેમને એક જગાએથી બીજી જગાએ લઈ જતા હતા. ગિદઓનના બાપનું કહેવું પણ યશાયાહના જેવું જ હતું, એટલે કે 'જે દેવ રાત્રે પોતાની સંભાળ રાખી શકતો નથી તે ભજવાજોગ નથી.' ઓફ્રાહના લોકો ગિદઓનને મારી નાખવાની ધમકી આપતા હતા, પરંતુ તેના બાપના મશ્કરીભર્યાં શબ્દોથી તેમની ધમકી શમી ગઈ. વળી ગિદઓનનું નામ પણ ત્યારથી "યરુબ્બઆલ" (અર્થાત્, બઆલ તેની સાથે વિવાદ કરો) પાડવામાં આવ્યું.

**ધર્મવિષયક ખાતરી**—(૨) દેશસેવા બજાવવાનું કર્તવ્ય. બઆલ-પૂજાને અંગે ચાલતી ભ્રષ્ટતાનો નાશ કરવામાં આવ્યો, એટલે ગિદઓનને દેશસેવા કરવાનું કામ સોંપાયું. ઇસ્રાએલ કોમનો બચાવ કરવાનો હતો, અને તે કામ ગિદઓનને માથે આવ્યું. પરંતુ ગિદઓન બહુ સાવચેત માણસ હતો. તે જેમાંતેમાં એકદમ ઝંપલાવી દે એવો પુરુષ ન હતો. પોતાને મોકલવામાં આવ્યો છે એવી ખાતરી તેને થાય નહિ, ત્યાં સુધી તે દોડે નહિ એવો પુરુષ તે હતો. જેમ મુસામાં અને બાઇબલના બીજા નરવીરોમાં આત્મશ્રદ્ધાની ઊણપ હતી તેમજ ગિદઓનમાં પણ હતી. પોતાની શક્તિ વિષે એટલી બધી આશંકા હતી કે ઈશ્વરની શક્તિ વિષે પણ તે આશંકિત બને છે, તેથી તે એક યા બીજી રીતે ઈશ્વરની કસોટી કરી જુએ છે. ગિદઓનના કહેવાથી જો કે બીજાં હેબ્રી કુળો એક મોટું સૈન્ય બનીને લડવા નીકળી પડયાં ખરાં, તોએ એ મોટા સૈન્યનો આગેવાન તે પોતે જ છે, એવી ખાતરી ગિદઓનને પડતી નથી. ગિદઓનને પહેલી જે ખાતરી મળી તે સ્વપ્ન મારફતે મળી હતી એમ લાગે છે, પરંતુ હજી તેને વધારે ખાતરી જોઇએ છે. તેણે એક ચિહ્ન ઠરાવ્યું, એટલે મન સાથે એવું ધાર્યું કે જો આ પ્રમાણે થાય તો તે પરથી આ પ્રમાણે સમજવું. તેણે થોડું ઊન લઇને તે વડે ખાતરી કરી. એટલે આખી રાત તેણે ઊન બહાર મૂકી રાખ્યું, અથવા તો ઊનનો ડગલો પહેરીને તે પોતે જ બહાર સૂઇ ગયો, અને કહ્યું, કે જો આ ઊન એકલું જ રાતના ઝાકળથી ભીંજાય અને બીજી બધી જમીન કોરી રહે તો તો હું જાણું કે ઇસ્રાએલનો બચાવ કરવાને ઈશ્વરે મનેજ પસંદ કર્યો

છે. સવારે જોયું, તો એ પ્રમાણે થયું હતું. પરંતુ હજી પણ જેમ બને તેમ વધારે ખાતરી મેળવવાને તેણે ઊલટું ચિહ્ન માગ્યું: જો ઊન એકલું કોરૂં રહે અને આજુબાજુની બીજી બધી જમીન ઝાકળથી ભીંજાય તો હું જાણું કે ઈસ્રાએલનો બચાવ કરવાનું કામ ઈશ્વરે મને સોંપ્યું છે. "અને તે રાત્રે ઈશ્વરે તેમ કર્યું" (ન્યા. ૬ ; ૪૦). ગિદઓનનામાં વિશ્વાસ હતો ખરો, પરંતુ તે બહુ નિર્બળ વિશ્વાસ હતો. પણ ઈશ્વર એ નિર્બળ વિશ્વાસને માન આપે છે. માનવની દુર્બળતા ઈશ્વર સારી પેઠે સમજે છે. પરંતુ આપણી દુર્બળતા દૂર કરવાને અને આપણને સબળ બનાવવાને ઘણી વાર તે આપણું ધાર્યું થવા દે છે, અને એ રીતે આપણા અધમ વિશ્વાસને ઉત્તજન આપી તે આપણને વિશ્વાસમાં ધનવાન બનાવે છે. ઈશ્વર વિષે જેટલી ખાતરી મેળવાય તેટલી ગિદઓનને મેળવવી હતી, તેથી તેણે એ પ્રમાણે કર્યું.

**લહવૈયાની લાયકાતની પારખ**—હવે લશ્કર તો લડવા નીકળી પડ્યું. એ તો એક મોટું લશ્કર હતું. પોતે ઘણી મોટી સંખ્યામાં છે એવો વિચાર કરીને તેઓ અભિમાન કરતા હતા. તેઓ પોતાની મોટી સંખ્યાનો જ વિચાર કરતા હતા, અને જે અગત્યની વાત એટલે આ લડાઈ તે માણસની નહિ, પણ યહોવાહની છે, એ તો ભૂલી જતા હતા. જો તેઓ એવા ખોટા વિચારમાં જ રહે તો તેઓની છેલ્લી દશા તે પહેલીના કરતાં પણ વધારે ભૂંડી થવાનો સંભવ હતો; અને ઈશ્વરની મરજી એવું થવા દેવાની નહોતી. આખું સૈન્ય કૂચ કરતું કરતું હારોદ (ધ્રુજારી)ના ઝરા આગળ આવી પહોંચ્યું. અહીં ગિદઓને લોકોને કહ્યું, કે "જે કોઈ ભયભીત તથા ધ્રુજતા હોય, તેઓ...પાછા જાય" (ન્યા. ૭; ૩). આ સાંભળીને ઘણા બીકણ લોકો પલાયન કરી ગયા. બાવીસ હજાર જેટલા લોકો પાછા ગયા, તથાપિ બાકી રહેલા લોકો એટલા બધા હતા, કે અમે અમારા પોતાના બાહુબળ તથા શસ્ત્રબળથી જીત્યા છીએ એમ જ તેઓ ધારે. જીતનો આધાર તેઓના બળ પર નહોતો, પણ ઈશ્વર જે અજેય ઉદ્ધારક કે સરદાર છે તેના પર હતો એવી ખાતરી થવાની તેઓને જરૂર હતી. બાવીસ હજાર ગયા પછી બીજા દશ હજાર રહ્યા હતા. તેઓની પારખ હવે કરવામાં આવી. દેશાટન કરનારાઓ કહે છે, કે

ગિલ્બોઆ પર્વતની આજુબાજુ પાણીના પુષ્કળ ઝરાઓ છે. એવા એક ઝરા આગળ લોકો આવ્યા. તેઓમાંથી કેટલા માણસોને યોગ્ય ગણીને રાખવા અને કેટલાને ઘેર પાછા મોકલી દેવા એની છેલ્લી પારખ અહીં થવાની હતી. બધા લોકો ઝરા આગળ પાણી પીવા મંડયા. શત્રુનું દળ જો કે પાસે જ હતું તોપણ ઇસ્રાએલ સૈન્યમાંના મોટા ભાગના સૈનિકોએ તેની કંઈ પણ દરકાર રાખી નહિ; તેમ જ રખેને તેઓ અમારા પર એકાએક છાપો મારે તો શું થાય એ બાબતનો કંઈ પણ વિચાર તેઓએ કર્યો નહિ, અને ઝરા આગળ નિરાંતે ઊંધા પડીને પાણી પીવા લાગ્યા. પરંતુ તે સૈન્યમાં ત્રણસો એવા લોકો હતા, કે જેઓ સાવચેત રહ્યા, અને જેમ કૂતરો દોડતો દોડતો પાણી લખલખાવી જાય, તેમ તેઓએ પાણી પીધું. શત્રુ તરફ તેઓએ મુખ રાખ્યાં હતાં, અને હાથમાં હથિયારો ધરી રાખ્યાં હતાં. જો રાત્રે ઓચિંતો છાપો મારવો હોય તો આખા લશ્કરમાં થોડા જ બેદરકાર માણસો હોય, તોપણ બધી યોજના નિષ્ફળ નીવડે. ઈસ્રાએલીઓને રાત્રે જ શત્રુ પર ઓચિંતો છાપો મારવો હતો, અને એવા છાપાની સફળતાને માટે જે સાદી સમજ ને સાવચેતીની જરૂર હતી તે પેલા ત્રણસો સિપાઈઓએ દર્શાવી. ઝરા આગળ લોકોની જે પારખ કરવામાં આવી તે એ માટે હતી કે લોકો કેવા છે તે એ પરથી જણાઈ આવે. કોઈ પણ પ્રકારના યુદ્ધમાં—હોય શારીરિક કે નૈતિક—જે અગત્યની વાત છે તે એજ કે યુદ્ધ કરનાર જાતે કેવો છે. અનુભવ પરથી માલૂમ પડયું છે કે બળ કે કળના કરતાં પણ માણસ કેવો છે તે વધારો ઉપયોગી નીવડયું છે. આવા ખરા ઉત્સાહી ને આગ્રહી સૈનિકો વડે કોઈ પણ લડાઈમાં જીત મેળવાય છે. ઇસ્રાએલના યુદ્ધમાં પણ એમ જ થયું. યુદ્ધ ગમે તેવું હોય—ધર્મને અંગે થતું હોય કે પછી ધંધાને અંગે થતું હોય—પરંતુ જો તેમાં જય મેળવવો હોય, તો એવા સિપાઇઓ જોઇએ કે જેઓ જાતજાતનાં વાનાંઓ વિષે ચિંતા કરનાર ન હોય પરંતુ જે એક અગત્યની વાત છે તે વિષે જ ચિંતા કરનાર હોય. એવી એક જ વાત વિષે ઉત્સાહી માણસોની મદદથી આ યુદ્ધમાં જય મેળવવાનો હતો.

ગિદઓન જેવો નમ્ર હતો તેવો જ તે સાવધ રહેનાર પુરુષ પણ હતો, તેથી લડાઇ થવાની હતી તે આગમજ વળી પાછો તે જરા ખંચાયો.

યુદ્ધ આરંભ્યા પહેલાં શત્રુની છાવણીમાં જાસૂસ તરીકે છૂપી રીતે જઇ તેઓ શા શા વિચારો કરે છે તે જાણી લેવાનું તેણે ધાર્યું. તેથી પોતાની સાથે પોતાના શસ્ત્રવાહકને લઇને શત્રુની છાવણીમાં તે છૂપી રીતે પેઠો. અંદર જઇને તેણે તેઓની વાતચિત સાંભળી. એક સિપાઇ બીજા સિપાઇને પોતાનું સ્વપ્ન કહી સંભળાવતો હતો તે ગિદઓને સાંભળી લીધું. તે સ્વપ્ન એવું હતું કે જવની એક રોટલી ગબડતી ગબડતી છાવણી પર ધસી પડી, અને તંબુને તેણે એવો તો ધક્કો માર્યો, કે તે તંબુ જમીનદોસ્ત થઇ ગયો. જવની રોટલી એ તો ગરીબ લોકોનો ખોરાક હતો. ઇસ્રાએલનું નાનું સૈન્ય મિદ્યાનીઓની દૃષ્ટિએ જવની રોટલી જેવું હલકું અને કશા લેખામાં નહિ એવું હતું. તોપણ મિદ્યાનીઓ તે સૈન્યનો તિરસ્કાર કરતા એટલું જ નહિ, પરંતુ તેનાથી ડરતા. આટલી વાત ગિદઓને સાંભળી તે બસ હતી, કારણ કે તેને જે જોઇતું હતું તેજ તેણે સાંભળ્યું હતું. મિદ્યાનીઓની છાવણીમાંથી પાછા વળીને તેણે પોતાના લશ્કરની ત્રણ ટુકડી પાડી, અને દરેક સિપાઇને અકેકી સળગતી મશાલ આપી, તથા તેનું અજવાળું ઢાંકેલું રાખવાને અકેકો ઘડો આપ્યો. રાતે પવન બહુ સખત હોય છે ત્યારે આજે પણ સિરી ખેડૂતો એજ રીતે દીવા સળગાવી લઇ જાય છે. ઠરાવી રાખેલી સાન કરવામાં આવી, એટલે બધાએ એકદમ ઘડા ફોડી નાખ્યા; પછી સળગતી મશાલો હાથમાં રાખીને તથા "યહોવાહની તથા ગિદઓનની તરવારની જે!" એવો રણનાદ કરતા કરતા તેઓ શત્રુ ઉપર તૂટી પડયા. જેને સારૂ ઇસ્રાએલીઓ આ યુદ્ધમાં જોડાયલા હતા તે ઇશ્વરનું કામ હતું, પરંતુ એક રીતે જોતાં તેને ગિદઓનનું કામ પણ કહી શકાય, કારણ કે તે પ્રભુના હાથમાં સાધનરૂપ હતો. યુદ્ધ તો કરવુંએ ન પડયું, અને જીત તો મળી ગઈ. શત્રુઓ સામા થયા નહિ, પણ યરદન નદી તરફ પોબારા ગણી ગયા. તેઓના બે મુખ્ય આગેવાનો હતા, જેઓનાં નામ ઓરેબ (એટલે કાગડો) અને ઝએબ (એટલે વરૂ) હતાં. લૂંટફાટ કરનારી ટોળીઓના નાયકોને શોભે એવાં જ તેઓનાં નામ હતાં. એફ્રાઇમીઓ યરદનનો આરો સાચવતા હતા. તેઓએ આ બે આગેવાનોને પકડીને ઠાર કર્યા. એફ્રાઇમીઓ પાલેસ્ટાઇન દેશના ઉત્તર વિભાગમાં

રહેતા હતા. તેઓનું કુળ બહુ મોટું હતું. ગિદઓન મનાશ્શેહ કુળનો હતો, અને એ કુળ તો બહુ નાનું હતું. એફ્રાઇમને મનાશ્શેહની અદેખાઈ આવી, કારણ કે લડાઈમાં એફ્રાઇમીઓને ગિદઓને બહુ થોડું જ, બલકે નહિ જેવું કામ સોંપ્યું હતું. પરંતુ ઉશ્કેરાએલા એફ્રાઇમીઓને યુક્તિથી જવાબ આપી ગિદઓને ટાઢા પાડ્યા. ગિદઓને કહ્યું, કે "તમારો સળો તે મારા આખા ફાલ કરતાં શું સારો નથી? તમે જે કર્યું છે તેના પ્રમાણમાં મેં તો શું કર્યું છે?" (ન્યા. ૮; ૨). કુસંપ કર્યા વગર મુશ્કેલીમાંથી કેવી રીતે પાર ઊતરવું એ ગિદઓનને બહુ સારૂં આવડતું હતું.

જો ઇસ્રાએલ પ્રજામાં રાજા હોય, તો તેનાં છૂટાં છૂટાં કુળો બધાં એક થાય, અને તેમનું સંગઠન બહુ જબરૂં બને, તેથી દર વરસે રાજાની જરૂર વધતી જતી હતી. આ લડાઈમાં ગિદઓન જીત્યો એટલે સર્વ ઇસ્રાએલીઓએ તેને રાજા બનાવવા ધાર્યું, પરંતુ તેણે એવું નામ ધારણ કરવાની ના પાડી, તોપણ રાજાની કેટલીક સત્તા તો તે વાપરતો હતો. ગિદઓને આ પ્રસિદ્ધ વિજય પ્રાપ્ત કર્યો, ત્યાર પછીની તેની વાત પરથી એમ માલૂમ પડે છે, કે લડાઈ દરમિયાન જોખમો હોય છે ખરાં, પરંતુ શાંતિસમય દરમિયાન પણ જોખમો તો હોય છે, અને તે કંઈ ઓછાં હોતાં નથી. મિદ્યાનીઓ પાસેથી મળેલી લૂંટમાંથી સોને ઢાળેલી એક મૂર્તિ (એફોદ) બનાવીને તેણે પોતાના નગરમાં તે ગોઠવી, જાણે કે તે દેવ ન હોય! શરૂઆતે તો આમ કરવામાં ગિદઓનના મનમાં કંઈ પાપ ન હતું, પરંતુ તેનું અનિવાર્ય પરિણામ એ આવ્યું, કે યહોવાહની સાદી ભજન-સેવામાંથી હેબ્રીપુત્રો પાછા હઠી ગયા. "સર્વ ઇસ્રાએલ તે (એફોદ)ની પાછળ વંઠી ગયા; અને તે ગિદઓનને તથા તેના કુટુંબને ફાંદારૂપ થઈ પડ્યું" (ન્યા. ૮; ૨૭). ક્રોમવેલે એક વખત મહા વિજય મેળવ્યા પછી પોતાના મિત્ર પર આ પ્રમાણે લખ્યું હતું: "પહેલાં તમારી પ્રાર્થનાઓની અમારે જેટલી જરૂર હતી તેટલી જ જરૂર હાલ પણ છે. પ્રભુ પાસેથી આવી આશ્ચર્યકારક દયા પામ્યા પછી અમારે કેવી રીતે વર્તવું!"

ઇસ્રાએલ કોમમાં જે જે ન્યાયાધીશો થઈ ગયા, તેઓમાં ગિદઓન સૌથી મોટો હતો. તે એક ખરો ઐતિહાસિક પુરુષ હતો. દૃઢ ભક્તિભાવ,

સાવધાનતા અને નમ્રતા, વગેરે સુગુણો તેનામાં હતા, પરંતુ એ ઉપરાંત સૈનિકને શોભે એવો સાહસિક સ્વભાવ પણ તેનામાં હતો. પવિત્ર શાસ્ત્રમાં કેટલાંક મનનિય અને સ્મરણીય વચનો આવે છે, તેમાંનાં ઘણાંખરાં ગિદઓનની વાતમાં આવે છે, અને એ કારણને માટે પણ ગિદઓનની વાર્તા ધ્યાનપૂર્વક વાંચવા જેવી છે. જિંદગીના સંકેતશબ્દો તરીકે એ વચનો આપણા હૃદયમાં સંઘરી રાખવા જેવાં છે: "તું તારા આ બળમાં ચાલ્યો જા" (ન્યા. ૬; ૧૪), "યહોવાહની તથા ગિદઓનની તરવારની જે" (ન્યા. ૭; ૨૧), "તેઓ થાકેલા છતાં [શત્રુઓની] પાછળ પડ્યા હતા" (ન્યા. ૮; ૪), "પુરુષમાં પુરુષનું બળ હોય છે" અથવા "જેવું માણસ તેવું તેનું બળ" (ન્યા. ૮; ૨૧). આ છેલ્લું વચન વાંચતાં એક અંગ્રેજી કવિતાની ટુક યાદ આવે છે, જેનો અર્થ એવો થાય છે, કે "મારૂં મન શુદ્ધ છે, તે કારણથી મારૂં બળ દશ માણસોના બળની બરાબર છે."

## પ્રકરણ ૪થું

# યિફ્તાહ—શામશૂન

(ન્યા. ૧૧ ; ૨૯-૪૦ : ૧૬ ; ૧૮-૩૧.)

**આમ્મોનપુત્રો સાથે યુદ્ધ**—ગિદઓન પછી કેટલેક વરસે ઇસ્રાએલ પર યરદન નદીની પૂર્વે આવેલા ગિલઆદમાં બીજો એક ન્યાયાધીશ ઊભો થયો. ગિલઆદ પ્રદેશ પર આમ્મોનપુત્રો ચઢાઇઓ કરતા, એટલે તેઓના હાથમાંથી ઈસ્રાએલીઓને છોડાવવા સારૂ યિફ્તાહ નામના એક પુરુષને પ્રભુએ કામ સોંપ્યું. યિફ્તાહ તે બહારવટિયા જેવો માણસ હતો. તેના બાપના દીકરાઓએ તેને ઘરમાંથી કાઢી મૂકયો હતો, તેથી તે લૂંટફાટ અને બહારવટું કરનારાઓની ટોળીનો આગેવાન બન્યો હતો. તે માત્ર અર્ધ ઈસ્રાએલી હતો. યિફ્તાહની વાતમાં છેવટે જે કરુણાજનક બનાવ આવે છે, તેટલાને લીધે જ, ધર્મવિષયક દૃષ્ટિએ તો તેની વાર્તા જાણવા જોગ બને છે. એવું બન્યું, કે શત્રુ ઉપર ચઢાઇ કરવાને નીકળ્યા પહેલાં યિફ્તાહે એવા સમ ખાધા હતા, કે લડાઇમાંથી હું સહીસલામત અને શાંતિસહિત આવું ત્યારે મને મળવાને જે કોઇ પહેલું મારી સામે આવશે તેનો હું યહોવાહને ભોગ આપીશ. આવી જાતના સમ લેવા એ ઘણું જ અવિચારી કૃત્ય છે, અને તેમાંથી બીજા ઘણા દોષો ઉદ્ભવે છે. લડાઇમાંથી યિફ્તાહ પોતાને ઘેર આવ્યો ત્યારે "તેની દીકરી ડફ લઇને નૃત્ય કરતી કરતી તેને મળવા સારૂ બહાર આવી; **તે તેની એકનીએક દીકરી હતી**; તે વિના તેને દીકરો કે દીકરી કંઇ ન હતું" (ન્યા. ૧૧ ; ૩૪). તેણે તેને જોઇ ત્યારે તેણે પોતાનાં વસ્ત્ર ફાડ્યાં, ને કહ્યું, "હાય, મારી દીકરી! તેં મને છેક દીન બનાવ્યો છે (તેં મને છેક જમીનદોસ્ત કરી દીધો છે); કેમકે યહોવાહની આગળ મેં મારૂં મુખ ઉઘાડ્યું છે, હવે મારાથી ફરી જવાય નહિ" (ન્યા. ૧૧; ૩૫).

આ યિફ્તાહની વાર્તાનો લેખક પોતે આ બનાવ વિષે લખતાં એટલો બધો શોકગ્રસ્ત લાગે છે, કે તે એ વાત પર કંઈ ટીકા કરતો નથી. ખરૂં જોતાં આ કરુણાજનક કથાને કોઇ પણ જાતની ટીકાની કશી જરૂર નથી; તોપણ એ વાત વાંચતાં હૃદય કંપ્યા વિના રહેતું નથી. આમ્મોનપુત્રો પર યિફ્તાહે ફતેહ મેળવી હતી ખરી, પરંતુ જ્યારે **તેની દીકરી** તેને સામી મળવા આવી, ત્યારે એ ફતેહથી તેને કંઇ આનંદ થયો હશે શું? અથવા યિફ્તાહની બાકીની જિંદગી આનંદમાં અને સુખમાં ગઇ હશે શું? જે માણસ કેવળ એકલો જ છે તેને ફતેહ, કે કીર્તિસ્મરણો કે આખી સૃષ્ટિ તરફથી મળતી પ્રશંસા, એ બધું શું કામનું છે? એ છોકરીને ખરેખર હોમી દેવામાં આવી હશે, એમાં કશી શંકા નથી, કારણ કે લખેલું છે, કે "પોતાની માનેલી માનતા પ્રમાણે તેણે તેને કર્યું" (ન્યા. ૧૧; ૩૯). ઇબ્રાહીમના વિશ્વાસની જે પારખ કરવામાં આવી હતી તે વાત અત્રે યાદ આવ્યા વિના રહેતી નથી. વળી ઇબ્રાહીમની વાતમાં મનુષ્યમેધ સામે જે વિરોધ પ્રદર્શાવેલો છે તે પણ અત્રે યાદ આવે છે ("ઇસ્રાએલના ગોત્રપતિઓના જમાનાનો જીવનવ્યવહાર અને ધર્મ," પ્રકરણ ૬). આવા મનુષ્યયજ્ઞો પ્રત્યે જૂનો કરાર તિરસ્કારની દૃષ્ટિએ નિહાળે છે, પરંતુ યિફ્તાહ પૂરેપૂરો ઇસ્રાએલી નહોતો; તે તો અર્ધો ઇસ્રાએલી અને અર્ધો વિધર્મી તથા વિદેશી હતો; તેણે જે માનતા માની હતી તે ગિલઆદના મૂર્તિપૂજક ધર્મ અને જીવન અનુસાર હતી ખરી; પરંતુ યહુદી ધર્મ અનુસાર ન હતી. આ માનતા પર અને એ માનતાના પાલન પર લુથરે ટીકા કરેલી છે. આવી અવિચારી માનતા માનીને યિફ્તાહ ચિંતાગ્રસ્ત તથા નિરાશ થઇ ગએલો હતો. લુથરની ટીકામાં જાણે યિફ્તાહને કોઇ એવું કહેતું હોયની, કે "યિફ્તાહ, તારી દીકરીને તારી અવિચારી માનતાનો ભોગ ન બનાવ; કારણ કે માનતાઓ વિષે જે નિયમ છે તેનો અર્થ અક્ષરશઃ કરવાનો નથી, પરંતુ વિવેક વર્તીને તથા પ્રસંગ પારખીને કરવાનો છે." તોપણ યિફ્તાહના મનની મહાવ્યથા જોઇને કોના હૃદયને આઘાત થયા વિના રહેશે! તેને અંધ ધર્માસ્થા હતી, એવી ધર્માસ્થાથી તે ભારે ઠોકર ખાતો હતો. તેને તો એવું જ લાગતું હતું કે આ માનતાનો ભંગ હવે મારાથી થઈ શકે જ નહિ, અને જો ભંગ કરૂં તો દુર્દૈવમાંથી બચી

શકાશે નહિ. આવો વિશ્વાસ તેનામાં હતો. અંગ્રેજ કવિઓએ આ વાર્તાની ઘણી તારીફ કરેલી છે, પરંતુ એ વાતનું વર્ણન કરતાં બાઈબલમાં જેટલી કરુણાશીલતા બતાવવામાં આવી છે, તેની તોલે આવે એવું બીજું કોઈ વર્ણન નથી. આ વખતે શું કરવું, એ વિષે બાપ અને દીકરી બન્ને મૂંઝાતાં હતાં. બાપના મનમાં એમ આવ્યું હશે, કે શું હું મારી માનતા તોડું? છોકરીના મનમાં એમ આવ્યું હશે, કે હું મારા બાપને અનાજ્ઞાંકિત થાઉં તો કેમ? બાપદીકરીના મનનાં આવી ધડભાંગ ચાલી રહેલી હતી, એટલામાં સ્ત્રીને યોગ્ય મૃદુતાથી તથા સ્ત્રીને યોગ્ય હિમ્મતથી પોતાના પિતાને ઉત્તેજન આપતાં છોકરી બોલી, કે "**મારા પિતા,** તેં યહોવાહની આગળ મુખ ઊઘાડયું છે; તો તારા મુખમાંથી જે કંઈ નીકળ્યું હોય તે પ્રમાણે મને કર" (ન્યા. ૧૧; ૩૬). આવી શૂરવીર, મરણથી ન ડરે એવી, પિતાની ભૂલનો ભોગ ખુશીથી થાય એવી છોકરીને માટે, ઈસ્રાએલપુત્રીઓ વરસમાં ચાર દિવસ શોક પાળે, એમાં શું આશ્ચર્ય! આ દયાજનક વાર્તાનો ભેદ ખોલતાં કવિ ટેનીસન એ વીર સ્ત્રીને આવું બોલતી કલ્પે છે:

> "મારા દેવ, મારા દેશ અને મારા તાતની ખાતર
> હજારોવાર જન્મ લેવાને તથા મરવાને હું ખુશી છું."

## શામશૂન—વિનોદમાંથી નખોદ

**પલિસ્તીઓ સાથે યુદ્ધ**—શામશૂનની વાર્તામાં વિશેષે કરીને વૈરભાવનાં કૃત્યોની વાત આવે છે. પલિસ્તીઓની સરહદ પર એ સર્વ કૃત્યો કરવામાં આવ્યાં હતાં. પલિસ્તીઓ અને શામશૂન વચ્ચે જે અણબનાવ ચાલ્યો તેણે પહેલવહેલાં તો યુદ્ધનું રૂપ લીધું નહિ. પરંતુ શામશૂને અને પલિસ્તીઓએ જ્યારે એકબીજા પર વારંવાર વૈર વાળવા માંડયું ત્યારે રહેતાં રહેતાં તેમાંથી તેમની પછીના લોકોમાં અનિવાર્ય રીતે યુદ્ધ પરિણમ્યું. શામશૂન વિષે કેટલાક લોકો એવો મત માનતા હતા કે એ તો માત્ર એક કાલ્પનિક પુરુષ છે, અને તેનાં અજબ કૃત્યો એ માત્ર જોડી કાઢેલી કથાઓ છે. પરંતુ ખરી હકીકત એમ નથી. તે એક ઐતિહાસિક પુરુષ થઈ ગયો. પુરાણા ઇસ્રાએલ લોકોમાં જે રીતો અને રિવાજો ચાલતાં હતાં, તેનું આબેહૂબ ચિત્ર જોવું હોય, તો તે શામશૂનનાં સાહસો

પરથી જોવામાં આવશે. વગડાઉ લોકોને ગમે એવા જ પ્રકારનો શૂરવીર પુરુષ શામશૂન હતો. તેનાં અંગબળનાં કામો, તેની ચાલાકીનાં કામો, તેનાં કોતુકો, અને સ્ત્રીપ્રિય સાહસિક કૃત્યોની જે જે વાતો તેની વાર્તામાં આવે છે, તે બધી એવી લોકપ્રિય થઈ ગએલી છે કે હેબ્રી લોકોના વિવાહોત્સવ પ્રસંગે અને એવા બીજા ઓચ્છવો વખતે તે વાર્તાઓ ‘ બે ઘડી મોજ ’ તરીકે કહેવામાં આવતી હશે, એમાં કશો શક નથી. પરંતુ આવી વાર્તાઓને બાઈબલ જેવા ધર્મપુસ્તકમાં શા માટે સ્થાન આપવામાં આવ્યું હશે, એ ખરેખર એક મોટો પ્રશ્ન છે ; કારણ કે એ રમૂજી ટુચકાઓ સંસ્થાપનકારક નથી, એમાં તો માત્ર વિધર્મીઓનું નઠારાપણું જણાઈ આવે છે. ખરી વાત કે શામશૂનની વાર્તામાં સીધું નીતિશિક્ષણ તો નથી જ દેખાતું, તોપણ જે વિચારશીલ અને મનનશીલ છે, તેને તો તે આખી વાર્તા નીતિશિક્ષણથી ભરપૂર લાગે છે—પ્રેરકબુદ્ધિ સુપ્ત સ્થિતિમાં હોય છે ત્યારે પાપો કેવાં છૂટથી થાય છે તે વિષે, તથા એકવાર લીધેલી માનતાઓ તથા આપેલાં વચનો કેવાં પાળવામાં નથી આવતાં તે વિષે એમાં વિવરણ કરેલું છે.

શામશૂન ધાર્મિક માબાપનું ફરજંદ હતો. ફરજંદને માટે આ સ્ત્રીપુરુષે પ્રાર્થનાઓ કરેલી હતી અને એ પ્રાર્થનાઓના પ્રત્યુત્તરમાં આ પુત્ર તેમને પ્રાપ્ત થયો હતો ; વળી તેનો જન્મ થયો ત્યાર પહેલાંથી તેને ઈશ્વરને હસ્તક કરવામાં આવેલો હતો. ઈશ્વરે તેને અસાધારણ અંગબળ આપેલું હતું. ગર્ભાધાનથી જ તે છોકરાને તેનાં માબાપે ઈશ્વરને સારૂ નાઝીરી તરીકે ઉછેર્યો હતો. નાઝીરી પંથમાં જે માણસ ઉછરે તેને સખત નિયમો પાળવાના હતા, જેવાકે માદક પદાર્થોનું સેવન નહિ કરવું, દેહદમન કરવું, આત્મસંયમ જાળવવો, વગેરે. શામશૂન પણ આ બધું પાળતો હતો. સારૂં જીવન ગાળવાને શામશૂનને જેવા ધાર્મિક લાભો મળ્યા હતા તેવા બીજા કોઈને કદાપિ નહિ જ મળ્યા હોય. તેના અંતઃપુરનું આવી ઉત્તમ રીતે રક્ષણ કરવામાં આવ્યું હતું, તોપણ તેના અભ્યંતરમાં રહેલા એક પાપે એ સર્વ રક્ષણોનું નખોદ વાળ્યું. થોડા વખત સુધી તો બધું ઠીકઠાક ચાલ્યું. જુવાન વયે શામશૂન કેવો નિર્દોષ માણસ હતો તે વિષે પવિત્ર શાસ્ત્ર આવી સાક્ષી પૂરે છે : “ તે

છોકરો મોટો થયો; ને યહોવાહે તેને આશીર્વાદ આપ્યો:...અને દાનમાં યહોવાહનો આત્મા તેને પ્રેરણા કરવા લાગ્યો" (ન્યા. ૧૩; ૨૪, ૨૫).

જ્યાં સુધી શામશૂન પોતાના ઘરમાં રહ્યો ત્યાં સુધી બધું ઠીક ચાલ્યું, પરંતુ તેણે ઘર છોડયું ત્યારથી તેની પનોતી બેઠી. એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવું, એમાં હમેશાં જોખમ રહેલું છે; પરંતુ ખાસ કરીને જ્યારે કોઈ માણસ પોતાના ઘરનો અંકુશ છોડીને સંસારની નિરંકુશ અવસ્થામાં નીકળી પડે છે, ત્યારે જોખમ જેવું ભયંકર હોય છે તેવું ભયંકર જોખમ અન્ય કોઈ સ્થિત્યંતરમાં હોતું નથી. એ સ્થિત્યંતરથી માંડીને શામશૂનની પનોતીનો પ્રારંભ થાય છે, અને એસાવની માફક તે એક ભ્રષ્ટ માણસ થઈ જાય છે. બર્ન્સ કરીને એક માણસનું જીવનચરિત્ર લખનાર કહે છે, કે શિયાળો ગાળવાને પોતાના બાપનું ઘર છોડી બર્ન્સ એક વરસે બીજે કોઈ ઠેકાણે ગયો; જે વરસે તેણે આ પ્રમાણે કર્યું ત્યારથી તેની નિર્મળતા મલિન થઈ. જ્યારે તે માત્ર એક છોકરો હતો ત્યારે જેવો તે નિર્મળ હતો, તેવો નિર્મળ તે હવે રહ્યો નહિ એટલું જ નહિ, પણ પૂર્વે જે નિર્મળતા તેનામાં હતી તે કદી પણ તેનામાં પાછી આવી નહિ. એકવાર માણસનું અધઃપતન થયું, પછી તેનું ઉન્નત થવું, એ મનુષ્યપ્રયત્નની બહાર છે; કારણ કે પોતાનું અધઃપતન કરવું એ માણસનું કાર્ય છે, માણસ પોતે પોતાનું નખોદ વાળી શકે છે; પરંતુ તેમાંથી તેને ઉન્નત કરવો એ પ્રભુનું કાર્ય છે.

ધર્મ તરફ જોઈએ કે દેશદાઝ તરફ જોઈએ, એ બેમાંથી એક રીતે ખરો ન્યાયાધીશ કહેવાવાને શામશૂન યોગ્ય નથી; કારણ કે જ્યારે જ્યારે શામશૂન મુશીબતમાં આવી પડતો, ત્યારે જ માત્ર તે ધાર્મિક બનતો (ન્યા. ૧૫; ૧૮ : ૧૬ ; ૨૮); વળી તેણે ઈસ્રાએલ કોમનું કંઇ કાયમનું હિત કર્યું નથી. તેનામાં બળ હતું ખરૂં, પરંતુ તે બળને તે નિરંકુશપણે વાપરતો હતો, અને પોતાનું અંગત વેર વાળવાના કામમાં જ તેણે તેના બળનો વ્યય કર્યો હતો. તેથી ઈસ્રાએલના યુવકોને શામશૂનની વાર્તા પ્રેરણાત્મક છે એમ કહેવા કરતાં તે ચેતવણીરૂપ છે, એમ કહેવું વધારે યોગ્ય છે. પોતાને મળેલાં કૃપાદાનોનો ઉપયોગ કેવી

રીતે કરવો અને કેવી રીતે ન કરવો, એ વિષેની ચેતવણી આ વાર્તામાં રહેલી છે.

શામશૂને જે જે સાહસકર્મો કર્યાં તે બધાંનું વર્ણન કરવાનું પડતું મૂકીને એક જ વિગત પર ધ્યાન દઈએ. પોતાના શરીરબળનો તેણે એવી રીતે ઉપયોગ કર્યો કે જેથી તે મહાદુઃખમાં આવી પડયો, પોતાની મૂર્ખાઇ વડે જ પલિસ્તીઓના પંજામાં તે પકડાઈ ગયો. આપણે આગળ જોઈ ગયાં કે શામશૂન "નાઝીરી" હતો. જેણે નાઝીરીવ્રત લીધું હોય તે તો કદી પોતાના કેશ કપાવતો નહિ. એજ પ્રમાણે શામશૂનના માથા પર પણ કદી અસ્ત્રો ફર્યો નહોતો. પરંતુ સોરેકની ખીણમાં (જ્યાં હાલમાં જાફ્ફા–યરૂશાલેમ રેલવે આવેલી છે) એક સ્ત્રીની જાળમાં તે ફસાઈ ગયો, અને ત્યાં તેના દુર્ભાગ્યનો આરંભ થયો. એ સ્ત્રી પલિસ્તી હતી કે હેબ્રી, તે જાણવામાં આવેલું નથી. શામશૂન ઈશ્વરને અર્પણ કરાએલો હતો તેની નિશાની તેના અછિન્ન કેશ પરથી જણાઈ આવતી હતી. તેની ઈશ્વરપ્રેરણામાં હાથ ઘાલવો એ તો નાશકારક હતું, તેથી તેણે એવું તો કર્યું નહિ, પરંતુ દલીલાહ નામની એક સ્ત્રીને તેણે કહ્યું, કે જો મારા વાળ કાપી નાખવામાં આવે, તો હું બીજા સાધારણ માણસના જેવો થઈ જાઉં. દલીલાહે તેમ કર્યું. આ બાહ્ય કૃત્ય તો તેના અંતરમાં જે સડો પેઠેલો હતો તે નિશાનમાત્ર હતું. એ સડો તેના અંતરાત્માને પૂરેપૂરો લાગેલો હતો. આંતરિક સડો લાગે એ ખેદજનક વાત છે ખરી, પરંતુ માણસને પોતાની એવી ભયંકર સ્થિતિનું ભાન પણ ન હોય, એ તો એ સડો લાગવા કરતાં પણ વધારે ખેદજનક વાત છે. શામશૂનની બાબત એવી હતી. તેનામાં બગાડ પેઠેલો હતો, પણ તેનું તેને ભાન નહોતું: "તે જાણતો નહોતો કે યહોવાહ તેની પાસેથી જતો રહ્યો છે" (ન્યા. ૧૬ ; ૨૦). જ્યારે તે નિર્બળ, નિરાધાર સ્થિતિમાં આવી પડયો ત્યારે પલિસ્તીઓએ તેને પકડી લીધો. તેઓ તેને ગાઝા લઇ ગયા, તેઓએ બેડીઓથી તેને બાંધ્યો, અને તેના શત્રુઓને સારૂ અનાજ દળવાનું ક્ષુદ્ર કામ તેને સોંપ્યું. ઘરનું શુદ્ધ વાતાવરણ, તથા દેવદૂતોની સહચરી જેવી માતા એ બધાંનો ત્યાગ કરી તે નીકળી પડયો, ત્યારે કેવો એક ઊતરતી દશામાં તે આવી પડયો—પ્રથમ તો વિધર્મી

નગરોમાં તે પેઠો, ત્યાંથી લંપટ સ્ત્રીઓનો સંગી થયો, અને ત્યાંથી કેદખાનામાં ગયો.

તેને કેદખાનામાં પૂરવામાં આવ્યો, ત્યાર પહેલાં તેની આંખો ફોડીને તેને આંધળો કરવામાં આવ્યો હતો. કેદખાનામાં ફરીથી તેના વાળ વધવા લાગ્યા. પહેલાં તેનું સમર્પણ પ્રભુને કરવામાં આવ્યું હતું, એ વાત કદાપિ તેને યાદ આવી, અને ફરીથી તેનામાં આંતરિક પ્રકાશનો ઉદય થવા લાગ્યો. પરંતુ હવે તેનો અંતકાળ પાસે આવ્યો હતો. તેના અંતકાળે પહોંચવાનું માત્ર એક જ પગથિયું બાકી રહ્યું હતું. બન્યું એવું, કે એક દિવસ પલિસ્તી લોકોનો એક મોટો ઉત્સવ આવ્યો. તે વખતે તેને કેદખાનામાંથી કાઢીને પલિસ્તી લોકો તેને પોતાના દેવ દાગોનના દહેરામાં લઈ ગયા, અને ત્યાં તેની પાસે રમતગમતનો તમાશો કરાવ્યો. પરંતુ આ વખત દરમિયાન શામશૂનનું મહાબળ તેનામાં પાછું આવેલું હતું; બળની સાથે તેનો જૂનો સ્વભાવ તેનામાં પાછો સ્ફુરી આવ્યો, અને તેણે મન સાથે કહ્યું, કે પલિસ્તીઓએ મારી બન્ને આંખો ફોડી નાખી છે, માટે બન્નેનું નહિ, તો મારી એક આંખનું હું પલિસ્તીઓ પર વૈર વાળીશ; એમ કહીને, પોતાની મશ્કરી કરનાર પલિસ્તીઓ પર તેણે આખું મંદિર તોડી પાડયું, જેથી તેઓ બધા મરણ પામ્યા, અને તેમની સાથે પોતે પણ મરણ પામ્યો. મરતાં મરતાં પણ શામશૂને પોતાનું શામશૂનપણું દાખવ્યું.

શામ્શૂનનું જીવન નમૂનો લેવા લાયક છે. નમૂનો લેવા લાયક જે જે વ્યક્તિઓની વાત સતશાસ્ત્રમાં આવે છે તેઓમાંનો એક શામશૂન પણ છે. પરંતુ કેવો નમૂનો તે આપણી આગળ મૂકે છે? શામશૂનને સારી સારી તકો અને ઉત્તમ શક્તિઓ મળી હતી, અને એ બધીનો તેણે દુરુપયોગ કર્યો હતો, પ્રકાશમાન ઉદયનો તેણે શોકજનક અસ્ત આણ્યો હતો. એટલે સારી સારી તકો અને ઉત્તમ શક્તિઓનો દુર્વ્યય કરનાર માણસ શામશૂન છે. તેથી તે નમૂનેદાર તો છે ખરો, પરંતુ તેનો નમૂનો અનુકરણ કરવાને માટે નથી, પણ ચેતીને ચાલવા માટે છે. આત્મસન્માન, આત્મજ્ઞાન અને આત્મસંયમ, એ બધા સદ્ગુણો વડે

જિંદગીનું રક્ષણ થાય છે, પરંતુ આ ત્રણમાંનો એક સદ્ગુણ શામશૂનમાં હતો નહિ. તેને જે જે મહા દાનો મળ્યાં હતાં, તે બધાંને તેણે ભ્રષ્ટ કર્યાં હતાં, કારણ કે તેણે પોતા પર અંકુશ રાખ્યો નહોતો. જોન બન્યન "શુદ્ધપ્રયુદ્ધ" નામના પોતાના પુસ્તકમાં લખે છે, કે એક દ્વાર અરક્ષિત રાખવાથી અંતઃપુરનો નાશ થઇ ગયો હતો. શામશૂનની વાત પણ એવી જ છે. તેના અંત:પુરના અરક્ષિત દ્વારમાં થઇને શત્રુએ અંદર પ્રવેશ કર્યો હતો. કવિ મિલ્ટન કહે છે, કે

"એક દરવાજે રક્ષક રાખીએ,
અને બીજે દરવાજે થઇને શત્રુને માંહે પેસવા દઇએ, તો તેથી શો લાભ?"

## પ્રકરણ ૫મું

# શમૂએલ—પ્રભુનો અવાજ

(૧ શમૂએલ અધ્યાય ૧ : ૩)

**શીલોહ**—ઈસ્રાએલીઓ કનાન દેશમાં દાખલ થયા, ત્યારે તેઓનું મુખ્ય પવિત્ર સ્થળ યરદન નદી પર આવેલા ગિલગાલમાં હતું; પરંતુ કનાન દેશનો કબજો તેઓએ લીધો ત્યાર પછી શીલોહ તેઓનું મુખ્ય પવિત્ર સ્થળ બન્યું, જેથી કરારકોશ શીલોહમાં રાખવામાં આવ્યો. ઘણેભાગે આ પવિત્ર સ્થાન તે એક મકાન હતું, અને તેની અંદર એક મંડપ હતો. એમ કહેવાય છે કે એ મકાનનાં બારણાં તથા બારસાખો એટલાં મજબૂત હતાં કે તેને મંદિર કહેવામાં આવતું. શીલોહ મધ્ય પાલેસ્ટાઈનમાં આવેલું હતું. બેથેલ કે જે પુરાણું પવિત્ર સ્થળ હતું ત્યાંથી આસરે નવ માઇલને અંતરે તે આવેલું હતું. તેની આજુબાજુનો પ્રદેશ ઘણો ફળદ્રુપ હતો, અને લોકો મોજીલા હતા, વળી તેમાં દ્રાક્ષારસની ઊપજ સારી થતી હતી. અહીં આગળ ભજન કરવાને માટે આજુબાજુની કોમો એકઠી થતી; ખાસ કરીને શરદ ઋતુમાં એક મોટો ઉત્સવ કે તહેવાર આવતો હતો; તે વખતે આજુબાજુના બધા લોકો ભજન કરવાને આ સ્થળે એકઠા થતા. એ તહેવારને સંગ્રહપર્વ (નિર્ગ. ૨૩; ૧૬) અથવા માંડવાપર્વ (લેવીય ૨૩; ૩૪) કહેતા. વર્ષની આખરે જ્યારે કાપણીનો વખત આવે ત્યારે એ પર્વ પાળવામાં આવતું.

**એલી**—"શમૂએલ"ના પુસ્તકના પ્રારંભમાં એલી નામના એક માણસની વાત આવે છે. તે વૃદ્ધ હતો, અને ન્યાયાધીશ તથા યાજક એ બન્ને હોદ્દા સાચવતો હતો. તે અને તેના બે દીકરા ઉપરોક્ત પવિત્રસ્થાનમાં સેવાકાર્ય કરતા હતા. જૂના કરારના કેટલાક માણસોની વાત એવી છે કે તે વાંચતાં મનને આનંદ થાય, પરંતુ એલી એવો માણસ નથી. તેની વાત વાંચતાં દિલ ખુશ થાય એવું નથી. તેના ઇતિહાસમાં વિપત્તિ

અને શરમભરેલી વાતો આવે છે. તોપણ તેનું આખું જીવન એવું જ હશે, એમ તો આપણે ન ધારવું જોઇએ. તેની જુવાનીનો સમય તેજોમય અને કીર્તિમય હોવો જોઇએ, કારણ કે આપણે વાંચીએ છીએ, કે તે ઇસ્રાએલમાં ન્યાયાધીશ હતો, અને "તેણે ઇસ્રાએલનો ન્યાય ચાળીસ વર્ષ સુધી કર્યો હતો" (૧ શમ. ૪ ; ૧૮). "ન્યાયાધીશો"ના પુસ્તક પરથી માલૂમ પડે છે, કે ન્યાયાધીશની પદવી વંશપરંપરા નહોતી, પરંતુ ઇસ્રાએલના હિમાયતી અને સંકટોદ્ધારક તરીકે જેણે કંઇ મહાકર્મો કર્યાં હોય, એવા કોઈ નામાંકિત નરને આપવામાં આવતી. એ પરથી સમજાય છે કે એલીએ પણ યુવાનકાળમાં એવાં આશ્ચર્યકૃત્યો કરી ઇસ્રાએલની સેવા બજાવી હશે, અને વિખ્યાતિ સંપાદન કરી હશે, કદાપિ પલિસ્તીઓ સાથેના વિગ્રહોમાં તેણે ભારે નામના મેળવી હશે, અને યહોવાહની મદદે જે શૂરવીરો આવ્યા તેમાંનો એક એલી પણ હશે. આવા પ્રખ્યાત પુરુષના આત્માનો કેવી રીતે ધ્વંસ થયો તે આપણે જાણતાં નથી ; પરંતુ "શમૂએલ"ના પુસ્તકદ્વારા ઇતિહાસનું જે કિરણ તેના પર પડે છે તે કિરણના પ્રકાશમાં તો આપણી નજરે તે વૃદ્ધ, અશક્ત, પોતાના ઘરમાં જેનું કંઇ ચાલે નહિ તેવો તથા જેનો પહેલાંનો જોશાગ્નિ હવે બુઝાઈ જતો હોય, એવો દેખાય છે. તે વૃદ્ધ હતો તેની સાથે નમ્ર અને સાલસ પણ હતો, પરંતુ તેની નમ્રતા અને સાલસાઈ સદોષ હતી. તેનામાં ઉચ્ચ હેતુ હતો ખરો; પરંતુ તે તો પહેલાં, હાલ તેવું કંઈ નહોતું. તોપણ ઈશ્વરનું કરવું એવું કે આ માણસ એલી એવા એક જણનો વાલી અને શિક્ષક હતો, કે જે ઇસ્રાએલને ઘડવામાં મુસા કરતાં જ માત્ર ઊતરતો ગણી શકાય.

**શમૂએલની મા**—ઈસ્રાએલમાં જે જુદાં જુદાં પર્વો હતાં, તે પર્વો વખતે ગામેગામથી અને શહેરેશહેરથી લોકો એકઠા થતા હતા. એવા એક પર્વ વખતે રામાથાઇમ-સોફીમનો એલ્કાનાહ નામે એક માણસ યજ્ઞ ચઢાવવાને આવ્યો હતો. તેની સાથે તેની સ્ત્રી હાન્નાહ પણ આવી હતી. આ સ્ત્રીને દુ:ખ એ હતું, કે તેને કંઈ સંતતિ નહોતી. આ દુ:ખ હેબ્રી લોકોમાં બહુ ભારે ગણાતું હતું, અને આજ સુધી પણ સર્વ કોમોમાં એ બહુ મોટો સંતાપ ગણાય છે. આવા સંતાપને

લીધે તે પ્રાર્થના કર્યા કરતી હતી ને રડ્યા કરતી હતી; અને રડતાં રડતાં તથા પ્રાર્થના કરતાં કરતાં તેણે માનતા માની, કે જો મને પુત્ર થાય, તો તે પુત્ર હું યહોવાહને અર્પી દઉં. આ સ્ત્રી મનમાં પ્રાર્થના કરતી હતી, તેથી તેના હોઠ માત્ર હાલતા હતા, પણ તેમાંથી કંઇ અવાજ નીકળતો નહોતો, એ પરથી તેના વિષે એલીએ ખરાબ અટકળ કરી, અને તે પીધેલી છે એવું તેના પર આળ મૂક્યું. હવે હાન્નાહના સંબંધમાં તો આ આળ તદ્દન અસત્ય હતું, પરંતુ યશાયાહ અને આમોસ પ્રબોધકોએ જે કહ્યું છે તે એ ઉપરથી સત્ય જ ઠરે છે, કે શીલોહ જેવા દ્રાક્ષાની નીપજવાળા પ્રદેશમાં એકઠા થઇને લોકો પવિત્ર તહેવારપ્રસંગે દ્રાક્ષારસ પીને મસ્ત થતા હતા. પરંતુ હાન્નાહ એવી હલકી સ્ત્રી નહોતી. તે તો શોકસાગરમાં ડૂબેલી સ્ત્રી હતી; વળી તેનો સ્વભાવ પણ ઉમદા હતો. તેના નામનો અર્થ "કૃપા" થતો હતો, અને જેવો તેના નામનો અર્થ થતો હતો, તેવો જ તેનો સ્વભાવ પણ હતો. હાન્નાહે જ્યારે એલીને પોતાની હકીકત કહી, ત્યારે એલીને તેના પ્રત્યે લાગણી થઈ. તેણે એલીને પોતાની પૂરી હકીકત જણાવી. હાન્નાહ વિષે જે ભૂલ પહેલાં તેણે કરી હતી તે વિષે તેને માઠું લાગ્યું; પરંતુ પછીથી તેણે તેને દિલાસો આપ્યો ને ખાતરી આપી, કે તારી પ્રાર્થનાઓ સાંભળવામાં આવી છે. એલીની જિંદગીના પાછલા ભાગનું વૃત્તાંત વાંચીને તેના વિષે ખોટો મત બાંધવામાં આવે છે; પરંતુ પોતાની ગેરસમજ દૂર કરીને હાન્નાહ પ્રત્યે તે કેવી રીતે વર્ત્યો તે પરથી, તેમજ હાન્નાહને પ્રભુએ જે દીકરો આપ્યો તેની સાથે તે કેવી રીતે વર્ત્યો તે પરથી તેનો ઉમદા સ્વભાવ પ્રત્યક્ષ જણાઇ આવે છે. ખરેખર, આ બાબત તો એલીના હકમાં ન્યાયીપણાને અર્થે ગણાવી જોઇએ. આ હકીકત બન્યા પછી યોગ્ય વખતે હાન્નાહને દીકરો સાંપડ્યો, અને જે વાંઝણી હતી તે બાળકની આનંદી માતા થઇ, અને તેણે પોતાના દીકરાને "શમૂએલ" નામ આપ્યું. જે ધાતુ પરથી એ શબ્દ સાધિત થએલો હેબ્રી લોકો ધારે છે, તે પરથી તેઓ "શમૂએલ"નો અર્થ "ઈશ્વરની પાસેથી માગેલો"* એવો કરે છે.

---

* અક્ષરસઃ "શમૂએલ"નો અર્થ "ઈશ્વરનું નામ," અથવા કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે "તેનું નામ ઈશ્વર છે" એવો થાય છે.

**શમૂએલ**—શમૂએલ હજી તો માત્ર બાળક હતો (કદાચિત પાંચેક વરસનો) એટલામાં હાન્નાહ પોતાની માનેલી માનતા પ્રમાણે તેને શીલોહમાં લાવી, એ સારૂ કે તે પ્રભુના મંદિરમાં ઉછરે અને ત્યાં જે જે નિત્યકર્મો કરવાનાં હોય તે શીખે. "બાળ શમૂએલ"ની નિર્દોષતાનાં ઘણાં ચિત્રો ચિત્રકારોએ ચીતર્યાં છે, પરંતુ પવિત્ર શાસ્ત્રમાં તેનું જે સુંદર ચિત્ર આપવામાં આવ્યું છે, તેની હરીફાઈ કરી શકે અથવા તેના કરતાં ચઢી જાય એવું બીજું કોઇ ચિત્ર નથી. "બાળ શમૂએલ"ને યહોવાહના મંદિરમાં અર્પણ કરવામાં આવ્યો, ત્યારે તે જાણે નાનો યાજક ન હોય તેવો દીસતો હતો; તે યાજકનાં વસ્ત્ર પહેરતો અને તે પર શણનો એફોદ (ઝબ્બો) ધારણ કરતો. તે વખતે શમૂએલ બાલ્યકાળની નિર્દોષાવસ્થામાં હતો, અને તેની શુદ્ધતા એટલી બધી હતી, કે તેની આજુબાજુ બધે ભૂંડા માણસો હોવા છતાં તેણે પોતાની શુદ્ધતાને એબ લાગવા દીધી નહિ. દર સાલ શમૂએલની મા વાર્ષિક પર્વ વખતે શીલોહ આવતી, અને જ્યારે જ્યારે આવતી ત્યારે શમૂએલને સારૂ એક અંગરખો સીવડાવી લાવતી. એ અંગરખો સાધારણ અંગરખો નહોતો, પરંતુ મહોત્સવ પ્રસંગે મોટા લોકો જેવા અંગરખા પહેરતા તેવો અંગરખો તે હતો, પરંતુ આ સુંદર અને પદવીસૂચક અંગરખા કરતાં પણ વધારે સુંદર અંગરખો તેણે પહેરેલો હતો, એવું બાઈબલ જણાવે છે. તે અંગરખો તો તેનું સુંદર જીવનવસ્ત્ર હતો. આ જીવનવસ્ત્ર એટલું તો સુંદર હતું, કે પાછળથી આપણા ત્રાતાને પણ તેજ પરિધાન કરાવવામાં આવ્યું હતું, એટલે: "બાલ્યાવસ્થામાં શમૂએલ...યહોવાહની હજૂરમાં સેવા કરતો હતો...અને બાળક શમૂએલ મોટો થતો ગયો, ને યહોવાહની તથા માણસોની તેના પર કૃપા હતી" (૧ શમ. ૨; ૧૮, ૨૬). જેમ કાદવકીચડવાળી જગામાંથી ગુલછડીનું સુંદર, સફેદ ફૂલ ઊગી નીકળે છે, તેવી જ રીતે શીલોહના ભૂંડાઇરૂપ કાદવકીચડમાંથી શમૂએલ જેવું ગુલછડીનું સુંદર ફૂલ ખીલી નીકળ્યું. મંદિરમાં શમૂએલને જે કામ કરવાનું હતું તે શરૂઆતે તો હલકામાં હલકા પ્રકારનું હતું, જેવું કે યહોવાહના મંદિરનો દરવાન થવાનું, મંદિરના દીવા સાફસૂફ કરવાનું તથા સળગાવવાનું, ટૂંકમાં નાના છોકરાથી જે કંઈ સેવા થઇ શકે તે સેવા તેને કરવાની હતી; પરંતુ હરકોઈ માણસ નાનેથી મોટો થાય છે, તેને હલકી સેવા કરતાં કરતાં મોટી જવાબદારીનું કામ મળે છે.

**ઈશ્વર અને બાળક (શમૂએલ)**—એ જમાનામાં ઈસ્રાએલની અધોગતિ થએલી હતી, અને તેમાં ધર્મને સૌ કરતાં વધારે ધક્કો પહોંચ્યો હતો. ધર્મ એટલો બધો અધોગતિએ પહોંચેલો હતો, કે "તે સમયમાં યહોવાહની વાણી **દુર્લભ** હતી; [ઈશ્વરનાં] સંદર્શન **ભાગ્યે જ** થતાં" (૧ શમ. ૩; ૧). જાણે કે આકાશ પૃથ્વીથી આઘું ખસી ગયું હોયની તેવું લાગતું હતું, કારણ કે પ્રભુનાં દર્શન જોનાર કે તેની વાણી સાંભળનાર કોઇ હતું નહિ. પ્રભુ વસ્તુતઃ આપણી પાસેથી પોતાને દૂર ખસેડી લઇ જાય છે, એમ તો આપણે સમજવું જ ન જોઇએ; તે તો મહાસાગરની પેઠે આપણી આજુબાજુ બધે વ્યાપક છે, અને જેમ દરિયો અંદર ધૂસવા પ્રયત્ન કરે છે તેમ તે આપણા હૃદયમાં પેસવા ચારે મેરથી પ્રયત્ન કર્યા કરે છે, પરંતુ માણુસો પોતાનાં હૃદયદ્વાર તેને માટે ખોલતાં નથી. કળિયુગમાં ઇસ્રાએલીઓ એવા જ હતા, તોપણ તમામ ઇસ્રાએલીઓ એવા જ હતા, એવું ધારવું નહિ. હાન્નાહના દાખલા પરથી આપણે જોઇ શકીએ છીએ, કે સારાં અને ધાર્મિક માણસો પણ થોડાંઘણાં તે વખતે હતાં. થોડાએક છૂટાછવાયા વિશ્વાસુ યહુદીઓ એવા હતા ખરા કે જેઓ મુસાના રીતરિવાજ ચુસ્ત રીતે પાળતા હતા, પરંતુ માત્ર થોડા જ.

"તે સમયમાં યહોવાહની વાણી દુર્લભ હતી" ખરી, પરંતુ આ કુમાર યાજકને (જે અત્યારે લગભગ ૧૩–૧૫ વરસનો હશે) ફરીથી પ્રભુનું પ્રકટીકરણ થવા લાગ્યું. શમૂએલ તો પુરાતન રિવાજ પ્રમાણે મંદિરમાં સૂઈ જતો હતો, ત્યારે એક રાતે એવું બન્યું કે પરોઢિયું થતાં પ્રભુએ તેને બોલાવ્યો. તે વખતે મંદિરની બત્તીઓ બુઝાઈ ગએલી નહોતી, હજી લાગતી જ હતી. શમૂએલ ઊંઘી રહેલો હતો, પરંતુ તેના હૃદયના જાગૃત આંતરિક કર્ણપટ પર પ્રભુનો અવાજ અથડાયો. પહેલાં તો શમૂએલ એવું સમજ્યો, કે એલીએ મને બોલાવ્યો. એલી વૃદ્ધ અને દયાળુ માણસ હતો, અને શમૂએલને બાપની ગરજ સારતો હતો. પ્રભુનો "કોમળ ઝીણો સાદ" શમૂએલ ઓળખી કાઢી શક્યો નહિ. તેથી પ્રભુના સાદને તેણે એલીનો સાદ માન્યો. જ્યારે તે એલી પાસે ગયો, ત્યારે સ્વાભાવિક રીતે એલીએ ધાર્યું, કે શમૂએલને સ્વપ્ન આવ્યું

હશે. તેથી તેણે તેને કહ્યું, કે "મેં બોલાવ્યો નથી; પાછો સૂઇ જા." એટલે તે જઇને સૂઇ ગયો (૧ શમ. ૩; ૫). બે વખત આ પ્રમાણે થયું તોપણ એ વાણી યહોવાહની છે એવું એલી કે શમૂએલ બેમાંથી કોઇ સમજી શકયું નહિ. પ્રભુ માણસને પહેલવહેલો તેડે છે ત્યારે તે માણસમાં જે ઊભરો આવે છે, તે ઊભરાની લાગણી હવે એલીમાં રહી નહોતી; તે જડ થઇ ગઇ હતી, તેથી શમૂએલને તે યોગ્ય ઉત્તર આપી શકયો નહિ, પણ કહે છે, કે "મેં બોલાવ્યો નથી,...પાછો સૂઇ જા." પરંતુ ત્રીજી વખતે તો એલીનું પોતાનું હૃદય જાગૃત થયું. તેને લાગ્યું, કે આ કંઇ નકામું સ્વપ્ન તો હોય જ નહિ, એ તો પ્રભુ તરફનો જ સંદેશો હોવો જોઇએ, અને ઈશ્વરની જ વાણી હોવી જોઇએ. એવું સમજીને તેણે શમૂએલને કહ્યું: "જઇને સૂઈ જા; અને જો તે તને ફરી બોલાવે તો તું કહેજે, કે હે યહોવાહ, બોલ; તારો સેવક સાંભળે છે" (૧ શમ. ૩; ૯). આ વખતે વાણીની સાથે દર્શન પણ થયું. "યહોવાહ આવીને ઊભો રહ્યો, ને... હાંક મારી" (૧ શમ. ૩; ૧૦). દર્શન જોઇને તથા વાણી સાંભળીને બાળ શમૂએલ ગભરાઇ ગયો. તેની એવી ગભરાયલી સ્થિતિમાં પ્રભુનું પ્રકટીકરણ તેની પાસે આવ્યું. એ પ્રકટીકરણ એલીના ઘરનું સત્યાનાશ વાળી દેવા વિષે હતું. એવું કરવાનું કારણ એ હતું, કે એલીના પુત્રો અતિ દુષ્ટ થઈ ગયા હતા, એટલે "તેઓ ઈશ્વરની અવગણના કરતા હતા તે જાણ્યા છતાં તેણે તેઓને અટકાવ્યા નહિ" (૧ શમ. ૩; ૧૩). સવાર પડતાં જ એલીની પ્રેરકબુદ્ધિ વિશેષ જાગૃત થઈ, અને પોતા પર આવી પડનાર અનિવાર્ય સંકટનું વાદળ બહુ જ નજીક છે એમ તેને લાગ્યું; વળી શમૂએલના ભોળા મુખ પરથી પણ તેને એવો જ ભાસ થયો. યજ્ઞવેદી આગળ જે ગંભીર સમ ખાવામાં આવતા હતા, તેવા સમ દઇને એલીએ શમૂએલને બધું પૂછી જોયું; અને "શમૂએલે તે સર્વ વાત તેને કહી ને તેનાથી કંઇ પણ છુપાવ્યું નહિ" (૧ શમ.૩; ૧૮).

એવા ઘણા માણસો છે કે જેઓ પોતાના ઉજમાળા દિવસમાં પ્રભુથી વિમુખ થાય છે, પરંતુ તેઓના દોયલા દિવસમાં તેઓને પુનર્પ્રાપ્ત થાય છે. એલી એવો માણસ હતો. તેણે પોતા વિષેનો કરડો સંદેશો સાંભળ્યો. એ સંદેશો જેવો કઠણ હતો તેવો જ તે અનિવાર્ય પણ હતો.

આ સાંભળીને તે દુઃખી તો થયો, પરંતુ તે ઇશ્વરેચ્છાને આધીન થયો, અને આવા અસરકારક શબ્દોમાં છેલ્લું સાક્ષ્ય પૂર્યું, કે "તે યહોવાહ છે; તેની દૃષ્ટિમાં જે સારૂં લાગે તે તે કરો" (૧ શમ. ૩; ૧૮). અત્રે દાઊદ અને અયૂબ યાદ આવ્યા વિના રહેતા નથી. તેઓને જ્યારે બધાં દુન્યવી વાનાંઓની હાનિ વેઠવાનો વારો આવ્યો હતો, ત્યારે તેઓએ પણ આવા જ શબ્દોનો ઉચ્ચાર કરીને ઇશ્વરના હાથમાં પોતાને સોંપ્યા હતા, કારણ કે તેઓને એટલી તો ખાતરી હતી, કે ઇશ્વર અમારૂં કંઇ પણ અહિત કરવાનો નથી. આ પુરાતન સંતોના શબ્દો આપણે પણ કામમાં લેવા જોઇએ, પરંતુ તેમ કરવું આપણને કેટલું બધું અશક્ય લાગે છે! ત્યારે આ જે અશક્ય છે તે કયારે શક્ય થાય? ઇસુ ખ્રિસ્તે પણ એક વખત આવી જ મતલબના શબ્દો ઉચ્ચાર્યા હતા: "ઓ બાપ,...તારી ઇચ્છા પ્રમાણે થાઓ" (માત્થી ૨૬; ૩૯). તેણે તો તે શબ્દોનો માત્ર ઉચ્ચાર કર્યો હતો એમ નહિ પણ તેમાં રહેલો ડંખ દૂર કર્યો હતો. જ્યાં સુધી એ ઇસુનો આશરો આપણે લીધો નથી ત્યાં સુધી એવા શબ્દોનો વાસ્તવિક રીતે આપણાથી ઉચ્ચાર થઇ શકવાનો નથી. ઇશ્વરેચ્છાને આપણું અનુમત થવું કે સોંપાઇ જવું તેજ વિશ્વાસ છે.

**શમૂએલની વાત પરથી મળતી શિખામણો**—પ્રભુએ પોતાના કામને સારૂ શમૂએલને તેડયો તે વાતને "બાળકના જીવન સાથે પ્રભુની સંગત" એવું નામ પણ આપી શકાય. કોઈ પણ માણસના મનમાં પ્રભુની વાણી વહેલામાં વહેલી કયારથી સંભળાવા માંડે છે, એ ખાતરીપૂર્વક કહેવું બહુ મુશ્કેલ છે. કેટલાએકનું કહેવું એવું છે, કે આપણે આપણી બાલ્યાવસ્થાના જીવનનું સ્મરણ કરતાં કરતાં ગમે તેટલા પાછળ ખસીએ, તોપણ સ્વર્ગીય દર્શનો ને વાણીઓ આપણી બાલ્યા-વસ્થાના કોઈ પણ કાળે આપણી આજુબાજુ પથરાએલાં નહોતાં એવો કોઈ પણ સમય આપણને યાદ આવવાનો જ નથી. આપણી સાથે પ્રભુની દિવ્ય સંગતની શરૂઆત ક્યારથી થઈ, એ આપણે હમેશાં ચોક્કસ કહી શકીએ નહિ, એ વાત ખરી, એવું કહેવા જતાં સમયચૂક થવાનો સંભવ છે. વહેલામાં વહેલો સમય ધારીએ તોપણ વખતે ખોટું ઠરે, અને મોડામાં મોડો સમય ધારીએ તોપણ વખતે ખોટું ઠરે; જો બન્ને બાજુએ ચૂક

થવાનું ભય છે, તો સારામાં સારી રીત એ છે, કે એ સમયને જેમ બને તેમ મોડો રાખવા કરતાં એ સમયને જેમ બને તેમ વહેલો રાખવાની ચૂક થાય તો થવા દેવી; કારણ કે જેમ જિંદગી મોટી, તેમ હૃદયદ્વાર વધારે સજ્જડ રીતે બંધ, અને તેટલે જ દરજ્જે ઉઘડવાને માટે વધારે કઠણ. જેટલે દરજ્જે પ્રભુનો સાદ આપણે વહેલો સાંભળીએ છીએ તેટલે દરજ્જે આપણે તેને સારૂ વહેલા ઉઘાડીએ છીએ. જેમ મોડો સાંભળીએ છીએ તેમ મોડા ઉઘાડીએ છીએ એટલું જ નહિ, પણ બારણું દિને દિને વધારે મજબૂતાઇથી બંધ અને કઠણ થતું જાય છે.

એક ગીતકર્તા કહે છે, કે "યહોવાહનો મર્મ તેનાથી બીનારાંની પાસે છે" (ગીત. ૨૫; ૧૪). પ્રભુને જે કંઈ કહેવું હતું તે તેણે શીલોહના યાજકોને નહિ કહ્યું, અને શમૂએલને કહ્યું, એનું કારણ એ છે કે તેઓનામાં ઇચ્છુક મન અથવા સમજનારૂં હૃદય પ્રભુને મળ્યું નહિ. પરંતુ જેમ ઉંમર ઓછી તેમ પ્રભુની વાણી સાંભળવાને માણસના કાન વધારે ખુલ્લા, અને જેમ કાન ખુલ્લા, તેમ તે માણસની મારફતે પ્રભુ જે કહેવા અથવા કરવા માગતો હોય, તે કરવાનું વધારે શકય હોઈ શકે છે. બાળકનું હૃદય અદૂષિત અને અભ્રષ્ટ હોય છે, તે કારણથી એવું હૃદય જેટલું પ્રભુની નજદીક હોય છે તેટલું બીજું કંઈ હોતું નથી. જેમ બને તેમ વહેલો પ્રભુ આપણને તેડે છે, અને જે પ્રકાશ તે આપણને આપે છે, તે દિને દિને વધતો જાય છે, એવું માનવાનું ઉત્તેજન ઘણા દાખલાઓ પરથી બાઇબલ આપણને આપે છે. બાળકો ખ્રિસ્તના રાજ્યમાં શાંતપણે વૃદ્ધિ પામતાં જાય, અને તેઓને કંઈ અટકાવ નડે નહિ, એવી તેમને માટે પ્રભુની કામ કરવાની રીત છે, અને એજ ઉત્તમ આદર્શ મંડળીએ પોતાનાં બાળકોને માટે પણ રાખવો જોઈએ, એ રીતે કામ કરવાથી માલૂમ પડયું છે, કે "આકાશી દર્શન માન્યા વિના તેઓ રહ્યાં નથી." જેઓને પ્રભુ પોતાની સેવાને અર્થે વહેલા તેડે છે, તેઓનું તેડું સહેલાઇથી થાય છે; અને જેને મોડો તેડવામાં આવ્યો હોય છે, તેણે પોતાના જીવનની શરૂઆત ખોટે રસ્તે કરેલી હોવાથી આકાશી દર્શન માનતાં તેને મુશ્કેલીઓ નડે છે પરંતુ તેવી મુશ્કેલીઓમાંથી વહેલા તેડાએલાઓ બચી જાય છે. પ્રભુનો પ્રેમ ભટકેલને પાછો લાવનાર

છે. તેનો અદૃશ્ય ભુજ આપણુને સહીસલામત પૂર્ણ માનવપણે લઈ જાય છે.

હેન્રી ડ્રુમંડ કરીને એક માણુસ "આદર્શ જીવન" એ નામના પુસ્તકમાં લખે છે, કે સ્વર્ગમાં એક દિવસ પુષ્કળ બોલાબોલ થઈ, પ્રભુની કૃપા સૌથી વધારે કોના પર થઈ, એ પ્રશ્ન પર બધા વાદવિવાદ કરતા હતા. પ્રભુના બધા ઉદ્ધાર પામેલા ભકતો એક પછી એક પોતાની વાત કહેતા હતા, અને પ્રભુની કૃપાનો ઉપકાર પોતા પર કેટલો બધો થએલો છે એ દરેક જણુ જણાવતો હતો. છેલ્લે એક વૃદ્ધ માણુસે ઊભા થઈને કહ્યું, કે "હું છોકરવાદ હતો ત્યારથી ખ્રિસ્તની પાસે આવ્યો હતો. મારૂં જીવન શાંત હતું, અને તેમાં કંઈ જાણુવાજોગ બનાવો બન્યા નહોતા, પરંતુ મારી દૃષ્ટિ હમેશાં સ્વર્ગ ભણી તાકેલી હું રાખતો." અને એ છેલ્લા બોલનારને સર્વ મત મળ્યા. શમૂએલની વાર્તાનો સાર એજ છે—બાળપણુથી તે પ્રભુના માર્ગમાં ઉછર્યો, અને એજ માર્ગમાં તે વૃદ્ધિ પામતો ગયો, અને આખર અવસ્થા સુધી તેમાં જ ટકી રહ્યો. ગયા મહાન યુદ્ધમાં જેઓ મરણુ પામ્યા તેઓમાં સરદાર સોર્લે કરીને એક જણુ હતો. તે એક જુવાન માણુસ વિષે કહે છે, કે તેણે પોતાનું હૃદયમંદિર બાળપણુથી પ્રભુને માટે શુદ્ધ રાખ્યું હતું. પ્રભુને માટે તેનું હૃદયદ્વાર સદા ઊઘડેલું રહેતું, અને તેમાં તે સદા મશાલ સળગતી રાખતો. તે કહેતો, કે

"મુખ મારૂં તૈયાર, ખુલ્લા હાથ મારા,
સાંભળવાને કર્ણુ તત્પર છે સેવકના તારા;
આવે તું વહેલો, કે વાર લગાડે, તુજ ઇચ્છાનુસાર,
તવ સેવાર્થે, પ્રભો, મારૂં સમર્પણુ સ્વીકાર."

આવી રીતે જે ભકતો પ્રભુની સેવા કરવાને તૈયાર છે, તેઓના વર્ગમાં શમૂએલને સ્થાન છે.

## પ્રકરણ ૬ઠ્ઠું

# યહોવાહનો કરારકોશ

(૧ શમૂએલ અધ્યાય ૪, ૫, ૬.)

**યહોવાહનો કરારકોશ**—શામશૂન જ્યારે ઇસ્રાએલમાં ન્યાયાધીશ હતો, ત્યારે પણ પલિસ્તીઓ ઇસ્રાએલ પર ચઢાઈ કરતા હતા ખરા, પરંતુ તે ચઢાઇઓ તે મોટી મોટી લડાઇઓ નહિ, પણ માત્ર નાની નાની ઝપાઝપી હતી. વળી દેશના મધ્ય ભાગમાં કે એવા કોઈ મુખ્ય મુખ્ય સ્થળે તે ચઢાઇઓ કરવામાં આવતી નહિ, પરંતુ સરહદ પર, કે એવી કોઇ જગાઓ પર. પરંતુ શામશૂનના જમાના પછી જે લડાઇઓ થઈ તે એવી સાધારણ કે નજીવી નહોતી, એમાં તો પલિસ્તીઓ દેશનું ધણીપણું મેળવવા પ્રયત્ન કરતા હતા; વળી એ લડાઈઓ ટૂંક મુદ્દતની હતી એમ પણ નહિ, પરંતુ એ તો મોટો વિગ્રહ હતો, કે જે ઠેઠ દાઊદના રાજ્યના અરસા સુધી ચાલુ રહ્યો. ઈસ્રાએલીઓની માફક પલિસ્તીઓ પણ કનાન પર ચઢી આવેલા લોકો હતા; પરંતુ ઈસ્રાએલના જે જે શત્રુઓ હતા તેમાં પલિસ્તી સૌથી ભયંકર શત્રુ હતો, કારણ કે તેઓની લડાયક તાલીમ અને વ્યવસ્થા, તથા તેઓનાં યુદ્ધશસ્ત્રો બહુ જ ચઢિયાતા પ્રકારનાં હતાં, અને તેઓ સ્વભાવે ઝનૂની હતા. હેબ્રીઓમાં એવું કંઈ પણ નહોતું, એટલું જ નહિ પણ તેઓમાં એકપણાનું બંધન નહોતું, અને સારા આગેવાનોની અછત હતી; વળી એ ઉપરાંત સૌથી ખેદકારક વાત એ હતી, કે તેઓનું ધર્મબળ પણ મંદ પડી ગયું હતું. આ બધાં કારણોને લીધે પલિસ્તીઓની સામે ઈસ્રાએલીઓ યુદ્ધમાં ટક્કર ઝીલી શકે એમ નહોતું. તેઓ તો એટલા બળવાન હતા, કે મિસરના એક ફારૂન રાજાએ (રામસેસ ત્રીજો) તેઓ વિષે એક વખત આ પ્રમાણે કહ્યું હતું: "તેઓનાં શસ્ત્રો સામે ટકી શકે એવો કોઇ દેશ નથી."

પ્રથમ યુદ્ધ અફેક આગળ થયું. અફેક એસ્ડ્રાઇલોનના મેદાનમાં આવેલું છે. પહાડી ઘાટો ઓળંગી ઓળંગીને પલિસ્તીઓ પાલેસ્ટાઇન દેશના મધ્ય ભાગ સુધી આવી પહોંચ્યા હતા. પાલેસ્ટાઇનના ઉત્તર ભાગમાં વસતા ઇસ્રાએલીઓ અને દક્ષિણ ભાગમાં વસતા ઇસ્રાએલીઓ, એ બેને જુદા પાડી દેવા, એવી તેમની મતલબ હતી. આ યુદ્ધમાં ઇસ્રાએલીઓ હાર્યા. ઇસ્રાએલીઓએ હાર ખાધી, તેથી ત્યાં ને ત્યાં જ તેઓએ સભા ભરી (આ સભામાં એલી હાજર નહોતો; એલીની ગેરહાજરી જાણે કે એવું સૂચવતી હતી, કે ઇસ્રાએલીઓના વિચારમાં એલીની સંમતિ નહોતી) અને એવું ઠરાવ્યું, કે પવિત્ર કરારકોશને રણક્ષેત્રમાં લાવવો, અને ફતેહ મેળવવી જ: "શીલોહમાંથી યહોવાહના કરારનો કોશ આપણે અહીં લાવીએ કે તે અહીં આવીને આપણને આપણા શત્રુઓના હાથમાંથી બચાવે" (૧ શમ. ૪; ૩).

**ધંતરમંતર અને ધર્મ**—પોતાના દેવને રણક્ષેત્રમાં લઈ જવા, એ રિવાજ મૂર્તિપૂજક લોકોમાં બહુ પ્રચલિત હતો. એજ પ્રમાણે પલિસ્તીઓ પણ તેમના દેવતાઓને લડાઇમાં લઇ જતા (૨ શમ. ૫; ૨૧). બધી જાતની મૂર્તિપૂજામાં ધંતરમંતર પર બહુ ભાર મૂકવામાં આવેલો છે. બુદ્ધિપૂર્વક અને નીતિપૂર્વક કારણો કે સાધનોની મદદ વગર પણ ફતેહ મેળવવાની અપેક્ષા તેઓ રાખતા. કેટલીક ખ્રિસ્તી મંડળીઓમાં હજુ પણ એવા મંત્રતંત્રાદિ રીતરિવાજો ચાલે છે. કોઇક ચીજને પવિત્ર માનવી અથવા કોઈ સ્થળને પવિત્ર માનવું એ ધંતરમંતર માન્યા બરોબર જ છે. જેમકે, કોઈ સંતસાધુનાં કપડાં પાસે રાખવામાં પૂણ્ય છે, એવું માનવું એ ભૂલભરેલું છે; તેમજ જે જગાએ ખ્રિસ્ત જન્મ્યો હતો તે જગાએ જઇને પ્રાર્થના કરવી, એ બીજી કોઈ જગાએ પ્રાર્થના કરવા કરતાં વધારે સાર્થક છે, એવું માનવું એ મોટી મૂર્ખાઈ છે. ઈસુ પોતાના જીવનમાં જે જે જગાઓએ હર્યોફર્યો તે જગાઓ પવિત્ર ગણાએલી છે ખરી, પરંતુ તે એવા અર્થમાં નહિ કે તે પવિત્રતા પમાડનારી છે. એ જગાઓ બીજી જગાઓ કરતાં વિશેષ પૂણ્યશીલ છે, એવું માનવું જરૂરનું છેજ નહિ. તેવી જ વાત કરારકોશની છે. કરારકોશ હેબ્રીઓની વચમાં હોય, તો તેની હાજરી જ માત્ર તેમને જીત

પમાડવાને પૂરતી છે, એવું માનવું એક મોટા પાપ બરોબર છે. એ તો ધર્મની માન્યતા નહિ, પરંતુ ધંતરમંતરની માન્યતા થઈ. તેમ છતાં પણ હેબ્રીઓએ એવું કર્યું, એ પરથી એમ જણાય છે, કે એ વખતે તેઓનો ધર્મ બહુ જ પડતી દશામાં આવી પડેલો હતો. એ વાતનું વર્ણન કરતાં "શમૂએલ"ના પુસ્તકના લેખકને બહુ નીચું જોવા જેવું લાગતું હતું, એમ દેખાય; કારણ કે તે લખે છે, કે "સૈન્યોનો યહોવાહ, જે કરૂબીમની વચ્ચે બિરાજમાન છે,...તેના કરારનો કોશ છાવણીમાં આવ્યો, ત્યારે સર્વ ઈસ્રાએલીઓએ એવો જય જયકાર પોકાર્યો કે પૃથ્વીમાંથી પડઘા પડયા" (૧ શમ. ૪; ૪, ૫). કરારકોશને ઈસ્રાએલ લોકો તાવીજતુલ્ય લેખતા હતા, અને એવું માનતા હતા કે તેની હાજરીથી તો વિજય મળવાનો જ મળવાનો. માણસોનું વર્તન ગમે તેવું હોય, તોપણ તેઓનો દેવ તેઓનો કાયમનો મિત્ર રહેશે, એવી માન્યતા રાખવી, તે ધંતરમંતરના જેવી એક જાતની મૂર્તિપૂજા છે. આ બાબતમાં ઈસ્રાએલી લોકોનો ગુનો વિશેષ ગંભીર છે, કારણ કે કરારકોશને તેઓએ તાવીજતુલ્ય ગણ્યો એટલું જ નહિ, પણ તે કરારકોશ જે હેબ્રી ધર્મમાં સૌથી પવિત્ર ચીજ હતો તેની સંભાળ, હોફ્‌ની અને ફીનહાસ જેવા એલીના ધર્મભ્રષ્ટ અને દુરાચારી લોકોના હાથમાં હતી. આવા માણસો યહુદી સમાજના ધાર્મિક આગેવાનો થઈ બેઠા હતા, ત્યારે તો યહુદી ધર્મ છેક જ અધોગતિએ પહોંચેલો હતો, એમ જ માનવું પડે. જો સોનાને કાટ ચઢે તો પછી લોઢાનું તો પૂછવું જ શું? ધર્મના પ્રાણમાં બગાડ પેઠો, એટલે ધર્મનાં પ્રતીકોને તેમણે અઘટિત માન આપવા માંડયું.

કરારકોશ રણક્ષેત્રમાં આવ્યો, એટલે થોડો વખત તો તે જોઇને પલિસ્તીઓ ગભરાયા ખરા, કારણ કે એ કરારકોશ જે દેવની નિશાનીરૂપ હતો તેણે મિસર દેશમાં જે મોટી મોટી ચમત્કૃતિઓ કરી હતી. તેની વાત મિસર દેશની આજુબાજુના દેશોમાં ફેલાઇ ગઇ હતી; વળી અરણ્યમાં પ્રભુએ ઈસ્રાએલીઓને માટે જે જે અદ્દભુત કૃત્યો કર્યાં હતાં તે પણ પાડપાડોશીઓના દેશોને અજાણ્યાં નહોતાં. મિસરમાં તેમજ અરણ્યમાં યહોવાહે જે જે અજાયબ કૃત્યો કર્યાં હતાં તેનું સ્મરણ લોકોનાં મનોમાં

તાજું જ હતું. પરંતુ પલિસ્તીઓની બીક માત્ર ક્ષણભર જ રહી. થોડા જ વખત ઉપર તેઓ વિખેરાઇ ગયા હતા, પરંતુ પાછા એકઠા મળ્યા, અને એકબીજાને હિંમત આપતાં કહેવા લાગ્યા, કે "ઓ પલિસ્તીઓ, તમે બળવાન થાઓ, ને હિંમત રાખો" (૧ શમ. ૪; ૯). જે પરિણામ આવ્યું તે તો અનિવાર્ય જ હતું. ઇસ્રાએલે તો પહેલાંના કરતાં પણ વધારે સખત હાર ખાધી. લોકો હાર્યા એટલું જ નહિ, પણ જે કોશ પર તેમને જીતવાનો આધાર હતો તે પોતે જ પલિસ્તીઓના હાથમાં જઇ પડયો; અને કરારકોશ પલિસ્તીઓના હાથમાં ગયો, એટલે ઇસ્રાએલી લોકોને લાગ્યું, કે યહોવાહ સાથેના કરારનું જે કંઇ રહ્યુંસહ્યું હતું તેનો હવે તો સમૂળગો નાશ થઇ ગયો.

**શીલોહનું સત્યાનાશ**—ઇસ્રાએલની હારથી શીલોહનું તો સત્યાનાશ વળ્યું. એક હલકારાએ આવીને ઇસ્રાએલના પરાજય વિષેની ખબર શીલોહમાં આપી. હલકારાનાં વસ્ત્ર ફાટી ગએલાં ને આખે શરીરે ધુળ ભરાએલી હતી. એ દુઃખદ સમાચાર શીલોહમાં આવ્યા, ત્યારે "આખું નગર પોક મૂકીને રડયું" (શમ. ૪; ૧૩). પરંતુ એટલા સમાચારમાં જ દુઃખનો અંત આવી જતો નથી; ભારે સંકટની વાત તો હજી હવે આવવાની છે. એલી યાજક મંદિરને દરવાજે આસન ઉપર બેઠો બેઠો પાણીની પેઠે લડાઇના સમાચારની રાહ જોતો હતો. ઉંમર થઇ ગયાને લીધે તે આંધળોભીંત થઇ ગએલો હતો, તેનો દેખાવ કરુણા ઊપજાવે એવો હતો. યહોવાહના કરારકોશનું શું થયું હશે એવી ચિંતાથી તેનું હૃદય કંપતું હતું. આ બીનાનું વર્ણન આ પુસ્તકમાં બહુ જ આબેહૂબ રીતે કરેલું છે. જે ચતુર્ગુણ આપત્તિ આવી પડી હતી તે બહુ જ ખૂબીથી ગોઠવીને કહેવામાં આવે છે—પહેલાં સૈન્યની હાર, પછી જાનની ખુવારી, પછી સમાચાર સાંભળનારને અંગત લાગણી થાય એવા વિયોગની વાત, અને છેવટે કરારકોશ પરહસ્તગત થયાની હકીકત. દરેક સમાચાર પછી "ને" ઉભયાન્વયી અવ્યય મૂકીને વાત કરવામાં આવે છે, અને ઘંટ પર જેમ એક પછી એક ટકોરા પડે તેમ એક વિપત્તિ પછી બીજી વિપત્તિની વાત કહેવામાં આવે છે—"ઇસ્રાએલ પલિસ્તીઓ આગળથી નાઠા છે, ને વળી લોકોમાં ઘણી કતલ થઇ છે,

ને તારા બન્ને દીકરા, હોફની તથા ફીનહાસ, પણ મરણ પામ્યા છે, ને ઈશ્વરનો કોશ [શત્રુના] હાથમાં ગયો છે." (૧ શમ. ૪; ૧૭). આ તો એવો પરાજય હતો કે જે પૂરેપૂરો થઇ ચૂકલો હતો, એમાં કંઇ જ બાકી નહોતું. આ દુ:ખદ સમાચારના આઘાતથી, એલી જે વૃદ્ધ અને અશક્ત હતો તે મરણ પામ્યો. એ સમાચાર સાંભળતાંની સાથે તે પોતાના આસન પરથી પાછળ ઢળી પડયો, તેની ગરદન ભાંગી ગઇ, અને ભંગિત હૃદયે તે મરણ પામ્યો. એલીના મરણ સાથે તેના દીકરા ફીનહાસની સ્ત્રી પણ તેજ વખતે અકાળ મૃત્યુવશ થઇ. તે ગર્ભવતી હતી, અને તેનો પ્રસૂતિસમય પાસે હતો. પ્રસવવેદનામાં કષ્ટાતાં કષ્ટાતાં તેણે આ દુ:ખદ ખબર સાંભળી, અને મરતાં મરતાં તેણે પોતાના પુત્રને આવું શોકજનક નામ આપ્યું: "ઈખાબોદ" જેનો અર્થ એ છે કે ગૌરવ લોપ થયું છે; એવું નામ પાડવાનું કારણ એ હતું, કે "ઈસ્રાએલમાંથી ગૌરવ જતું રહ્યું છે; કારણ કે ઈશ્વરનો કોશ લઇ જવામાં આવ્યો હતો" (૧ શમ. ૪; ૨૧). ઈસ્રાએલના ધર્મમાં બગાડ પેઠો હતો, અને તેથી તેઓની દશા બેઠી હતી; તોપણ ખરી ધાર્મિકતા ને દેશદાઝવાળાં સ્ત્રીપુરૂષો તેઓમાં હતાં ખરાં એવું આ પરથી જોઇ શકાય છે.

શાસ્ત્રમાં જુદે જુદે ઠેકાણે શીલોહ વિષે જે લખેલું છે, તે વાંચીને તેની દશા કેવી થઇ તે વિષે આપણે અટકળ કરી શકીએ છીએ. પ્રભુ યિર્મેયાહ પ્રબોધકને કહે છે, કે "મારૂં સ્થાન જે શીલોહમાં હતું...ત્યાં જાઓ;...તેની જે દશા મેં કરી તે જુઓ" (યિર્મે. ૭; ૧૨). વિજયવંત પલિસ્તીઓએ એ નગરનું નખોદ વાળ્યું. શીલોહના વિનાશથી માંડીને હેબ્રી ઇતિહાસના અંત સુધી તેનું નામ સદોમ અને ગમોરાહના જેવું રહ્યું; અને "પાપ પરિપક્વ થઇને મોતને ઊપજાવે છે" (યાકૂબ ૧; ૧૫), એવો જ બોધ એ નામ વાંચતાં કે સાંભળતાં મળે છે: "જુઓ, તમારૂં ઘર તમારે સારૂ ઉજ્જડ રહેવા દીધેલું છે" (માત્થી ૨૩; ૩૮).

*"શમૂએલ"ના પુસ્તકના શરૂઆતના અધ્યાયો વિષે એવું લાગે છે, કે શમૂએલની વાત પહેલાં આખી અને સળંગ હતી, અને આ શરૂઆતના અધ્યાયો તો એ આખી વાર્તામાંથી લીધેલા ઉતારા હોય. ચોથા અધ્યાયથી એ વાર્તા તૂટે છે, અને પલિસ્તીઓના હાથમાં કરારકોશ ગયા પછી તેનું શું થયું, તે હકીકત ચોથાથી છઠ્ઠા અધ્યાય સુધીમાં આવે છે. કરારકોશ વિષે જે વાત એ અધ્યાયોમાં આવે છે તે

ઉપરથી ધર્મવિષયક પુરાતન વિચારો કેવા હતા તે પર સારો પ્રકાશ પડે છે. હેબ્રી ધર્મના આ પુરાતન પ્રતીકમાં રહેલી શક્તિઓ વિષે હેબ્રી લોકોની જે માન્યતા હતી તે આ અધ્યાયોમાં જેવી બતાવેલી છે તેવી આખા જૂના કરારમાં બીજે ક્યાંય બતાવેલી નથી. તેઓની માન્યતા એવી હતી, કે કરારકોશમાં જાદુઈ શક્તિ છે, તેથી તેને જો રણક્ષેત્રમાં આણ્યો હોય તો તે વડે યુદ્ધમાં વિજય મળે, (જુઓ અધ્યાય ૪થો); પરંતુ એ ઉપરાંત તેમાં વધારે શક્તિ હતી, કે જેને યોગે જ્યારે પલિસ્તીઓનાં મંદિરોમાં તેને લઈ જવામાં આવ્યો, ત્યારે તેઓનો દેવ દાગોન તેની સામે ઊભો રહી શક્યો નહિ (અધ્યા. ૫, ૬). (આ વિષે વધારે ખુલાસો મેળવવો હોય તો જુઓ "સેન્ચ્યુરી બાઈબલ"માં પ્રોફેસર કેનેડીકૃત ૧, ૨ શમૂએલના પરિશિષ્ટમાં ટીકા 'એ.').

**કરારકોશનું શું થયું તે વિષે**—શમૂએલના પુસ્તકનાં સૌથી પુરાતન સાહિત્ય પરથી અધ્યા. ૪; ૧–૭; ૧ સુધીનો ફકરો લીધેલો છે. વિધર્મીઓની મૂર્તિઓ કરતાં યહોવાહ કેટલો બધો ચઢિયાતો છે, અને મૂર્તિપૂજાનાં ચિહ્નો કરતાં યહોવાહની ભજનસેવામાં વપરાતાં ચિહ્નો કેટલાં બધાં ચઢિયાતાં છે, એ વિષે ઈસ્રાએલીઓની માન્યતા કેવી હતી, તે એ ફકરા પરથી દેખાય છે. પરંતુ આ ચઢિયાતાપણું બતાવવાની રીત બહુ પુરાતન વિચાર પ્રમાણે છે. આપણે પણ માનીએ છીએ, કે ઈશ્વર સર્વોત્કૃષ્ટ છે, પરંતુ એ ઉત્કૃષ્ટતા નૈતિક અને આત્મિક બાબતોમાં છે, એવું આપણે માનીએ છીએ. પ્રકૃતિએ ઈશ્વર કેવો છે, એ બાબતમાં તેનો મહિમા સમાએલો છે, એટલે કે તે પવિત્ર, ન્યાયી, સર્વ પર પ્રેમ કરનાર અને પરિશુદ્ધ છે. પરંતુ પુરાતન વખતે ઈશ્વર વિષે લોકોના વિચાર એવા નહેતા. તેઓ તો ઈશ્વરની શક્તિનાં બાહ્ય ચિહ્નો પર વિશેષ ધ્યાન દેતા હતા; એજ પ્રમાણે ઈસ્રાએલી લોકોનું પણ ધારવું હતું. બીજા દેવો કરતાં યહોવાહ કેટલો બધો મહાન છે, એ જે ચિહ્નો વડે બતાવાય તે બતાવવા તેઓ માગતા હતા. એ વિચારદૃષ્ટિથી આ અધ્યાયો લખેલા છે. જે પલિસ્તી લોકોએ કરારકોશનું હરણ કર્યું હતું તેઓને તેણે કેવું ભય પમાડયું તથા કેવાં કેવાં અજાયબ કામો તેણે કર્યાં, તે વિષે એ અધ્યાયોમાં વિવેચન આવે છે. દાગોન* કરીને પલિસ્તીઓનો

* દાગોન ભૂમિદેવ હોય એવું માનવામાં આવે છે (દાગન=દાણો, અનાજ) કદાચ તે કનાનીઓનો દેવ હશે, અને પલિસ્તીઓએ તેને પોતાનો દેવ માની લીધો હશે. તે મત્સ્ય દેવ હતો એમ કેટલાક માને છે, પરંતુ એમ માનવાને સબળ કારણો નથી.

એક દેવ હતો, તે કરારકોશની આગળ ઊંધો પડયો; વળી પલિસ્તીઓની સરહદમાં બધે એક પ્રકારની મરકી ચાલી, જેથી તેમનો દેશ ઉજ્જડ થવા બેઠો. તે પરથી પલિસ્તીઓએ એવું માન્યું, કે જે કરારકોશ ઈસ્રાએલના દેવ યહોવાહનું ચિહ્ન છે, તેને આપણે હસ્તગત કર્યો છે, તેથી યહોવાહનો કોપ આપણા પર સળગી ઊઠયો છે, અને તેને પરિણામે આ મહામરકી આપણા પર આવી પડી છે. તે વખતનો તેમનો ધર્મ અને તેમની પ્રેરકબુદ્ધિ, એ બેની મદદથી, આ સંકટો તેમના પર કેમ આવી પડયાં તેનો ખુલાસો તેઓએ કર્યો. તેથી કરારકોશ ઈસ્રાએલીઓની પાસે પાછો મોકલીને યહોવાહની સાથે સમાધાન કરવાનો તેઓએ સંકલ્પ કર્યો. પરંતુ કરારકોશ પાછો મોકલતી વખતે જે જે ભેટો તેમણે મોકલી, તે પરથી પલિસ્તીઓમાં કેવા કેવા વહેમ ચાલતા હતા તે જણાઈ આવે છે. પલિસ્તીઓમાં જે ગુમડાંનો રોગ ફાટી નીકળ્યો હતો તે ગુમડાંની પ્રતિમાઓ, અને તેઓનાં ખેતરોમાં જે ઊંદરો પડયા હતા તે ઊંદરોની પ્રતિમાઓ પણ તેમણે કરારકોશની સાથે મોકલી. તેઓએ જે પાપ કર્યું હતું તેનું સમાધાન અને પ્રાયશ્ચિત કરવાને, તેઓના વખતમાં જે જ્ઞાન-પ્રકાશ હતો તેના પ્રમાણમાં તેમનાથી જે બની શકયું તે તેઓએ કર્યું. આવી રીતે પ્રાયશ્ચિત કરવું તે આપણી દૃષ્ટિએ મૂર્ખતાભરેલું લાગે, પરંતુ ખ્રિસ્તમાં જે પ્રકાશ આપણને હાલ મળેલો છે, તે તે વખતમાં નહોતો.

બધા પ્રકારના રોગો અને ઉપદ્રવો ઈશ્વર તરફથી બારોબાર આવે છે, એવું પુરાતન કાળના લોકો માનતા હતા; જૂના કરારના લેખકો પણ એવું જ માનતા હતા—જુઓ "મારા (યહોવાહના) સઘળા અનર્થો" (નિર્ગ. ૯; ૧૪); "તારી (યહોવાહની) [મોકલેલી] આફત" (ગીત. ૩૯; ૧૦). આ વખતે પલિસ્તીઓમાં જે રોગ ફાટી નીકળ્યો હતો તે વિષે પણ પલિસ્તીઓનું તેમજ ઈસ્રાએલીઓનું માનવું એવું જ હતું. જે રોગ તેઓ પર આવ્યો હતો તે ગાંઠિયો તાવ અથવા બદનો રોગ હતો (૧ શમ. ૫; ૬). ઊંદરો તો રોગવાહક ક્ષુદ્ર જીવજન્તુઓ છે. આ રોગ એક જગાએથી બીજી જગાએ કેવી રીતે ગયો તે આ ઉપરથી હવે આપણે સમજી શકીએ છીએ. અમુક એક સ્થળે પહેલવહેલો એ રોગ ફાટી નીકળ્યો; પછી રોગવાહક ઊંદરોએ તે ચેપ ફેલાવ્યો, એમ અનેક જગાએ તે ચાલુ થયો. એવી જ રીતે ઈસ્રાએલમાં પણ તે આવ્યો, જેથી બેથ-શેમેશમાં એ રોગથી ૭૦ માણસો મરણ પામ્યાં (૧ શમ. ૬; ૧૯માં પચાસ હજાર ને સિત્તેર માણસો મરણ પામ્યાં, એવું લખેલું છે, પરંતુ એ તો માત્ર લહિયાનો હસ્તદોષ છે; ખરો આંકડો માત્ર સિત્તેર છે).

પલિસ્તીઓના દેશમાં કરારકોશ ક્યાં ક્યાં ભટક્યો, અને જ્યાં જ્યાં તે ગયો ત્યાં લોકો પર કેવો ઉપદ્રવ આવી પડ્યો, અને આખરે તે કેવી રીતે ઇસ્રાએલની ભૂમિમાં પાછો આવ્યો, એ બધા પરથી આપણે જોઈ શકીએ છીએ, કે એ બધું કુદરતી કારણોમાંથી ઉદ્‌ભવ્યું, પરંતુ તે બધું **ખરે તાકડે** અથવા **યથાપ્રસંગ** બન્યું તે પરથી તેમાં પ્રભુનો હાથ છે એવું તે લોકોએ માન્યું. પરંતુ એનું શુભ પરિણામ એ આવ્યું, કે દુઃખમાં આવી પડેલા ઇસ્રાએલી લોકોનો વિશ્વાસ એવાં કુદરતી કારણોની મારફતે પુષ્ટિ પામ્યો, અને છુટકારાની આશા પણ તેઓમાં ઉદ્‌ભવી. તેમ છતાં પણ જ્યારે કરારકોશ પાછો આવ્યો ત્યારે જોઇએ તેવી તેની કદર અને દરકાર કોઇએ કરી નહિ. કલિયુગનો કેવો કમનસીબ સંજોગ! આટલેથી કરારકોશની વાત પડતી રહે છે તે ઠેઠ ૨ શમૂએલના ૬ટ્ઠા અધ્યાયમાં તે પાછી નીકળે છે. બાકીના અધ્યાયોમાં એનું નામનિશાન આવતું નથી. પરંતુ આમ થવાનું કારણ કદાપિ એ હોય, કે કિર્યાથ-યઆરીમ (=જંગલ કે ઝાડીનું નગર) જ્યાં એ કોશ રાખવામાં આવ્યો હતો તે માત્ર નામનું હેબ્રી હદમાં હતું, પણ ખરૂં જોતાં દાઊદ રાજાના વખત સુધી તે પલિસ્તીઓના કબજાનું શહેર હતું, તેથી ઇસ્રાએલીઓને કિર્યાથ-યઆરીમ આવી કોશ લઈ જતાં પલિસ્તીઓએ કદાપિ અટકાવ કર્યો હશે. પરંતુ જ્યારે દાઊદ રાજા થયો, અને તે પલિસ્તીઓ પર જીત પર જીત મેળવતો ગયો, ત્યારે ઇસ્રાએલના ઇતિહાસમાં કોશની વાત ફરીથી શરૂ થાય છે.

## પ્રકરણ ૭મું

# શમૂએલ ન્યાયાધીશ—શાઊલ

(૧ શમૂએલ અધ્યાય ૭–૯.)

**મિસ્પાહમાં સર્વ ઈસ્રાએલીઓની સભા**—કરારકોશ વિષે આગળના પ્રકરણમાં જે વાત આવી ગઈ તે થઈ ગયા પછી શમૂએલની વાત ફરીથી ૭; ૫ આગળથી શરૂ થાય છે. શીલોહના પવિત્રસ્થાનમાં એક નાના છોકરા તરીકે કામ કરતો આપણે તેને છેલ્લો જોયો હતો. ત્યાર પછી કરારકોશની વાત આવી. પરંતુ ફરીથી ૭; ૫માં આપણે તેને જોઈએ છીએ ત્યારે તે નાનો છોકરો નથી, પણ પુખ્ત ઉંમરે પહોંચેલા પુરુષ તરીકે જોઈએ છીએ; વળી હવે તો તે ઈસ્રાએલમાં એક દ્રષ્ટા અને ભરોસાપાત્ર આગેવાનની જગા સાચવનાર થયો છે. તે નાનો છોકરો હતો ત્યારથી અત્યારે તે મોટો માણસ થયો છે, એ અરસામાં શમૂએલ સંબંધી કંઈ જ આપણા વાંચવામાં આવતું નથી. પરંતુ માત્ર શમૂએલના સંબંધમાં જ આવી વાત છે એમ નથી. બાઇબલમાંના ઘણા વિખ્યાત પુરુષોની વાત એવી જ છે. દાખલા તરીકે જુઓ: મુસા—તેના જન્મનું વૃત્તાંત શાસ્ત્રમાં મળે છે, પછી તેના વિષે લાગલું એવું વાંચીએ છીએ, કે "તે મોટો થયો ત્યારે...પોતાના ભાઈઓ પાસે ગયો" (નિર્ગ. ૨; ૧૧). વળી જુઓ ઈસુ ખ્રિસ્ત તથા યોહાન બાપ્તિસ્મા કરનાર.

ઈસ્રાએલ કોમ પર જે આપદાઓ આવી પડેલી હતી તે વિદારવાનો ખરો ઉપાય કયો છે, તે શમૂએલ સમજી ગયો. કદાપિ કોઈના મનમાં એમ પ્રશ્ન ઊઠે, કે "પશ્ચાત્તાપ કરવાથી શું વળે?" તેનો જવાબ એ છે, કે "પશ્ચાત્તાપ કરવાથી શું ન વળે?" આવું શમૂએલનું મન હતું, અને તેની પછી જે જે મહાન સુધારકો થઈ ગયા તેઓની પેઠે લોકોની આગળ તેણે જે પ્રથમ શબ્દ ઉચ્ચાર્યો હતો તે એજ હતો, કે "પસ્તાવો કરો;"

"તમારામાંથી અન્ય દેવો તથા આશ્તારોથને કાઢી નાખો, ને તમારું મન યહોવાહ તરફ વાળો, ને કેવળ તેની ઉપાસના કરો; એટલે તે તમને પલિસ્તીઓના હાથમાંથી છોડાવશે" (૧ શમ. ૭; ૩). જ્યાં સુધી માણસ પસ્તાવો કરે નહિ ત્યાં સુધી પ્રભુ તેને આશીર્વાદ દઈ શકે નહિ; કારણ કે એ તો તારણદાયક કૃપા છે, અને તે માત્ર કોઈ વ્યક્તિને માટે છે એમ નહિ, પરંતુ તે તો આખી કોમને માટે પણ છે. તોપણ ઘણીવાર એવું બને છે, કે ન જ ચાલ્યે કોઈ પણ કોમ પસ્તાવો કરે છે. તેઓ આંતરિક શાંતિ મેળવવા ઇચ્છે છે, પણ પોતાનું અંતર તપાસવા ઇચ્છતા નથી; તેઓ દુ:ખમાંથી બચી જવા ઇચ્છે છે, પણ પાપ મૂકી દેવા ઇચ્છતા નથી; તેઓ સુખ ઇચ્છે છે, પણ તેઓને સખતાઈ ગમતી નથી

**આખી કોમ દીન થઈ ગઈ**—યરૂશાલેમથી પાંચ માઇલ દૂર પ્રાચીન કાળથી પવિત્ર મનાતું એક સ્થળ હતું (હજી પણ મુસલમાન લોકો તે સ્થાનને પાક ગણે છે). ૫૦૦ ફૂટ ઊંચી એક ટેકરી પર તે આવેલું છે. તે એવા ઊંચાણમાં આવેલું છે, તેથી તેનું નામ 'મિસ્પાહ' એટલે 'ચોકીનો બુરજ' પડયું છે. એ પ્રખ્યાત ઐતિહાસિક સ્થળ છે. આ સ્થળે આખી ઈસ્રાએલી જમાતને શમૂએલે એકઠી કરી, અને તેમને વચન આપ્યું, કે "હું તમારે સારૂ યહોવાહને વિનંતી કરીશ" (૧ શમ. ૭; ૫).

"મક્કાબીઓ"નું પુસ્તક વાંચવાથી માલૂમ પડે છે, કે તેઓના વખત-પણ આજ સ્થળે આખી જમાતનો એક મોટો મેળાવડો થયો હતો. તે વખતે પણ આખી કોમ દીન થઈ ગઈ હતી: "કારણ કે ઇસ્રાએલ કોમમાં પહેલાં મિસ્પાહમાં પ્રાર્થનાસ્થાન હતું" (મક્કાબી ૩; ૪૪). સ્કૉટલાંડ દેશની આખી પ્રજા પોતાના સંકટ સમયે પ્રભુ ભણી ફરતી, અને દીન થઇ જઇને પ્રભુ સાથે કરાર કરતી, એવું સ્કોલાંડ દેશમાં વારંવાર બનેલું છે એમ તે દેશના ઇતિહાસ પરથી માલૂમ પડે છે. કોઇ પણ કોમના ઇતિહાસમાં ઘણી એવી બાબતો હોઇ શકે છે, કે જે વિષે એ કોમનાં ભવિષ્યનાં ફરજંદો એમ કહે, કે અમારા પૂર્વજોએ ફલાણું ફલાણું નહિ કર્યું હોત તો સારૂં. પરંતુ પસ્તાવો એવી વાત નથી કે જે વિષે

કોઇ પણ માણસ કોઇ પણ વખતે વાંધો કાઢી શકે. મેં કે અમે ફલાણું ખોટું કર્યું છે, એમ નિર્ભયતાથી કહી દેવું, એમાં ઘણો ફાયદો છે, અને એથી આપણું કામ ઘણું સરળ થાય છે. પશ્ચાત્તાપ કરવો એનો અર્થ એ છે, કે આપણી જુવાનીના ઢચુપચુ વિચારોને પડતા મૂકવા, અને સ્થિરતાથી આગળ ડગલાં ભરવાં.

શમૂએલ તો પ્રાર્થનાના ઉત્તરમાં મળેલો છોકરો હતો, અને તે જાતે પણ પ્રાર્થનાવાદી પુરુષ હતો. "તેના નામને અરજ કરનારામાં શમૂએલે પણ યહોવાહને અરજ કરી" (ગીત. ૯૯ ; ૬). તેજ પ્રમાણે લોકોના મધ્યસ્થ તરીકે મુસાની સાથે યિર્મેયાહ પ્રબોધક શમૂએલને પણ ગણે છે (યિર્મે. ૧૫ ; ૧). તેઓએ હવે પોકાર કરીને શમૂએલને કહ્યું, કે "તારા સેવકોને સારૂ...વિનંતી કર" (૧ શમ. ૧૨ ; ૧૯). તેના જવાબમાં શમૂએલે કહ્યું, કે "તમારે વાસ્તે પ્રાર્થના કરવાનું મૂકી દેવાનું પાપ યહોવાહની વિરૂદ્ધ હું કરૂં એમ ન થાઓ" (૧ શમ. ૧૨ ; ૨૩). શમૂએલે પ્રાર્થના કરી, તે સાથે લોકોએ પાણી કાઢીને યહોવાહની આગળ રેડયું. આ તો એક કૃતોપમા હતી. ઇસ્રાએલી લોકો અરણ્યમાં મુસાફરી કરતા હતા, ત્યાં તેમને પાણી કેટલું અમૂલ્ય હતું, તે બતાવવાને બેશક આ કૃતોપમા તેઓએ કરી હતી. તરસી ભૂમિ પર પાણી રેડવું, એનો અર્થ એ છે, કે પોતાની મોંઘામાં મોંઘી અને વહાલામાં વહાલી વસ્તુથી યહોવાહની સેવા કરવી. દાઊદ રાજાએ પણ એક વખતે એવું જ કર્યું હતું. તેના મનનો ભાવ પણ એવો જ હતો. એક વખત તે યુદ્ધમાં જોડાયલો હતો, ને તેને પુષ્કળ તરસ લાગી. તેણે પાણી પીવાની ઇચ્છા દર્શાવી, એટલે તરત ત્રણ પુરુષો શત્રુઓના દળમાં થઇને પોતાના જીવને જોખમે પાણી લઇ આવ્યા. એટલા મોટા ભોગે પાણી આણેલું હતું, તેથી દાઊદે તે પીધું નહિ, પણ યહોવાહની આગળ તે રેડી દીધું (૨ શમ. ૨૩ ; ૧૬). આ જગાએ પાણી રેડવાની જે કૃતોપમા લોકોએ કરી હતી તેનો અર્થ તો ગીતશાસ્ત્રમાં જેમ ઠેકાણે ઠેકાણે બતાવેલું છે તેમજ છે,—"હે લોકો, તેની આગળ તમારૂં હૃદય ખુલ્લું કરો" (ગીત. ૬૨ ; ૮).

**એબેન-એઝેર**—ઇસ્રાએલી લોકોની આખી જમાત એક સ્થળે એકઠી થઈ, એ તો લોકોમાં કંઇ નવીન જાગૃતિ આવી છે એવું સૂચવતું

હતું. આથી પલિસ્તીઓ ગભરાયા, તેથી આવી જાગૃતિને મૂળમાંથી જ નાબૂદ કરવાના હેતુથી, ઇસ્રાએલી લોકો પર તેઓએ એકાએક સખત હુમલો કર્યો, અને તેઓના મેળાવડામાં ભંગાણ પાડયું. પરંતુ ઇસ્રાએલીઓ પ્રભુ તરફ પાછા ફર્યા હતા, અને એમ કરતાં તેઓનું મહાબળ તેમનામાં પાછું આવ્યું હતું. પરિણામે ઇસ્રાએલીઓનો વિજય થયો; વળી એવામાં મોટા ધડાકા સાથે આકાશમાં ગર્જના થઇ, એ સાંભળીને પલિસ્તીઓ બી ગયા, તેઓનો પૂરો પરાભવ થયો, ને તેઓ પોબારા ગણી ગયા. એમ કહીએ તો ચાલે કે શોકની લાંબી રાત્રી પછી ઇસ્રાએલીઓનો પ્રાતઃકાળ થયો. આ વિજયથી તેઓને જે આનંદ થયો તેના સ્મરણમાં તેઓએ ત્યાં એક પથ્થર ઊભો કર્યો, ને તેનું નામ "એબેન-એઝેર" (અર્થાત્ સહાયનો પથ્થર) પાડયું.

"એબેન-એઝેર ઊભો કરૂં હું ત્યાં,
આવી પહોંચ્યો તારી સહાયથી હું જયાં."

થોમસ કાર્લાઇલે પોતાની માની વરસગાંઠને દિવસે તેના પર એક વખત આ પ્રમાણે લખ્યું હતું: "જેમ પ્રાચીન હેબ્રીઓ ખરા ભક્તિભાવથી કહેતા હતા તેમઆપણે કહેવું જોઇએ, કે 'અત્યાર સુધી યહોવાહે આપણને સહાય કરી છે.' ખરેખર, આપણે માથે ગમે તેટલાં સંકટો હોય તોપણ યહોવાહની સહાય વિના આપણે રહ્યાં નથી અને રહીશું પણ નહિ." એબેન-એઝેરમાં ઇસ્રાએલીઓને પલિસ્તીઓ સાથે જે લડાઇ થઇ અને તેમાં તેઓને જે વિજય મળ્યો તેમાં શમૂએલનો હાથ હતો. એ સિવાય બીજા કોઇ યુદ્ધમાં શમૂએલે ભાગ લીધો હોય એવું તેના વિષે લખેલું નથી. આ વિજયથી શમૂએલની ખ્યાતિ લોકોમાં ઘણી વધી ગઇ, તેથી એમ માનવું સકારણ છે, કે એ ખ્યાતિને લીધે તે ન્યાયાધીશ પદ પામ્યો; કારણ કે એબેન-એઝેરની વાતના સંબંધમાં આપણે વાંચીએ છીએ, કે "તે વરસોવરસ અનુક્રમે બેથેલ, ગિલ્ગાલ તથા મિસ્પાહમાં જતો હતો, ને તે સઘળે ઠેકાણે ઇસ્રાએલનો ન્યાય કરતો હતો. રામાહમાં તે પાછો આવતો હતો કેમકે ત્યાં તેનું ઘર હતું; ત્યાં તે ઇસ્રાએલનો ન્યાય કરતો હતો; અને ત્યાં તેણે યહોવાહને સારૂ એક વેદી બાંધી" (૧ શમ. ૭; ૧૬, ૧૭).

**ધર્મપતિત દીકરાઓ**—શમૂએલના ચારિત્રમાં તેના વિષે કંઈ જાણવામાં ન આવ્યું હોય એવા સમયો ઘણા છે. મિસ્પાહમાં આપણે તેને એક જુવાન પુરુષ તરીકે જોયો હતો. ફરીથી જ્યારે તેની વાત આવે છે ત્યારે એક વૃદ્ધ પુરુષ તરીકે તે આપણી નજરે પડે છે; અને ઇસ્રાએલનો ન્યાય કરવામાં તેના દીકરાઓ તેના મદદનીશો છે. પરંતુ દીકરાઓના સંબંધમાં તો જેવી એલીની વાત છે તેવી જ શમૂએલની પણ છે. એલીના દીકરાઓ જેમ ભૂંડા હતા તેમ શમૂએલના પણ હતા. એટલું તો ખરૂં કે હોફની અને ફીનહાસ જેવાં અમંગળ કૃત્યો કરતા હતા તેવા જ પ્રકારનાં અમંગળ કૃત્યો શમૂએલના દીકરા કરતા હતા એમ નહોતું. પરંતુ તેઓને વળી બીજી જાતનું પાપ વળગ્યું હતું. તેઓને દ્રવ્યનો લોભ લાગ્યો હતો; તેઓ લક્ષ્મીદેવીની પૂજા કરતા હતા. તેઓ પુષ્કળ લાંચ લેતા હતા, અને એવું કરીને ઇનસાફને ઊંધો વાળતા; ઇસ્રાએલી ન્યાયાધીશોએ કેવા હોવું જોઇએ, એ વિષે મુસાએ જે ઊંચું ધોરણ ઠરાવ્યું હતું, તે ધોરણમાંથી તેઓ ઘણા નીચા ઊતરી ગયા હતા. "હોશિયાર માણસો, ઇશ્વરનો ડર રાખનાર, સત્ય પુરુષો, તથા સ્વાર્થ-દ્વેષકો" (નિર્ગ. ૧૮; ૨૧) એવા જે માણસો હોય તેઓ ઇસ્રાએલના ન્યાધીશો થઇ શકે, એવું મુસાએ ઠરાવ્યું હતું. આવી જાતની કોઇપણ લાયકાત શમૂએલના દીકરાઓમાં નહોતી. તેઓએ તો ન્યાયાધીશના પદને ભ્રષ્ટ કર્યું હતું; અને ઇસ્રાએલમાં ન્યાયાધીશના પદની પડતી થઇ, તેની થોડીઘણી જવાબદારી શમૂએલના પુત્રોને માથે હતી.

**અમારે રાજા જોઈએ**—ન્યાયાધીશના પદની પડતી દશા આવી તેને માટે શમૂએલના દીકરાઓ થોડેઘણે અંશે જવાબદાર હતા, એવું આપણે જોઇ ગયાં. પરંતુ તેઓ જ એકલા તેનાં કારણરૂપ હતા એમ નહિ. એમ થવાનાં બીજાં કારણો પણ હતાં. તેઓને એવો કોઇ માણસ જોઇતો હતો કે જે આખી ઇસ્રાએલી કોમની એકતા જાળવે. ગિદઓન ન્યાયાધીશના વખતમાં લોકોએ રાજા માગ્યો હતો, એવું આપણે આગળ જોઇ ગયાં છીએ (પ્રકરણ ૭જું). પલિસ્તીઓએ જેમ જેમ ઇસ્રાએલીઓ પર વધારે હુમલા કર્યા, તેમ તેમ ઇસ્રાએલીઓને ખાતરી થતી ગઇ, કે આપણો રાજા હોય તો સારૂં; "કે જેથી અમે પણ બીજી સર્વ પ્રજાઓના

જેવા થઇએ; એટલે અમારો રાજા અમારો ન્યાય કરે, અમારી આગળ ચાલે, ને અમારી લડાઇઓ લડે" (૧ શમ. ૮; ૨૦). રાજા માગવાનું દેખીતું કારણ તો ન્યાયાધીશ પદને માટે શમૂએલના દીકરાઓની નાલાયકી એ હતું, પરંતુ ખરૂં કારણ તો એ હતું કે તે જમાનાની એ જરૂરિયાત હતી. કનાન દેશમાં ઇસ્રાએલને જે કડવો અનુભવ થતો હતો તે એવું બતાવતો હતો, કે જ્યાં સુધી આખી જમાતના લોકો એકબીજાના જોડિયા તરીકે રહેશે નહિ, અને જ્યાં સુધી બધા લોકો એક જ આગેવાનની સરદારી તળે રહેશે નહિ, ત્યાં સુધી જોરજુલમ અને સતાવણી તેઓને વેઠવાં જ પડશે. વળી એ ઉપરાંત ધાર્મિક કારણોને લઈને પણ ઇસ્રાએલમાં રાજાની અગત્ય ઊભી થઈ હતી. ઇસ્રાએલીઓ વારંવાર તેઓના શત્રુઓની આગળ યુદ્ધમાં હાર ખાતા હતા, તેથી યહોવાહ પરથી તેઓનો વિશ્વાસ નબળો પડી ગયો હતો; અને પાછલી પેઢીના લોકોએ જેમ કહ્યું હતું, કે "મારો માર્ગ યહોવાથી સંતાડેલો છે, ને મારો ન્યાય મારા દેવના લક્ષમાં નથી" (યશા. ૪૦; ૨૭) તેમ કેટલાએક લોકો તો કહેતા હતા. આવી રીતે ધાર્મિક કારણોને લઈને, તેમજ દેશહિતનાં કારણોને લઈને ઇસ્રાએલમાં રાજાની માગણીનો પોકાર થઈ રહ્યો હતો—ભવિષ્યના લોકોમાં ખરા ધર્મનું પ્રકટીકરણવાહક પાત્ર થવાને ઇસ્રાએલ કોમનો બચાવ કર્યે જ છૂટકો હતો.

રાજા બનાવવાની વાત, અને શમૂએલે એ કામમાં જે ભાગ લીધો તે વાત બરાબર સમજવી મુશ્કેલ છે, કારણ કે "શમૂએલ"ના પુસ્તકમાં એ ને એજ વાતના બે હેવાલો આપવામાં આવ્યા છે, તેથી એ બનાવની હકીકત સમજવામાં જરા ગૂંચવણ ઊભી થાય છે. એ બે હેવાલોમાં જે પહેલાંનો હેવાલ છે તેમાં તો જે પ્રમાણે આપણે જોઈ ગયાં તે પ્રમાણે જ હકીકત છે; પરંતુ બીજો હેવાલ જે છે તે ઈ. સ. પૂર્વે ૬૨૧ પછીનો છે. તે તો ભૂંડા રાજાઓ તરફથી થએલા અનુભવ પરથી લખવામાં આવેલો હોય એમ લાગે છે. એક પછી એક ભૂંડા રાજાઓ ગાદી પર આવવા લાગ્યા હતા, અને દેશ પર જે જે આફતો આવી હતી તેના કારણરૂપ તે રાજાઓ હતા. તેથી પાછલા હેવાલનો લેખક પોતાના જમાનાના દૃષ્ટિબિન્દુથી જોઈને એમ બતાવવા માગે છે, કે રાજાઓ ઠરાવવામાં પહેલેથી જ ભૂલ થએલી છે; તદનુસાર શમૂએલ પોતે તો પહેલેથી જ રાજશાસનની વિરૂદ્ધ છે.

**શમૂએલ રાજા બનાવનાર**—શમૂએલ પોતે ન્યાયાધીશ તરીકે ઉછર્યો હતો, તેથી ન્યાયાધીશપદ ઊથલાવી નાખવામાં આવે, એ તેને

ગમતું ન આવે એ સ્વાભાવિક જ છે; વળી ન્યાયાધીશ તરીકે કંઈ જેવી તેવી વ્યક્તિઓ થઈ ગઈ એમ પણ નહોતું. દબોરાહ, ગિદઓન જેવી વ્યક્તિઓ ન્યાયાધીશપદે આવી ગઇ હતી. શમૂએલ પોતે અને તેના છોકરાઓ પણ ન્યાયાધીશ ગણાયા હતા. એ બધું ખરૂં, પરંતુ શમૂએલ જેમ ન્યાયાધીશ તથા પ્રબોધક હતો, તેમ તે દેશદાઝ ધરાવનાર પણ હતો. તેથી લોકોએ રાજાની જે માગણી કરી તેના બે હેવાલોમાંના પહેલા હેવાલ પરથી જોઇ શકાય છે, કે જો કે આ માગણી તેને ગમતી નહોતી, વળી એ માગણીનાં પરિણામ માઠાં આવશે એવી તેને દહેશત હતી, તોપણ તે બધું કોરે મૂકીને તથા પોતાની અંગત લાગણીઓને સંતાડીને, તેણે એ બાબતમાં આગેવાનીભર્યો ભાગ લીધો. નવા સંજોગો પરથી નવી નવી ફરજોનું ભાન થાય છે; અને ઈશ્વરના બહુવિધ-વિધાનમાં એવું બને છે, કે જે પુરાતન વ્યવસ્થા તે વહી જાય છે, અને તેનું સ્થાન નવી વ્યવસ્થા લે છે. મુસાની પેઠે શમૂએલે પણ પોતાને માટે કંઇ ઇચ્છયું નહિ. તેણે લોકો આગળ એક ભાષણ કર્યું. તેમાં ન્યાયાધીશ તરીકે તેણે જો કોઇનું કંઇ બગાડયું કે પડાવી લીધું હોય, અથવા તેના પોતાના સ્વાર્થને સારૂ જો તેણે પોતાનું ન્યાયાધીશપણું વાપર્યું હોય તો તે બતાવી આપવાનો તેણે લોકોને પડકાર કર્યો. એવું કોઇ પણ જાતનું તહોમત લોકો તેના પર મૂકી શક્યા નહિ. તે નિષ્કલંક અને અદૂષણીય હતો.

આખી ઈસ્રાએલી જમાત મિસ્પાહમાં બીજી વાર મળી, એવું બીજા હેવાલમાં જણાવવામાં આવ્યું છે. રાજા કેવો નીવડશે એ વિષે શમૂએલે લોકોને એ સભામાં જણાવ્યું. પૂર્વદેશીય રાજાઓ પોતાની રૈયત પર જેવી જોહુકમી ચલાવતા હતા તેનું દિગ્દર્શન કરાવીને શમૂએલે લોકોને કહ્યું, કે તમે રાજા માગો છો ખરા, પણ તમારા રાજાઓ તમારૂં પ્રતિપાલન કરવાને બદલે તમારા પર જુલમ કરશે, ને તમને ત્રાસ આપશે (૧ શમ. ૮; ૧૦–૧૭). ઇસ્રાએલ અને યહુદાહનાં રાજ્યોમાં જે રાજાઓ પાછળથી થયા, તેમાંના ઘણા રાજાઓ શમૂએલના કહેવા પ્રમાણે જુલમી અને પ્રજાનું અહિત કરનાર નીવડ્યા હતા. શમૂએલે દોરેલા ચિત્રની આબેહૂબ પ્રતિમા તેઓમાં દેખાતી હતી.

**શાઊલનો રાજ્યાભિષેક**—હવે ઇસ્રાએલને રાજા મળવાની તૈયારી છે. બિન્યામીનના કુળમાં એક શ્રીમંત માણસ હતો. તે મોટો જાગીરદાર હતો. તેને એક દીકરો હતો, તેનું નામ શાઊલ હતું. આ વખતે આ છોકરો ભરજુવાનીમાં હતો, અને દેખાવમાં બધી રીતે રાજા જેવો શોભતો હતો. "ઇસ્રાએલપુત્રોમાં તેના કરતાં કોઈ સુંદર નહોતો; લોકોમાં ઊંચામાં ઊંચાં માણસોનાં માથાં પણ તેના ખભા સુધી જ પહોંચતાં હતાં" ( ૧ શમ. ૯; ૨ ). રાજા થવાને શાઊલ બધી રીતે લાયક દેખાય છે. એક દિવસ એવું બન્યું કે તેના બાપનાં ગધેડાં ખોવાઇ ગયાં. તે શોધવાને એક ચાકરને લઇને તે નીકળ્યો. પરંતુ દૈવયોગે ગધેડાં શોધવા જતાં તેને ગાદી મળી. ગધેડાંની શોધમાં તેઓ ડુંગરા અને ખીણો બધું ખૂંદી વળ્યા, પણ કંઇ પત્તો લાગ્યો નહિ. સંધ્યાસમય થતાં ( સ્ત્રીઓ કૂવે પાણી ભરવા નીકળી હતી તે વખતે ) તેઓ રામાહ આવી પહોંચ્યા. અહીં આવ્યા એટલે ચાકરને યાદ આવ્યું, કે આટલામાં ક્યાંક એક સાધુજન રહે છે. ભવિષ્યમાં શું શું બનવાનું છે તેની ઝાંખી કરાવતો હોય, એવી રીતે લેખક આ ફકરો લખે છે, કારણ કે દૃષ્ટાના ઘરથી શાઊલ તદ્દન અજાણ્યો હોય, એવી રીતે તે શાઊલનું વર્ણન કરે છે. પોતાના દેશમાં તે વખતે સૌથી મોટો ધર્મધુરંધર કોણ હતો તે વિષે શાઊલને કંઇ પણ ભાન હોય એમ લાગતું નથી. ઈશ્વરના સહવાસમાં જે રહેતો હતો અને જેનાં ભવિષ્યો સાચાં પડવાથી માણસો તરફથી જેને માન મળતું હતું તે વ્યક્તિને ઓળખવા સાથે શાઊલને કંઇ નિસબત નહોતી. તોપણ શાઊલે અને તેના નોકરે પ્રબોધકને મળવાનું ધાર્યું. પહેલાંના વખતમાં દેવવાણી સાંભળવાને પ્રબોધકની પાસે જ્યારે કોઇને જવું પડતું ત્યારે તેને તે બદલ ફી આપવી પડતી. એવી ફી લઇને આ બે જણ શમૂએલ પાસે ગયા.

**શમૂએલ અને શાઊલ**—શાઊલ શમૂએલને મળવા આવતો હતો, ત્યારે શમૂએલ વેદી પર યજ્ઞ ચઢાવતો હતો, પરંતુ તે શાઊલની રાહ જોતો હતો, ( ૧ શમ. ૯; ૧૫ ). શાઊલ આવ્યો એટલે યજ્ઞ વખતે કરવામાં આવતી ઉજાણીમાં શમૂએલે તેને નોતર્યો. જમણ વખતે જેટલું માન આપી શકાય તેટલું માન શમૂએલે શાઊલને આપ્યું. ભોજનગૃહમાં

જે માનનું આસન હતું તે આસને શાઊલને બેસાડવામાં આવ્યો, અને ભોજનમાં શમૂએલનો જે હિસ્સો હતો તે પણ શાઊલને આપવામાં આવ્યો. ત્યાર પછી શમૂએલે શાઊલને કહ્યું, કે "તારાં ગધેડાં જે...ખોવાઈ ગયાં હતાં...તે મળ્યાં છે" (૧ શમ. ૯ ; ૨૦) ; વળી ભાવિષ્યમાં તેને માટે પ્રભુએ જે જે ઠરાવ્યું હતું, તેનો પણ ઇશારો શમૂએલે તેને કરી દીધો. પછી રાત પડી, તેથી ઘરના ધાબા પર શાઊલને સારૂ પલંગ બિછાવવામાં આવ્યો. શાઊલ જઈને સૂઈ ગયો, તે ઊંઘી ગયો ત્યારે તેના કાનમાં શમૂએલના આ શબ્દોનો ગુંજારવ ચાલી રહ્યો, કે "આવતી કાલે હું તને રજા આપીશ; અને તારા હૃદયમાં જે છે તે સર્વ હું તને કહી દેખાડીશ" (૧ શમ. ૯; ૧૯). શાઊલના દેશને પલિસ્તીઓ તરફથી બહુ ત્રાસ વેઠવો પડતો હતો; તેથી પલિસ્તી હકુમત પ્રત્યે શાઊલનો ભાવ કેવો હતો તે "તારા હૃદયમાં જે છે તે સર્વ" પરથી સૂચવાય છે. શાઊલ શમૂએલની ઓળખાણનો નહોતો એ વાત ખરી, પરંતુ તે કંઈ તદ્દન અપરિચિત અને અજાણ્યો પુરુષ નહોતો; અથવા દૈવયોગે મળી આવેલો પુરુષ તે હતો, એમ પણ નહોતું. શાઊલને પસંદ કરવામાં આવ્યો તેનું કારણ એ હશે, કે દેશભક્ત તરીકે તે જાણીતો હશે, તેથી ઈશ્વરનો ઇરાદો પાર પાડવાને તે સૌથી લાયક સાધનરૂપ થઇ પડે એવો સંભવ હતો. કદાપિ લોકોને પલિસ્તીઓના હાથમાંથી બચાવવાની તેણે કોઇક વખતે માનતા લીધી હશે, અને એ માનતા ઉતારવામાં જે કામ તેણે પોતાને માથે લીધું હતું તે કામની સૂચના "તારા હૃદયમાં જે છે તે સર્વ" એ શબ્દોમાં રહેલી હોય એવું લાગે છે.

બીજે દિવસે સવાર થતાં શાઊલનો નોકર ચાલતો થયો. નોકરના ગયા બાદ, પ્રભુના વારસા પર શમૂએલે શાઊલનો રાજ્યાભિષેક કર્યો, પછી તેને ચુંબન કરીને વિદાય કર્યો. વળી શાઊલને પ્રભુ તરફથી જ તેડવામાં આવ્યો છે એ વિષે તેને ખાતરી થાય માટે શમૂએલે તેને ચિહ્નો આપ્યાં. એવાં ચિહ્નોની શાઊલને જરૂર હતી, નહિ તો આ બધું તેને સ્વપ્ન જેવું લાગત. વળી જે કાર્ય શાઊલ હાથમાં લેવાનો હતો તે એટલું બધું જોખમભર્યું અને મુશ્કેલ હતું, કે જે રાજ્યે તેને રાજા બનાવ્યો હતો તે રાજ્યની તેને નવેસરથી રચના કરવાની હતી.

શમૂએલના કહેવા પ્રમાણે શાઊલને આપેલાં ચિહ્નો ખરાં પડ્યાં, અને પ્રભુએ શાઊલને નવું હૃદય આપ્યું. શાઊલના રાજ્યાભિષેકની વાત બહુ અગત્યની છે, કારણ કે રાજ્યાભિષેકની તો ઘણી વાતો બાઈબલમાં આવે છે, પરંતુ તેમાંની સૌથી પહેલી આ છે; પરંતુ એ ઉપરાંત એક બીજા કારણને લીધે પણ આ વાત બહુ અગત્યની છે. ઘણા માણસોના પરિવર્તનોની વાત બાઈબલમાં આવે છે, પરંતુ એમાં શાઊલની વાત સૌથી પહેલી છે. વિદાય કરતી વખતે શમૂએલે તેને કહ્યું હતું, કે "યહોવાહનો આત્મા પરાક્રમસહિત તારા ઉપર આવશે, ને...**તું બદલાઈને જુદોજ માણસ થઈ જશે**" (૧ શમ. ૧૦; ૬). બન્યું એવું કે શમૂએલની પાસેથી જવાને શાઊલે પીઠ ફેરવી તેજ વખતે પ્રભુએ તેને નવું હૃદય આપ્યું. આ તો તેની સુવર્ણ ઘડી હતી; સ્વર્ગીય દાનનો તથા આવનાર જગતની સત્તાનો સ્વાદ તેણે ચાખી લીધો. વરસમાં જેવી વસંતઋતુ અને દિવસમાં જેવો પ્રાતઃકાળ, તેવી શાઊલની આ ઘડી હતી.

## પ્રકરણ ૮ મું

# પ્રબોધકો અને શાઊલ—શાઊલનું પતન

(૧ શમ. અધ્યાય ૧૩—૧૫.)

**પ્રબોધનો પ્રકાર**—શમૂએલે શાઊલને રાજા ઠરાવ્યો, એવું ગયા પ્રકરણમાં આપણે જોઈ ગયાં. પરંતુ અહીં તે વાર્તા જરા જુદી દિશામાં ફંટાય છે. "પ્રબોધકોની મંડળી" વિષે શાસ્ત્રમાં પહેલવહેલી વાત અહીં આવે છે (૧ શમ. ૧૦ ; ૧૦). આપણે એમ ન માનવું, કે માત્ર ઇસ્રાએલમાં જ પ્રબોધકો હતા. ઘણી શેમવંશી કોમોમાં પણ પ્રબોધકો હતા. દાખલા તરીકે બઆલના પ્રબોધકો વિષે શાસ્ત્રમાં વાત આવે છે; વળી ઇસ્રાએલમાં પણ જૂઠા કે બનાવટી પ્રબોધકો હતા. પરંતુ હેબ્રી લોકો સિવાયના લોકોમાં કેવા પ્રબોધકો હતા તે કાર્મેલ પર્વત પર જે બનાવ બન્યો (૧ રાજા. ૧૮ ; ૧૭) તે પરથી બરાબર સમજાશે. પ્રબોધકને માટે હેબ્રી ભાષામાં જે સૌથી સાધારણ શબ્દ છે, એટલે 'નબી' તેનો અર્થ 'સંદેશો કહેનાર કે પ્રગટ કરનાર' એવો થાય છે. બહુ ચોકસાઇથી અર્થ કરીએ તો તેનો અર્થ બીજાને ખાતર બોલવાને જેને અધિકારસહિત **મોકલવામાં આવેલો** હોય તે. હેબ્રી લોકોના જે નબીઓ હતા તેઓ મુખ્યત્વે કરીને 'ભવિષ્યવક્તા' નહિ, પણ 'પ્રબોધવક્તા' છે એવું હેબ્રીઓનું માનવું હતું. પ્રબોધક દ્રષ્ટા હતો એ ખરી વાત, પરંતુ તે માત્ર દ્રષ્ટા નહોતો; તે તો મુખ્યત્વે કરીને બોધક હતો. વળી તે ઘણેભાગે રસ્તા પર કે મેદાનમાં ઊભો રહીને જાહેરમાં બોધ કરનાર હતો. ભૂંડાઈની વિરૂદ્ધ ભાષણ કરવું, ન્યાયીપણું પ્રગટ કરવું, પશ્ચાતાપની અગત્ય માણસોને સમજાવવી, અને પ્રભુના પ્રકાશને સળગતો રાખવો, એવું એવું કામ તે પ્રબોધકનું ખરૂં કામ ગણાતું. હેબ્રી પ્રબોધકો (૧) અંગત ન્યાયીપણાની જરૂર છે, એવો બોધ કરનાર, (૨) મનુષ્યના હકોની હિમાયત કરનાર, અને (૩) આશાના પ્રેરિતો હતા.

**પ્રબોધકોનો ઉદય**—શમૂએલના અરસામાં ઈસ્રાએલ કોમમાં પ્રબોધકવર્ગની જાગૃતિ થઈ. બનવાજોગ છે કે ઈસ્રાએલ ઉપર પલિસ્તી લોકોનો જબરો ત્રાસ હતો, એને પરિણામે કેટલાક દેશભકતો ઊઠયા. તેઓમાં તેઓના દેવ તથા દેશ એ બન્નેને માટે ખરો ઉત્સાહ હતો. આ માણસો ચામડાનાં વસ્ત્ર પહેરતા. એ જાતનો પોશાક તેમને ઓળખવાની નિશાનીરૂપ હતો. ધાર્મિક લોકો જે ભિક્ષાદાન કરતા તે પર તેમના નિર્વાહનો આધાર હતો. આવા માણસોનાં ટોળેટોળાં પ્રબોધકીય ઉત્સાહથી ભરપૂર થઇને દેશમાં પરિક્રમણ કરતાં હતાં. તેઓ ઝનૂનથી ભાષણ કરતા, અને પલિસ્તીઓની સામે ધર્મયુદ્ધ ચલાવવાને લોકોને ઉત્તેજિત કરતા, તથા પ્રભુના કામને સારૂ નવા નવા માણસોનો જમાવ કરતા. આ પ્રબોધકોની ટોળીના માણસોમાં ઘણું વખાણવા જેવું હતું, પરંતુ સાથે સાથે ઘણું વખોડવા જેવું પણ હતું; કારણ કે ઘણા અશિષ્ટ અને અણશિખાઉ માણસો એમાં દાખલ થતા, જેઓ આત્મિક બળ કરતાં શારીરિક પ્રવૃત્તિ પર વધારે આધાર રાખે એ બનવાજોગ હતું.

**શમૂએલ, પ્રબોધક વર્ગનો સ્થાપક**—ઇસ્રાએલમાં પ્રબોધક-વર્ગના સુધારક હોવાનું માન શમૂએલને ઘટે છે. જો કે તે વર્ગનો સ્થાપક પણ તેજ હતો એમ કહીએ તો અયોગ્ય નહિ લેખાય. તેથી જ શમૂએલને કેવળ રાજતંત્રના સ્થાપક તરીકે એમ નહિ, પરંતુ પ્રબોધક વર્ગના સ્થાપક તરીકે પણ આપણી સમક્ષ રજુ કરેલો છે. પ્રબોધક સંસ્થાની હિલચાલમાં શું સારૂં હતું તે તેણે જોઈ લીધું, ને એ કામ તેણે ઉપાડી લીધું. પ્રબોધકશાળાઓમાં તેણે ઉત્સાહી પુરુષોને દાખલ કર્યા, અને તેમને વાસ્તે નિવાસસ્થાનો (નાઇઓથ) ખોલ્યાં. બધા પ્રબોધકો એવાં નિવાસસ્થાનોમાં રહેતા, સામાન્ય જીવન ગુજારતા અથવા મારૂંતારૂં નહિ કરતાં પોતીકું તે સર્વનું એમ સમજીને રહેતા. ત્યાં તેઓને ધર્મ વિષે અને પવિત્ર સંગીત વિષે શિક્ષણ આપવામાં આવતું. શરૂઆતમાં જયારે તેઓ આ મંડળમાં દાખલ થયા ત્યારે તો તેઓ માત્ર ધર્માન્ધ અને "ગાંડા માણસ" (૨ રાજા. ૯; ૧૧) જેવા હતા, પરંતુ પવિત્ર આત્માની તાલીમ લીધા પછી તેઓ પ્રભુને માટે બોલનારા અને ધર્મની બાબતમાં આગેવાનો જેવા થયા. આ શાળાઓમાં જે જે શીખતા તે સર્વ

"પ્રબોધકોના પુત્રો" (૨ રાજા. ૯; ૧) કહેવાતા. કોઇક જૂનું પવિસ્થાન હોય ત્યાં ઘણે ભાગે તેઓ રહેતા. આ જગાએ "પુત્ર"નો અર્થ, કોઇ મંડળ કે સંસ્થા કે શાળાનો સભાસદ એવો સમજવો.

**શાઊલ પણ પ્રબોધકોમાં**—ઉપરોક્ત ફકરામાં આપણે જોઈ ગયાં કે પવિત્ર મનાએલાં સ્થળોએ પ્રબોધકોનાં નિવાસસ્થાનો સ્થાપવામાં આવ્યાં હતાં. શાઊલ રામાહથી પોતાના ઘેર જતો હતો, ત્યારે રસ્તામાં જતાં જતાં એવા એક નિવાસસ્થાન ગિબઆહ આગળ તેને પ્રબોધકોની એક ટોળી મળી; ત્યારે "ઇશ્વરનો આત્મા તેના પર પરાક્રમસહિત આવ્યો, ને તે પણ તેઓની સાથે પ્રબોધ કરવા લાગ્યો" (૧ શમ. ૧૦; ૧૦). શાઊલનામાં એટલું બધું બદલાણ થયું હતું, કે જેઓ તેને પહેલાં ઓળખતા હતા તેઓ એકબીજાને કહેવા લાગ્યા: "શું શાઊલ પણ પ્રબોધકોમાં છે?" (૧ શમ. ૧૦; ૧૧). શાઊલના અગાઉના જીવનથી જેઓ પરિચિત હતાં તેઓમાંનું કોઈ તે પ્રબોધક થઈ શકે અને પ્રબોધકો જે કામો માથે લેતા હતા તેવા કામો કરે, એવું ધારે નહિ. તેનામાં પ્રબોધક થવાની શક્તિ કે લાયકાત છે, એવું કોઈ માની શકતું નહિ. માણસો ગમે તેવું ધારે અને તેઓને ગમે તેવું લાગે તોપણ, જો કોઈ માણસ પોતાના હૃદયમાં પડેલા સારા સંસ્કારો સાચવી રાખે, પોતાની નિર્બળતાથી નહિ પણ પોતાના બળથી પ્રભુને વળગી રહે, તો તેની વિરૂદ્ધમાં ગમે તેવું હોય, તોપણ ઇશ્વરના રાજ્યને માટે તે લાયક નીવડશે. જે છેલ્લા તે પહેલા બને એ અસંભવિત નથી.

**શાઊલનું મોટું મન**—શાઊલ રાજા થયો કે તરત જ રાજા થવાને તે યોગ્ય છે કે નહિ એ બતાવી આપવાની તેને તક મળી. સંજોગ એવો બન્યો, કે ઇસ્રાએલીઓની ગભરાયલી સ્થિતિ જોઇ આમ્મોનીઓને હિંમત આવી, અને યિફ્તાહ ન્યાયાધીશના વખતમાં તેમનો જે પ્રાંત ગિલઆદ ઇસ્રાએલીઓએ જીતી લીધો હતો (ન્યા. ૧૧; ૨૯–૩૩) તે પાછો હસ્તગત કરવાનો પ્રયત્ન કરતાં એ પ્રાંતના એક નગર યાબેશને તેઓએ ઘેરો ઘાલ્યો. યાબેશના લોકોને જો સુલેહ કરવી હોય તો આમ્મોનીઓએ સુલેહની જે શરતો મૂકી તે અતિ ભારે અને મંજૂર

રાખી ન શકાય તેવી હતી. આ વખતે શાઊલ પોતાના ખેતરમાં ખેડતો હતો. તે ઘેર આવ્યો ત્યારે તેણે આ વાતની ખબર સાંભળી. ખબર સાંભળતાંની સાથે જ તેણે બે બળદ કપાવીને તેના ટુકડા કરાવ્યા, અને પછી ઇસ્રાએલનાં બધાં કુળોને એકઠાં કરવાને દરેક કુળ પર એકેક ટુકડો મોકલાવ્યો. દબોરાહ અને ગિદઓનના વખતમાં જેમ બધાં કુળો એકઠાં થયાં હતાં તેમ આ વખતે પાછું થયું. આખી ઇસ્રાએલી કોમે હથિયાર પકડ્યાં, અને એવી રીતે યાબેશનો બચાવ થયો. આ પ્રસંગે લોકો એટલા બધા ઝનુની બન્યા હતા, કે એક ઇતિહાસકારના કહેવા પ્રમાણે પહેલાં જે લોકો શાઊલ વિષે હલકું બોલ્યા હતા, તે સર્વને મારી નાખવામાં આવ્યા હોત; પરંતુ શાઊલનું હૃદય એટલું મોટું અને ભલું હતું, કે આ શુભ પ્રસંગે એવું કંઈ પણ થાય એવી તેની ઇચ્છા નહોતી. તેણે કહ્યું, કે "આજ કોઈ પણ માણસને મારી નાખવાના નથી; કેમકે આજે યહોવાહે ઇસ્રાએલનો ઉદ્ધાર કર્યો છે" (૧ શમ. ૧૧; ૧૩). પોતાની મોટી ફતેહની વેળાએ મોટું મન રાખવું, એ ખરા વીર પુરુષનું ભૂષણ છે, અને એ તો પવિત્ર આત્માનાં ફળોમાં જે સૌથી કિંમતી અને દુર્લભ છે તેઓમાંનું એક છે. આમ્મોનપુત્રો પર શાઊલને જે વિજય મળ્યો તે વિજયથી શમૂએલે શાઊલની જે પસંદગી કરી હતી તે પસંદગી બહાલ રાખવામાં આવી; એ દરમિયાન શૂરો શાઊલ સામાનમાં સંતાઈ રહ્યો હતો. તેને ત્યાંથી બોલાવીને મિસ્પાહમાં સર્વ લોકે ઘણા આનંદસહિત રાજા તરીકે વધાવી લીધો. "શમૂએલે સર્વ લોકોને કહ્યું, કે યહોવાહે જેને પસંદ કર્યો છે તેના જેવો સર્વ લોકોમાં બીજો કોઈ નથી તે તમે જુઓ છો કે નહિ? ત્યારે સર્વ લોકોએ પોકાર કરીને કહ્યું, કે રાજાનો જય જયકાર થાઓ" (૧ શમ. ૧૦; ૨૪).

આ વખતે શાઊલ આધેડ ઉંમરે પહોંચેલો હતો એવું લાગે છે, કારણ કે એ વખતે તેને યોનાથાન નામનો એક દીકરો છે, અને તે દીકરો ત્યાર પછી થોડા વખતમાં એક લશ્કરી ટુકડીનો આગેવાન બને છે. એ ઉપરથી શાઊલનો દીકરો પણ ખાસો મોટો લાગે છે.

**યોનાથાનની હસ્તક બચાવ**—પરંતુ આમોનીઓને વશ કરવા, એટલું જ કામ કરવા સારૂ શાઊલની પસંદગી કરવામાં આવી હતી એમ નહિ.

જે તેડાને સારૂ તેને પસંદ કરવામાં આવ્યો હતો તેને લાયક તેણે નીવડવું જોઇએ, અને જે સંજોગ—"જે કંઇ કામ તેને હાથ લાગે"—તે તેણે બરાબર સાચવી લેવો જોઇએ. ઇસ્રાએલીઓના ખરા દુશ્મન તો પલિસ્તીઓ હતા. તેઓએ ઇસ્રાએલીઓને એટલે સુધી હરાવ્યા હતા, કે તેઓનો વિજય તેમને પાકો વિજય લાગતો હતો; તેથી ગિબઆહ પ્રાંત પર અમલ ચલાવવાને ત્યાં તેઓએ એક સૂબો નીમ્યો હતો. પરંતુ પલિસ્તીઓ અને ઇસ્રાએલીઓની વચ્ચે ફરીથી લડાઈ થઇ, તેમાં પહેલવહેલા ઇસ્રાએલીઓ જીત્યા. યોનાથાન કરીને શાઊલનો એક દીકરો હતો. તે બહાદુર અને સાહસિક હતો. તેણે ગિબઆહ પર ઓચિંતો હુમલો કર્યો, અને ત્યાંના સૂબાને મારી નાખ્યો. ફરીથી પાછા પલિસ્તીઓ જોર પર આવ્યા, અને મિખ્માશ પાસે આવેલી કઢણમાં તેઓએ મોટું સૈન્ય એકઠું કર્યું. પરંતુ યોનાથાન માત્ર પોતાના શસ્ત્રવાહકને લઇને કઢણ પર ચઢી ગયો, અને શત્રુઓને ગભરાવ્યા. તેણે કહ્યું, કે "થોડાની મારફતે કે ઘણાની મારફતે બચાવવાને યહોવાહને કંઇ અડચણ નથી" (૧ શમ. ૧૪; ૬). એ પ્રમાણે તે દિવસે યહોવાહે ઇસ્રાએલનો બચાવ કર્યો. શાઊલ પોતાનાં માણસો લઇને તેમની પૂઠે લાગ્યો; પણ જો તે દિવસે તેણે અવિચારી પ્રતિજ્ઞા લઇને લોકોને ખોરાક લેવાનો નિષેધ કર્યો ન હોત તો તેનું લશ્કર ખેદાનમેદાન થઈ જાત. હવે શાઊલે જે અવિચારી હુકમ બહાર પાડયો હતો તેમાંનું કશું યોનાથાન જાણતો નહોતો; તેથી એવું બન્યું, કે કોઇએક ઝાડ પરથી તેણે મધ ટપકતું જોયું, એટલે તે લઇને તેણે થોડુંક ખાઇ લીધું. હવે શાઊલનો હુકમ યોનાથાને તોડયો, એવું જ્યારે શાઊલને માલૂમ પડ્યું ત્યારે તે પોતાના દીકરા યોનાથાનને તે બદલ મારી નાખવાનો હતો; પરંતુ લોકોએ વચ્ચે પડીને યોનાથાનને બચાવી લીધો, ત્યારે જ તે બચી જઇ શકયો. એ ઉપરથી શાઊલનું મન કેટલું વહેમી અને અવિચારી હતું તે સ્પષ્ટ જણાઇ આવે છે. તોપણ એટલું તો ખરૂં, કે ખરૂં અને ખોટું શું છે, ધર્મ અને અધર્મ શું છે, પ્રભુની આગળ ખરું માન્ય અર્પણ કયું છે, એ વિષે ઇસ્રાએલ કોમની સમજ વધતી જતી હતી. યિફ્તાહે પોતાની દીકરીનો ભોગ આપ્યો, ત્યારથી માંડીને મનુષ્યવધ સામે લોકોએ ધિક્કાર પ્રદર્શિત કર્યો હતો, અને એ ધિક્કાર દહાડે દહાડે મજબૂત બનતો ગયો.

**અમાલેકીઓ સાથે ઈસ્રાએલીઓને યુદ્ધ**—ઈસ્રાએલીઓ સાથે પલિસ્તીઓએ જે જે યુદ્ધ કર્યાં તે સર્વનો પૂરેપૂરો હેવાલ બાઇબલમાં આપેલો નથી, તોપણ એટલું તો ખરૂં કે શાઊલની આખી કારકિર્દી દરમિયાન તે ચાલુ હતાં. અહીં આગળ પલિસ્તીઓની વાત પડતી મૂકવામાં આવે છે, અને અમાલેક સાથેના યુદ્ધની વાત કરવામાં આવે છે. અમાલેક તો ઈસ્રાએલનો વંશપરંપરાનો દુશ્મન હતો. (જુઓ "ઈસ્રાએલીઓના આદિસ્થાપકો," પૃષ્ઠ ૮૦–૮૨). અમાલેકીઓ તો ભટકતા લૂંટારા જેવા હતા. તેઓએ ઈસ્રાએલની હદ પર કોઇક ઠેકાણે લૂંટફાટ કરી હશે. આથી છંછેડાઈને શાઊલે તેઓનો પરાજય કર્યો. અમાલેકીઓ પાસેથી ભારે લૂંટ મળી, અને જે કેદીઓ ઈસ્રાલીઓએ પકડ્યા હતા તેમાં તેમના રાજા અગાગને પણ પકડવામાં આવ્યો હતો. તે જમાનાનો રિવાજ એવો હતો કે યુદ્ધમાં જે પ્રજા હારી જાય તેનો સમુચ્છેદ કરવો. એજ પ્રમાણે અમાલેકીઓનો તથા તેઓનું જે કંઈ હોય તે સર્વનો સમૂળગો ઉચ્છેદ કરવાને શાઊલ બંધાયલો હતો; પરંતુ એ રિવાજને શાઊલે અક્ષરશઃ ગણકાર્યો નહિ. હાથમાં આવેલી લૂંટમાં જે સારૂં સારૂં અને કિંમતી હતું તે તેણે બચાવ્યું, અને અમાલેકીઓના રાજા અગાગને પણ બચાવ્યો. કદાપિ એમ હોય, કે જે મોટો વિજય ઈસ્રાએલીઓને મળ્યો હતો તે વિજયની શોભામાં અભિવૃદ્ધિ કરવાની ખાતર થોડી મુદ્દતને વાસ્તે માત્ર અગાગને બચાવવામાં આવ્યો હશે.

**નિષેધ**—આપણે હાલમાં જુદા ધર્મવિષયક વાતાવરણમાં છીએ, તેથી તે વખતની સ્થિતિ તરફ આપણને પૂરેપૂરી સહાનુભૂતિ ઊપજે નહિ, એ સ્વાભાવિક છે. સમૂળગો ઉચ્છેદ કરી નાખવાની પ્રતિજ્ઞા લેવી, અથવા એવાં ફરમાનો કાઢવાં, એ તો હાલ આપણને તદ્દન તિરસ્કાર્ય અને નિંદ્ય લાગે છે, પરંતુ તે વખતના જમાનાના લોકો તો એવું કરવામાં ધર્મ સમજતા અને તેઓની પ્રેરકબુદ્ધિ પણ એજ પ્રકારની થઈ રહેલી હતી. કોઈ આખી પ્રજાનો નાશ કરવો, અને તેનું જે કંઈ હોય તે બધું યહોવાહને અર્પણ કરી દેવું, એમાં હેબ્રી લોકો ધર્મપાલન સમજતા હતા. જીત મળે ત્યારે તેઓ પોતે તેમાંથી કંઇજ નહિ લેતા, પરંતુ ઉપકારસ્તુતિ અર્થે બધું યહોવાહને અર્પી દેતા. આવા રિવાજો અને

આવા વ્યવહારની વાતો સાંભળીને આપણાં મનોમાં કમકમાટ ઊપજે છે ખરો, પરંતુ આપણે તો વીસમી સદીમાં રહીએ છીએ અને ખ્રિસ્તીઓ છીએ, તેથી આપણને એવું લાગે છે. તે વખતના લોકોનો ન્યાય આપણે હાલમાં આપણા સુધરેલા મતો પ્રમાણે કરવો, એ ઘટાર્થ નથી. તેઓના નીતિધોરણમાં અને આપણા નીતિધોરણમાં બહુ જ તફાવત છે. આ તો "અંધ આસ્થા" અથવા "જ્ઞાન વગરની આસ્થા" (રૂમી. ૧૦ ; ૨) હતી, એવો બાઈબલ પોતે પુરાવો આપે છે. પરંતુ એ તેઓની કાયમની સ્થિતિ નહોતી, એ તો તેઓની નૈતિક ગતિમાં માત્ર એક અવસ્થા હતી. એ અંધકારની અવસ્થા હતી, પરંતુ અંધકારમાંથી ધીરે ધીરે નીકળીને તેઓ પ્રકાશમાં આવ્યા, પ્રબોધકોના જમાનામાં એ પ્રકાશ વધતો વધતો ધોળા દહાડાના જેવો થયો. ઉપરઉપરથી એ પ્રતિજ્ઞાનું પાલન ઈસ્રાએલીઓએ કર્યું ખરૂં, પરંતુ તે પ્રતિજ્ઞાના ભાવાર્થ તરફ જોતાં તેઓએ તેનો ભંગ કર્યો ; કારણકે લૂંટમાં જે કંઈ કિંમતી હતું, તે સર્વ તેમણે બચાવ્યું ; "પણ નકામી તથા નાખી દેવાની દરેક ચીજનો તેઓએ પૂરો નાશ કર્યો" (૧ શમ. ૧૫ ; ૯). આવી રીતે એક સ્પષ્ટ હુકમનું તેઓએ ઉલ્લંઘન કર્યું.

**શાઊલનું પતન**—જ્યારે શમૂએલે શાઊલને કહ્યું, કે તેં તારી પ્રતિજ્ઞાનું બરાબર પાલન કર્યું નથી, ત્યારે તે પોતાના બચાવમાં આડી આડી અનેકાર્થી વાત કરવા લાગ્યો. પછી જ્યારે તેનું જૂઠાણું પકડાઈ ગયું ત્યારે તેણે બધો દોષ લોકો પર નાખ્યો ; અને પોતે પણ ન જાણે કે એ દાંભિકતા છે એટલી બધી દાંભિકતાથી તેણે કહ્યું, કે એમાં શું! યહોવાહને તો યહોવાહનો હિસ્સો દહનીયાર્પણદ્વારા મળવાનો જ છેને ? ઉપરટપકે જોતાં રાજાએ આજ્ઞાનું પાલન કર્યું હતું, પણ સૂક્ષ્મ રીતે જોતાં તે પોતાની ઇચ્છાને જ અનુસર્યો હતો. જે બાબતમાં માણસની ખરી કસોટી થવાની હોય તેમાં જ જો માણસ અનાજ્ઞાંકિત માલૂમ પડે તો પછી બીજી બધી બાબતમાં ગમે તેટલો આજ્ઞાંકિત હોય તો તે શા કામનું! "નાનીસૂની બાબતમાં પણ અવિશ્વાસ બતાવવો તે બધી બાબતમાં વિશ્વાસનો અભાવ બતાવવા બરોબર છે." આ પરથી શમૂએલે એક ભારે ઉક્તિ ઉચ્ચારી, અને પવિત્ર શાસ્ત્રમાં જે જે મહોક્તિઓ ગણાય છે, તેમાંની આ પણ એક

છે, એટલે—

"જો, યજ્ઞ કરતાં આજ્ઞાપાલન સારૂં છે,
અને ઘેટાંની ચરબી કરતાં [વચન] માનવું સારૂં છે"
(૧ શમ. ૧૫ ; ૨૨).

હોશીઆ પ્રબોધક આજ શબ્દો તેના પ્રબોધવચનમાં ઉતારે છે: "હું ભલાઇ ચાહું છું, ને યજ્ઞાર્પણ નહિ" (હોશ. ૬ ; ૬). આપણો પ્રભુ પણ આજ શબ્દોનું અવતરણ કરીને કહે છે, કે "એનો શો અર્થ છે, તે જઇને શીખો" (માત્થી ૯ ; ૧૩). ઈશ્વરે જે ધર્મ પ્રગટ કર્યો હતો, તે અને યહુદીઓની આજુબાજુ વસતી કોમોનો જે પ્રકૃતિજન્ય ધર્મ હતો, એ બેમાં આકાશકુસુમવત્ અંતર છે, એવું શમૂએલના એ વચન પરથી દેખાઇ આવે છે. વળી એ અંતર તે યહુદી ધર્મ બીજા કરતાં પ્રમાણમાં કેટલો ચઢિયાતો છે એવું નથી, પરંતુ એ તો પ્રકારનું અંતર છે. યહુદી ધર્મ બીજા ધર્મો કરતાં ચઢિયાતો છે એટલું જ કહેવું બસ નથી; યહુદી ધર્મ બીજા ધર્મો કરતાં તદ્દન જુદો છે; તેમજ યહુદી ધર્મ અને બીજા ધર્મોની ઉત્પત્તિમાં પણ મહા ફેર છે. બીજા બધા ધર્મોનું ઉત્પાદન માણસોથી થએલું હતું, ત્યારે યહુદી ધર્મનું ઉત્પાદન ઈશ્વરથી થએલું હતું. "કોઇ પણ માણસને ઉપરથી જો કંઇ પણ આપવામાં આવ્યું ન હોય તો તે કંઇ પણ સંપાદન કરી ન શકે." જ્યાં સુધી આપણું હૃદય આપણે પ્રભુને અર્પણ કર્યું નથી ત્યાં સુધી આપણે પ્રભુને કંઇ પણ આપ્યું છે એમ કહેવાય નહિ; અને બીજા કોઇ પણ અર્પણ સાથે જો હૃદયાર્પણ કરવામાં આવે નહિ તો તે ને સ્વીકારી પણ શકે નહિ. આપણી ઇચ્છા ઈશ્વરને સોંપી દેવી એ જ ખરૂં અર્પણ છે. પરંતુ ઈસ્રાએલ સિવાય બીજી કોઇ પણ કોમ આ વાત જાણતી નહોતી—

તારી સેવા કરવી એટલે શું ?
નહિ નામ, નહિ રૂપ, નહિ વૈધિક શબ્દ,
માત્ર એટલું જ કે તારૂં અનુસરણ કરવું.

અમાલેકીઓ સાથેના યુદ્ધની વાતમાં ઘણી બાબતો સમજી ન શકાય તેવી છે, અને તેમાંથી ઘણા પ્રશ્નો ઊભા થાય એમ છે, પરંતુ

શમૂએલે શાઊલને જે વચન કહ્યું હતું (૧ શમ. ૧૫ ; ૨૨) તે તો દીવા જેવું દેદીપ્યમાન છે.

તે જમાનાના ક્રૂર વ્યવહારને અનુસરીને, (યહોવાહની વેદી પાસે યહોવાહની દૃષ્ટિ આગળ) અગાગને કાપીને તેના ટુકડેટુકડા કરી નાખવામાં આવ્યા. શમૂએલના આ કૃત્યને ક્રૂરતા અને અંધ આવેશનો ઊભરો ગણીને કેટલાક લોકો છેક જ વખોડી કાઢે છે, પરંતુ એવું કરનારાઓને તે વખતની ઐતિહાસિક સ્થિતિનું ભાન હોય એમ લાગતું નથી. શમૂએલ ઇસ્રાએલમાં ન્યાયાધીશ હતો, એ વાત તો તેઓ છેક ભૂલી જાય છે; વળી તેઓ આ પણ ભૂલી જાય છે, કે અગાગે જેવું કર્યું હતું તેવું જ તે પામ્યો હતો. લોહી વહેવડાવવામાં તેણે કંઈ બાકી રાખ્યું નહોતું, તેથી તેની જિંદગીનો પણ એવો જ અંત આવે એ સ્વાભાવિક જ હતું. જેઓ સ્વછંદીપણે તરવાર પકડે છે તેઓ તરવારથી જ મરણ પામે, એ તો વાજબી જ છે. તેથી તેને મારતાં મારતાં શમૂએલે કહ્યું, કે

"જેમ તારી તરવારે સ્ત્રીઓને પુત્રહીન કરી છે,
તેમ તારી મા પણ સ્ત્રીઓમાં પુત્રહીન થશે" (૧ શમ. ૧૫ ; ૩૩).

**શમૂએલ સાથે મૈત્રીભંગ**—શમૂએલ અને શાઊલને એકબીજા સાથે અંટસ થવા જેવું તો ક્યારનુંએ થતું હતું, તેમાં વળી અમાલેકીઓ પાસેથી મળેલી લૂંટની બાબતમાં શાઊલે જે વર્તન બતાવ્યું હતું, તેથી જે અધૂરૂં હતું તે પૂરૂં થયું. (ગિલ્ગાલ આગળ શાઊલ અને શમૂએલ વચ્ચે જે ગરબડ ઊભી થઈ હતી તે આ વાતનો બીજો હેવાલ હશે. ૧ શમ. ૧૩ ; ૮–૧૪). શાઊલનું વૃત્તાંત આપણી પાસે આખું નથી, માત્ર તેના છૂટાછવાયા ટુકડા આપણી પાસે છે; અને ઇસ્રાએલ જેવી કોમને સારૂ શાઊલ જેવો માણસ રાજા તરીકે હોઇ જ ન શકે, એ વિષેના જેટલાં કારણો આપણી જાણમાં છે, તેથી વધારે અને તેથી ઊંડાં કારણો શમૂએલ પ્રબોધકની જાણમાં હશે. શાઊલના જેવા તો ઘણા દાખલા દરેક પ્રજાના અને ખ્રિસ્તી મંડળીના ઇતિહાસમાં છે. જે માણસ રાજા હોય, તેણે પોતાની જ ઇચ્છાનુસાર ચાલવું જોઇએ નહિ. સ્વેચ્છાનુસાર વર્તનનો દોષ કોઇ પણ માણસમાં પાપમય ગણાય છે, પરંતુ જો એવો

દોષ કોઇ રાજામાં હોય, તો તે રાજાનો દોષ અક્ષમ્ય છે. એવો દોષ શાઊલમાં હતો. પ્રભુની ઇચ્છા કરતાં પોતાની ઇચ્છાને તે વધારે માન આપતો; અને ઈશ્વરેચ્છા કરતાં સ્વેચ્છાનું અનુસરણ તે વધારે કરતો હતો. એ ઉપરાંત તેનામાં એક બીજું અપલક્ષણ હતું. ધર્મ શું તેનું તો તેને ભાન જ નહોતું. જે કોમની સાથે ઈશ્વરે કરાર કર્યો હોય તેવી કોમનો રાજા આવાં અપલક્ષણોવાળો શાઊલ શી રીતે થઇ શકે? તેનામાં આત્મિક ઊંડાપણું હતું જ નહિ. તેનો ધર્મ માત્ર ઉપરછલો હતો. સાધારણ લોકો પણ એ જોઇ શકતા હતા. જ્યારે લોકોએ શાઊલને પ્રબોધકોની ટોળીમાં જોયો ત્યારે તેઓને તે હાસ્યજનક લાગ્યું, કારણ કે તેઓની ધારણા પ્રમાણે શાઊલ જેવો માણસ પ્રબોધકોની ટોળીમાં શોભે જ નહિ. તોપણ શાઊલ ઉદાર દિલનો તો હતો જ (૧ શમ. ૧૧; ૧૩), અને એવા ઉદાર દિલના માણસ પ્રત્યે આપણને દિલસોજી ધરાવવાનું મન થાય. બિચારો શાઊલ! સંજોગોના સકંચામાં સપડાએલો શાઊલ! એના સંજોગો વિષે વિચાર કરીએ તો તો શમૂએલનો પક્ષ પડતો મૂકીને શાઊલના પક્ષમાં ભળી જવાનું આપણને મન થઇ આવે છે. પરંતુ એ યથાન્યાય નથી. શમૂએલે પોતે શાઊલની પસંદગી કરી હતી; પરંતુ ઈસ્રાએલ કોમના બચાવની ખાતર, જેને તેણે પસંદ કર્યો હતો તેને જ નકારવાની અણગમતી ફરજ તેને માથે આવી ઊભી હતી. જે કામ શાઊલને સોંપવામાં આવ્યું હતું તેમાં તે નિષ્ફળ નીવડયો છે, એવું ધારવું જ શમૂએલને મહા કારમું લાગતું હતું. શાઊલ સાથેનો સંબંધ સમૂળગો તોડવામાં આવ્યો ત્યાર પહેલાં "શમૂએલે આખી રાત યહોવાહને વિનંતી કરી" (૧ શમ. ૧૫; ૧૧), અને જ્યારે શાઊલની છેલ્લી વિદાયગીરી લેવાનો વખત આવ્યો, ત્યારે તો શમૂએલે તેને સારૂ એટલો બધો શોક કર્યો, કે આખરે પ્રભુએ તેને કહ્યું, "શાઊલને સારૂ તું ક્યાં સુધી શોક કરશે?" (૧ શમ. ૧૬; ૧). શમૂએલ પ્રબોધકના જીવનમાં જો કોઇ દુ:ખીમાં દુ:ખી દહાડો હોય તો તે આ જ હતો. તેની પસંદગીનું પાત્ર કુપાત્ર નીવડયું હતું, એ તેનો મોટામાં મોટો મનસંતાપ હતો.

**શાઊલનાં ખાસ ગુણલક્ષણો**—ઇસહાકનો દીકરો એસાવ અને કીશનો દીકરો શાઊલ એક જ વર્ગના માણસો છે. ધાર્મિક દૃષ્ટિએ જોતાં

તે બન્ને સરખા જ છે. સ્વભાવે તે બન્ને સરખા, બન્ને ઉદાર દિલના, બન્ને ઉપર સહજ પ્રેમ ઊપજે એવા અને બન્નેમાં રાજાને યોગ્ય લક્ષણો ઘણાં હતાં; પરંતુ એ ઉપરાંત બીજી એક બાબતમાં બન્ને બરાબર હતા. તે બન્નેએ ઇશ્વરેચ્છાનો મહાન ઇનકાર કર્યો, અને એ ખરાબા પર તે બન્નેની જીવનનૌકા અથડાઇને ભાંગી ગઇ. જે અદૃશ્ય, અનંત, પારલૌકિક અને આત્મિક વાનાં હતાં, તેને માટે એ એમાંથી એકેમાં કશી યોગ્યતા નહોતી. "બી વાવનાર"ના દૃષ્ટાંતમાં જેને પથ્થરવાળી જમીન કહેલી છે, તેજ જમીનરૂપી તે બન્નેનાં હૃદયો હતાં. તેમને પાકું ફળ આવ્યું નહિ, કારણ કે આત્મિક વાનાંનો મોહ જ તેમનામાં નહોતો, કદાપિ આત્મિક વાનાં તેઓની ઇચ્છાની મર્યાદા બહાર હતાં. પરંતુ આ એ વ્યક્તિઓની સમાનતાનું નિરીક્ષણ હજી આપણે પૂરેપૂરૂં કર્યું નથી. એસાવની પેઠે શાઊલે પણ ખેદસહિત પસ્તાવો કર્યો હતો, પરંતુ તે પસ્તાવો જે થઇ ગયું હતું તે ન થયું કેવી રીતે થાય એટલા પૂરતો જ હતો. બન્નેમાંથી એકેને પસ્તાવાનું એવું સ્થાન મળ્યું નહિ કે જ્યાં તેઓનાં પાપનાં પાર્થિવ પરિણામો તેમની પૂઠે પડે નહિ. શાઊલ ઉચ્ચ પદવીએ હતો, તેથી તેની શિક્ષા પણ તેને તેટલે દરજ્જે વધારે સખત પડી. એક રોમન કવિએ કહ્યું છે, કે "જેમ ઝાડ ઊંચું તેમ પડતી વખતે તેનો ધડાકો મોટો; અને પર્વતના કોઇ પણ શિખર પર જો વીજળી પડે તો તે તેના ઊંચામાં ઊંચા શિખર પર પડવાની." "ઇશ્વિરનો કારોબાર બહુ જ સખત છે, અને પ્રત્યેક કામનું પ્રતિફળ તે બહુ જ સખતાઇથી આપે છે; આપણાં મનો જે જડ થઇ ગએલાં છે, અને આપણી પ્રેરકબુદ્ધિ જે બુટ્ઠી થઇ ગએલી હોય છે, તેઓને એ ઉપરથી પોતાનો કારોબાર કેટલો કઠોર અને સખત છે, તે આપણને શિખવવા ઇચ્છે છે." (ડૉ. એ. બી. ડેવિડસન).

**શમૂએલ, લાગણી ધરાવનાર માણસ**—શાઊલ અને શમૂએલને એકબીજાની જે છેલ્લી મુલાકાત થઇ તે ખાનગી હતી; તોપણ જ્યારે વેદી આગળ શાઊલ યહોવાહનું જાહેરમાં ભજન કરવા જવાનો હતો ત્યારે ત્યાં પોતાની સાથે આવવાની તેણે શમૂએલને આજીજી કરી, એટલે શમૂએલ શાઊલની સાથે ગયો, અને લોકોની આગળ તેનું માન

રાખ્યું. એમ શમૂએલે તેના પ્રત્યે આ છેલ્લું દયાકૃત્ય કર્યું. શમૂએલ વિષે કેટલાક લોકો એવું કહે છે, કે "લાગણી ધરાવવામાં શમૂએલના જેવું કોમળ હૃદય કોઈનું નહિ હોય, અને સિદ્ધાંતમાં તેના જેવો સખત કોઇ નહિ હોય: મતલબ કે સખતમાં સખત સિદ્ધાંત અને કોમળમાં કોમળ હૃદય એ બેનું મિલન શમૂએલમાં થએલું હતું. મંડળીમાં પણ એવાં માણસો દુર્લભ નથી." એવાં માણસો પર સૌ કોઇને પ્રેમ ઊપજે છે. શાઊલને પદભ્રષ્ટ કરવામાં આવ્યો નહોતો એ વાત ખરી, પરંતુ ઈશ્વરી ઠરાવથી વારસો બદલાયો હતો, અને એ ઈશ્વરી ઠરાવને કોણ રદ કરી શકે? "જે ઈસ્રાએલનું સામર્થ્ય છે તે જૂઠું બોલશે જ નહિ, ને અનુતાપ કરશે જ નહિ; કેમકે તે માણસ નથી કે તે અનુતાપ કરે" (૧ શમ. ૧૫; ૨૯).

એક જગાએ એમ લખેલું છે, કે "શમૂએલ મરણ પામતાં સુધી શાઊલને ફરીથી મળવા ગયો નહિ" (૧ શમ. ૧૫; ૩૫). રાજા પોતાના ઘેર બિન્યામીનના કુળમાં ગયો. હવે પછી શાઊલ તેના મિજાજરૂપ ખાડામાં વારંવાર પડતો જાય છે, અને એક અંધકાર પછી બીજા અંધકારમાં ગોથાં ખાતો તે જોવામાં આવે છે; પણ તેની સાથે સાથે, પોતાની જિંદગી શાથી ધૂળધાણી થઇ, તે તેને વારે વારે યાદ આવતું જાય છે. શાઊલનું દુઃખ શું હતું? પોતામાં થતો ફેરફાર જે જાણતો હોય ને તેની લાગણી જેને થતી હોય, પણ તે મટાડનાર કોઇ ન હોય, તેમજ તે દરદનું સાંત્વન કરવાને જ્ઞાનેન્દ્રિય બહેર મારી ગએલી ન હોય—ત્યારે માણસને જે દુઃખ થાય તે પ્રકારનું દુઃખ શાઊલ અનુભવતો હતો.

પ્રકરણ ૯મું

# દાઊદનો રાજ્યાભિષેક—વિશ્વાસની ઢાલ

(૧ શમ. અધ્યાય ૧૬—૧૭.)

**દાઊદનું તેડું અને તેનો રાજ્યાભિષેક**—દાઊદનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો ત્યાર પહેલાંનું તેનું જીવન કેવું હતું તે વિષે અને શાઊલ સાથે તેની પહેલી મુલાકાત વિષે જુદા જુદા હેવાલો આપવામાં આવ્યા છે. રાજા તરીકે દાઊદનો અભિષેક કરવામાં આવે છે તે વાતનો અને શાઊલ તથા દાઊદનાં જીવનચરિત્રોનો જે સૌથી પ્રાચીન હેવાલ છે, તેને કાળાનુક્રમ તરફ જોતાં સૌથી પહેલો મૂકવો જોઇએ, એવો ઘણા વિદ્વાનોનો મત છે. ત્યાર પછી એક લેખક ઊભો થયો, અને તેની પછી બીજો એક લેખક ઊભો થયો, અને પેલાં વૃત્તાંતોમાં જે જે બીનાઓ રહી ગઇ હતી તે તેમણે એકઠી કરી. આવી રીતે ધીમે ધીમે દાઊદની કેવી રીતે ઉન્નતિ થઈ તે વિષે ત્રણ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી આપણને હકીકત આપવામાં આવેલી છે. એક ને એક વાતની ત્રણ જુદી જુદી હકીકતો હોવાનું કારણ એવું બતાવવામાં આવે છે, કે ત્રણ જુદા જુદા માણસોએ એ હકીકતો લખી, અને દાઊદ વિષે દરેકને જે જે બાબતમાં રસ પડયો, તે ધ્યાનમાં રાખીને દરેકે જુદા જુદા દૃષ્ટિબિન્દુથી તે હકીકત લખી. રાજા તરીકે દાઊદની પસંદગી કેમ કરવામાં આવી તે વિષે જો કોઇ યાજકવર્ગનો માણસ લખવા બેસે તો તે તેનું કારણ એવું બતાવે, કે દાઊદનું હૃદય ઈશ્વરને અર્પણ કરવામાં આવ્યું હતું તેથી; જો કોઇ સંગીતવિદ્યાનો જાણકાર લખવા બેસે તો દાઊદ કેવો ગવૈયો હતો તે પર ધ્યાન રાખીને તે લખે; અને જો કોઇ સૈનિક લખવા બેસે તો દાઊદ કેવો શૂરવીર હતો તે પર તેનું વિશેષ લક્ષ ખેંચાય. એવી રીતે ત્રણ જુદા જુદા દૃષ્ટિકોણથી નિરખીને દાઊદનું શરૂઆતનું ચિત્ર રજુ કરવામાં આવ્યું છે. પરંતુ શાઊલની પછી આવનાર માણસના રાજ્યાભિષેકની વાત કાળાનુક્રમ પ્રમાણે જોતાં બીનાઓ જે અનુક્રમમાં બની તેજ અનુક્રમ પ્રમાણે આપવામાં આવેલી

ન હોય,* તોપણ વાર્તાના સ્વરૂપ પ્રમાણે તો જ્યાં તે હોવી જોઈએ ત્યાં જ તે છે, કારણ કે કોઇ પણ પુસ્તકને આકર્ષક કરવાને જેમ તેના આરંભે સુંદર ચિત્ર મૂકવામાં આવે છે, તેમ દાઊદના જીવનરૂપ પુસ્તકના પ્રારંભમાં એ વાત સુંદર ચિત્રની ગરજ સારે છે; વળી એ વાત શરૂઆતે જ મૂકવામાં આવે છે, તે બીજી રીતે પણ યોગ્ય જ છે, કારણ કે એ વાત દાઊદના આખા જીવનવૃત્તાંતની પ્રસ્તાવના દાખલ હતી.

પ્રભુના કહ્યા પ્રમાણે શમૂએલ બેથલેહેમના પહાડી પ્રદેશમાં ગયો, અને ત્યાં યિશાઈ નામના એક માણસનું ઘર શોધી કાઢીને તેને ત્યાં ગયો. યિશાઇને ઘણા દીકરા હતા. તેઓ પૈકી એકનો અભિષેક કરવાને શમૂએલ આવેલો હતો. ગામના લોકોને તેણે એવો દેખાડો કર્યો હતો, કે "હું યહોવાહની આગળ યજ્ઞ કરવા આવ્યો છું" (૧ શમ. ૧૬ ; ૨); પરંતુ યજ્ઞક્રિયા પૂરી થયા પછી જ્યારે બધા પ્રેમભોજન કરવા બેઠા ત્યારે પણ ખાનગીમાં યિશાઈના દીકરાઓ એક પછી એક શમૂએલની આગળ થઇને પસાર થયા, એ માટે કે તેઓને જોઇને તેમાંથી કોઇને તે પસંદ કરે. યિશાઇના બધા દીકરાઓમાં અલીઆબ સૌથી મોટો હતો. તેને જોઇને શમૂએલનું મન તેના પર બહુ ચોંટયું. એવું દેખાય છે કે મોટા માણસોને જોઇને શમૂએલ એકદમ તેમનાથી અંજાઇ જતો ને તેમના તરફ ઢળી પડતો (જુઓ શાઊલની પસંદગી), પરંતુ યહોવાહે તેને કહ્યું, કે "તેના મોં તરફ તથા તેના શરીરની ઊંચાઇ તરફ ન જો" (૧ શમ. ૧૬ ; ૭). "શમૂએલનું પુસ્તક" મહાન અર્થપૂર્ણ વચનોને લીધે પ્રખ્યાત થયલું છે. એ વચનો લોકોની ધાર્મિક વાતચીતના વ્યવહારમાં વપરાતાં થઈ ગયાં છે. એવા એક વચનમાં અલીઆબની નાપસંદગી દર્શાવવામાં આવેલી છે—"માણસ જેમ જુએ છે તેમ [યહોવાહ] જોતો નથી; માણસ બહારના દેખાવ તરફ જુએ છે, પણ યહોવાહ હૃદય તરફ જુએ છે" (૧ શમ. ૧૬ ; ૭). યહોવાહ તો અંતઃકરણની સત્યતા માગે છે (ગી. શા. ૫૧ ; ૬). યિશાઈના બીજા દીકરાઓ પણ શમૂએલની આગળ થઇને એક પછી એક પસાર થયા,

* ઈ. સ. પૂર્વે ૬૩૦માં કોઈ પાછલા લેખકે ૧ શમ. ૧૬ ; ૧-૧૩માંનો ફકરો લખ્યો, અને પ્રબોધક શમૂએલનું આખું જીવનચરિત્ર લખનાર પણ એજ હોય એમ મનાય છે.

પરંતુ દરેકને માટે એવો જવાબ આવ્યો, કે "યહોવાહે એને પણ પસંદ કર્યો નથી" (૧ શમ. ૧૬; ૮, ૯, ૧૦). આખરે યિશાઇને સાંભરી આવ્યું, કે હજી મારો એક દીકરો તો બાકી રહ્યો. તે તો ઘેટાં ચારતો હતો. ત્યાંથી તેને તેડાવવામાં આવ્યો. બાઇબલનાં બધાં પુસ્તકોમાં "શમૂએલ"નું પુસ્તક બીજા એક કારણને લીધે પણ પ્રખ્યાત છે, એટલે તેની શૈલી ઉત્તમ પ્રકારની છે. ભવિષ્યમાં ઇસ્રાએલનો જે પ્રિય માણસ થઇ પડયો તેનું ચિત્ર અહીં પહેલી જ વારે કેવું આકર્ષક રીતે દોરવામાં આવ્યું છે! "તે [છોકરો] લાલચોળ તથા સુંદર ચહેરાનો તથા દેખાવમાં ફુટડો હતો" (૧ શમ. ૧૬; ૧૨). દાઊદનું બાકીનું ચિત્ર પણ ઉપરોક્ત રૂપરેખાને બંધ બેસતું જ છે. તે જુવાન હતો, તેની આંખો સુંદર હતી અને તેનો દેખાવ ખૂબસૂરત હતો. તે તો છેલ્લે સુધી રાખી મૂકવામાં આવેલા દ્રાક્ષારસ જેવો સરસ હતો. આવા પુરુષને માટે કોણ રાહ ન જુએ, ને કોણ ખોટી ન થાય! દાઊદ આવ્યો કે તરત જ શમૂએલના હૃદયમાં દિવ્ય વાણી બોલી: "ઊઠીને એનો અભિષેક કર; કેમકે એજ તે છે" (૧ શમ. ૧૬; ૧૨). દાઊદના ભાઇઓ તો આ જોઇને આભા બની ગયા; આ બધું જે બન્યું તેમાં શો અર્થ ગર્ભિત રહ્યો હશે તે તેઓ સમજી શકયા નહિ. પરંતુ તેઓ આશ્ચર્યમાં ગરકાવ થઈ રહેલા હતા એટલામાં તો શાઊલની પછી રાજા થવાને દાઊદનો અભિષેક કરવામાં આવ્યો, અને "તે દિવસથી યહોવાહનો આત્મા દાઊદ પર પરાક્રમસહિત આવ્યો" (૧ શમ. ૧૬; ૧૩).

**શાઊલને પીડતો દુષ્ટ આત્મા**—દાઊદ અને શાઊલની ઓળખાણનો સૌથી પહેલો હેવાલ જે ઇતિહાસની દૃષ્ટિએ બહુ અગત્યનો છે, તે પરથી તે ઓળખાણ કેવી રીતે થઇ તે આપણે જોઈ શકીએ છીએ. તે વખતના સંજોગો બારીક અને મુશ્કેલ હતા, તેમાં વળી રાજાનો સ્વભાવ ઠેકાણા વગરનો થઇ ગયો હતો; એવાં એવાં કારણોને લીધે રાજા ઉપર ઉદાસીનતા અને ખિન્નતાનું આવરણ છવાઇ રહ્યું હતું. એવાં જ કારણોને લીધે, એટલે જ્ઞાનતંતુઓની નબળાઇને લીધે, મોટા મોટા લશ્કરી અમલદારો પણ છેક નાસીપાસ થઈ ગએલા હાલમાં પણ જોવામાં આવે છે. શાઊલના સંબંધમાં કંઇક અંશે આવું જ બન્યું હતું. જ્યાં

સુધી બધું ઠીક ચાલ્યું ત્યાં સુધી તો તે આનંદી, આશાવંત અને ઉદ્યોગી રહ્યો; પરંતુ જ્યારે તેના પર સંતાપ આવી પડયો ત્યારે તે છેક બેહોશ બની ગયો. પલિસ્તીઓ સાથેના વિગ્રહનો બોજ શાઊલને શિર બહુ ભારે પડયો હતો. એ વિગ્રહમાં ઘણા વખત સુધી તો ઇસ્રાએલીઓની જ હાર હતી; વળી એ ઉપરાંત શમૂએલે તેની સાથેનો સંબંધ છેક તોડી નાખ્યો હતો—આથી શાઊલના મગજનું સમતોલપણું છેક જતું રહ્યું, અને તેના સ્વભાવમાં એટલો બધો ફેર પડી ગયો, કે પ્રભુના પવિત્ર આત્માએ તેનો ત્યાગ કર્યો છે, અને તેને બદલે તેના મનનો કબજો કોઈ દુષ્ટ આત્માએ લીધો છે, એમજ જોનાર માણસને લાગે. બાઇબલમાં જે દુષ્ટ આત્માની વાત આવે છે તે કોઇક પ્રકારનો માનસિક વ્યાધિ છે. એ દુષ્ટ આત્મા "યહોવાહની તરફથી" આવ્યો (૧ શમ. ૧૬; ૧૪) એમ કહેવાનું કારણ જેમ આપણે આગળ ઘણી વખત જોઇ ગયાં તેમ એ છે, કે પુરાતનકાળના લોકો જે કંઈ થાય કે બને તે **બારોબાર** પ્રભુએ જ કર્યું એમ માનતા, અને એમજ કહેતા; ગૌણ કારણો કે સ્વાભાવિક કારણો કે ઉપકારણોને તો તેઓ લક્ષમાં લેતા જ નહિ. દરેક રોગનું મૂળ દુષ્ટ આત્માની અસર છે એવું તેઓ એકંદરે માનતા, પણ ખાસ કરીને માનસિક દરદને માટે તો તેઓ એમજ માનતા, કે એ તો દુષ્ટ આત્માનું જ પરિણામ. જ્યારે આ બાબત ધ્યાનમાં રાખીને આ વાત આપણે વાંચીએ છીએ, ત્યારે તેનો અર્થ સ્પષ્ટ થાય છે. જો શાઊલને કોઈ ડૉક્ટરે તપાસ્યો હોય તો તે એવું જ કહે, કે એને એક જાતનું ગાંડપણ લાગ્યું છે, અને ઘણા ભાગે એમ જ હતું કે તેને વારેવારે મગજ ચસકી આવતું, અને તેથી અવારનવાર તેનામાં ગાંડપણ દેખાઈ આવતું હતું.

**સંગીતની સાધના**—એક કવિ પૂછે છે, કે "શું સંગીત માનસિક વ્યાધિવાળાની સારવાર ન કરી શકે?" આ પ્રશ્નનો ઉત્તર શો હતો તે શાઊલના સેવકો જાણતા હતા. તેઓએ તરત જ શાઊલની ઉપાધિનો ઉપાય યોજ્યો. જે ઉપાય તેઓએ યોજ્યો તે પ્રાચીન પ્રાચ્ય દેશોમાં બહુ પ્રચલિત હતો. હાલમાં પણ એ ઉપાય એવા રોગો પર કંઇ ઓછો પ્રચલિત નથી. ચિંતાગ્રસ્ત માણસને માટે એ તો રામબાણ ઓસડ છે.

આ ઓસડ તો સંગીત હતું. યહોવાહના શુભ આત્માથી માણસના મનની જેવી સ્થિતિ હોય તેવી સ્થિતિમાં પોતાને મૂકવા ચાહતાં એલીશા પ્રબોધકે એક વખતે કહ્યું હતું, કે "મારી પાસે એક બજવૈયાને લાવો" (૨ રાજા. ૩ ; ૧૫). એવા જ હેતુથી શાઊલના સેવકોએ એક પ્રવીણ વીણા વગાડનારને શોધી કાઢ્યો. પછી તેઓએ રાજાને કહ્યું, કે "જ્યારે દુષ્ટ આત્મા તારા પર આવે ત્યારે તે હાથમાં વીણા લઈને વગાડશે, એટલે તું સારો થશે" (૧ શમ. ૧૬ ; ૧૬). રાજદરબારીઓમાંના એક જણને આવા એક ઉસ્તાદની જાણ હતી. તે ઉસ્તાદીથી વીણા વગાડી જાણતો હતો એટલું જ નહિ, પણ પોતે કાવ્યો રચી શકતો અને સુંદર સૂરે તે ગાઈ પણ શકતો. જેવો કુશળ બજવૈયો તે હતો તેવો જ કુશળ કવિ પણ તે હતો, એ ઉપરાંત તે દેખાવડો પુરુષ હતો અને યહોવાહ તેની સાથે હતો. દાઊદ જે ઈશ્વરને પ્રિય અને ઈસ્રાએલનો મધુર ગીતકર્તા તથા મોહક ગવૈયો હતો, તેની ઓળખાણ હવે આપણે બરોબર પામ્યાં છીએ. તેના બાપનું નામ યિશાઈ હતું. બેથલેહેમ* નામના નાના ગામડામાં રહીને તે ખેડૂતનો ધંધો કરતો હતો. એક નાના સરખા ગામડાનો સાધારણ ખેડૂત! એને કોણ પૂછે? દુનિયામાં એનો શો પ્રભાવ હોય! ગામના પટેલીઆઓમાં પણ એની ગણતરી નહોતી. આ તો તદ્દન નવો જ માણસ બહાર પડતો હતો. રાજા તરફથી તેને સંદેશો મોકલવામાં આવ્યો, એ સંદેશો મળવાથી તે દરબારમાં આવ્યો. તેના પર એટલી બધી પ્રીતિ થઈ ગઈ કે તેણે તેને પોતાનો હજૂરીઓ કે શસ્ત્રધાર બનાવ્યો; અને "જ્યારે જ્યારે દુષ્ટ આત્મા શાઊલ પર આવતો, ત્યારે ત્યારે દાઊદ હાથમાં વીણા લઈને વગાડતો ; તેથી તે દુષ્ટ આત્મા તેની પાસેથી જતો રહેતો, ને શાઊલ સાજોતાજો થઈ જતો" (૧ શમ. ૧૬ ; ૨૩). ચિંતાથી બેચેન બનેલી નાડીને શાંત પાડવાની શક્તિ આવાં સંગીતોમાં રહેલી છે.

પવિત્ર આત્માની કામ કરવાની રીતો કેવી જુદા જુદા પ્રકારની છે તે વિષે, અને સર્વ જમાનાના તથા સર્વ સ્થળોના લોકોને ખરા માર્ગદર્શક

* એટલે "રોટલીનું ઘર." ફળદ્રુપ પ્રદેશમાં આવેલું હોવાથી એવું નામ પડયું હતું.

તથા સહાયકારી થવાને માટે જૂના કરારના ઇશ્વરભક્તોને પવિત્ર આત્માએ કેવાં જુદા જુદા પ્રકારનાં વરદાન આપ્યાં છે, તે વિષે વાત કરતાં ન્યૂમાન કરીને એક મહાન ઉપદેશક દાઊદનું વર્ણન આ પ્રમાણે કરે છે—દાઊદનું વર્ણન શાસ્ત્રમાં જેવું કરવામાં આવ્યું છે, અને એ વર્ણન પરથી તેની જે વિવિધ વિશેષતાઓ માલૂમ પડે છે તેવું વર્ણન અને તેવી વિશેષતા કોઈ પણ ઇતિહાસ કે કોઈ પણ લખાણ પરથી કોઈ પણ નરમાં જોવામાં આવતાં નથી: "તે વીણા વગાડવામાં કુશળ છે, પરાક્રમી યોદ્ધો તથા લડવૈયો છે, તેમજ બોલવાચાલવામાં શાણો તથા રૂટડો છે; અને યહોવાહ તેની સાથે છે" (૧ શમ. ૧૬; ૧૮). વાજિંત્રવિદ્યામાં જેઓએ પ્રવીણતા મેળવી છે તેઓમાંના ઘણાખરા મહાન નરોએ પોતાની વિદ્યા ઇશ્વરના કામમાં વાપરીને તેને એક સંસ્કૃત ચીજ બનાવી દીધી છે. હાંડેલ કરીને એક માણસે ગાતાં ગાતાં આ પ્રમાણે ઇકરાર કર્યો, કે "મેં આકાશ ઊઘડેલું જોયું, અને ખુદ મહાન ઇશ્વરને જોયો." આ કેવળ હાથની કુશળતા અને કંઠની મધુરતાની વાત છે એમ નથી, એ તો વાજિંત્રના તારની પેઠે બરાબર મેળવાએલા હૃદયની શુદ્ધ સેવા છે.

**દાઊદ અને ગોલ્યાથ**—દાઊદ અને શાઊલની મુલાકાત થઇ ગઈ, એવું આપણે આગળ જોઈ ગયાં. પરંતુ તેમની મુલાકાત વિષે બીજો એક લેખક જુદો જ હેવાલ આપે છે. હવે એ મુલાકાતની હકીકત આ પ્રમાણે છે: ફરીથી ઈસ્રાએલીઓની સામે પલિસ્તીઓએ યુદ્ધ આરંભ્યું. એલાહ (બારે માસ લીલું રહે એવું તરૂવર)ની ખીણના કાંઠા પરથી તેઓ યહુદાહમાં આવ્યા, અને નીચી ડુંગરાળી જગામાં તેઓએ પડાવ નાખ્યો. ઈસ્રાએલીઓએ પણ એવા જ સ્થળે, પરંતુ પલિસ્તીઓની સામે પડાવ નાખ્યો. આ બે સૈન્યોની વચ્ચે એક નાળું તથા પાએક માઇલ પહોળું એક મેદાન આવેલાં હતાં. બન્ને સ્થળો બહુ મજબૂત હતાં, અને એજ કારણને લીધે કદાપિ બન્ને સૈન્યોએ એકબીજાની સાથે યુદ્ધમાં જોડાતાં બહુ ઢીલ કરી. જ્યાં આગળ હેબ્રીઓનું દળ ગોઠવાયલું હતું તેની પાછળ એક ખો હતી, અને એ ખો બારેક માઇલ લાંબી હતી. એ ખોને મોખરે બેથલેહેમ ગામ આવેલું હતું. આ વખતે અહીં આગળ એટલે બેથલેહેમની સીમમાં દાઊદ પોતાના બાપનાં

ઘેટાંબકરાં સાચવતો હતો, પરંતુ તેના ત્રણ મોટા ભાઈઓ તો હેબ્રીઓના સૈન્યમાં લડવૈયા તરીકે જોડાયલા હતા. એક દિવસે યિશાઈએ પોતાના દીકરા દાઊદને તેના ત્રણ મોટા ભાઈઓની ખબર કાઢવા મોકલ્યો; તેની સાથે તેણે એ ત્રણ જણને માટે કંઈક ખાવાનું પણ મોકલ્યું હતું—"તારા ભાઈઓ કેમ છે તે જોજે, ને તેમની પાસેથી કંઈ નિશાની લાવજે" (૧ શમ. ૧૭; ૧૮). એટલે 'તેઓ સહીસલામત છે એના દાખલા દાખલ કંઈ સાન લેતો આવજે.' તે સમયે લેખનકળાનો બહુ પ્રચાર થયલો નહોતો, તેથી વાત ખરી છે કે ખોટી તેના પુરાવા દાખલ 'સાન' કે ચિહ્નનો ઉપયોગ કરવામાં આવતો; ત્યાર પછી થોડા વખતે મુદ્રિકાનો ઉપયોગ થવા માંડયો.

પલિસ્તીઓના દળમાં એક મોટો શૂરવીર હતો. તે દૈત્ય જેવો હતો. ૧ શમ. ૧૭; ૪માં તેને ગોલ્યાથ કહેલો છે, પરંતુ ઘણેભાગે "પલિસ્તી" નામથી જ તે વિશેષ ઓળખાય છે તે વારેવારે મેદાનમાં બહાર આવતો, અને જયારે જયારે આવે ત્યારે ઇસ્રાએલીઓને કહેતો, કે મારી સામે આવી જાય એવો તમારામાં કોઈ છે? જો કોઈ હોય તો તે અને હું દ્વન્દ્વયુદ્ધ કરીએ, અને જે જીતે તેની જીત થએલી ગણાય. પુરાતનકાળે આવાં દ્વન્દ્વયુદ્ધો બહુ સાધારણ હતાં. હિન્દુસ્તાનમાં પણ એવી રીતે પહેલાં લડાઈઓ થતી હતી. ભુવડ રાજાએ ગુજરાતના રાજા જયશિખરને એવા જ દ્વન્દ્વયુદ્ધની હાકલ કરી હતી. રોમન ઇતિહાસ પરથી પણ એવી ઘણી વાતો મળી આવે છે. આ પલિસ્તી યોદ્ધો કંઈ જેવોતેવો નહોતો. તેના વખતમાં તે સૌથી બળવાન હતો. તેનું બળ કેટલું હતું તે તેના બખતર અને તેનાં શસ્ત્રો પરથી પૂરવાર થાય છે. તેના આખા શરીર પર તેણે પિત્તળ (ઘણે ભાગે તાંબુ) ધારણ કરેલું હતું. ૧ શમ. ૧૭; ૫–૮ વાંચતાં માલૂમ પડશે કે ઠેકાણે ઠેકાણે પિત્તળ શબ્દ વાપરવામાં આવેલો છે. તેના માથા પર પિત્તળ, ખભે પિત્તળ, પગે પિત્તળ, પિત્તળ જ પિત્તળ. ખરેખર એ પૂરો પલિસ્તી હતો. ગોલ્યાથને જે કોઈ હરાવે તેને શાઊલે લલચામણી બક્ષિસો પરઠી હતી—"જે માણસ એને મારી નાખશે તેને રાજા ઘણું દ્રવ્ય આપીને ધનવાન કરશે, ને પોતાની દીકરી તેને પરણાવશે; ને તેના બાપના ઘરને ઇસ્રાએલમાં સ્વતંત્ર કરશે"

(૧ શમ. ૧૭; ૨૫). એટલે ત્રણ પ્રકારની બક્ષિસો હતી: દ્રવ્ય, કર અને વેઠમાંથી મુક્તતા, અને શાઊલની દીકરી સાથે લગ્ન. પરંતુ કયો ઈસ્રાએલી એવો હોય કે જે આવી બક્ષીસોની લાલચે પણ ગોલ્યાથની સામો થવા જાય! ગોલ્યાથ એવો જબરો હતો, કે તેની સામા જવું તે મોતને મોખરે જવા બરોબર હતું. એવું બીડું કોણ ઝડપે? જર, જમીન ને જોરૂ મળતાં હોય, પરંતુ તે જીવને જોખમે લેવા કોણ જાય?

ગોલ્યાથ અપમાનકારક શબ્દો ઉચ્ચારતો હતો, અને જીવતા ઈશ્વરના સૈન્યને તુચ્છકારતો હતો, તે દાઊદે પણ સાંભળ્યું હતું. આવાં વેણ સાંભળીને દાઊદ જેવા માનવીથી સહન થઇ શક્યું નહિ. તેનું અંતઃકરણ ઉશ્કેરાઇ ગયું. બન્યન કહે છે, કે "પ્રયોજન હતું, માટે દાઊદ એ કામમાં પ્રેરાયો. યોગ્ય વખતે યોગ્ય માણસ નીકળી આવે છે. જીવતા યહોવાહનો પક્ષ કેટલો નિર્જીવ દેખાતો હતો, અને પલિસ્તીનો પક્ષ કેટલો પ્રબળ દેખાતો હતો! ઈશ્વરનિંદક ગોલ્યાથનું પાણી ઉતારે એવો કોઇ શૂરો ઈસ્રાએલમાંથી નીકળતો નહોતો, એ જોઇને દાઊદને બહુ ખેદ થયો. તે કહે છે, કે 'હું જઇશ, અને તેની સાથે બાથ ભીડીશ. મારો જીવ મારી મુઠ્ઠીમાં લઇને હું જઇશ. હું મરૂં તો ભલે મરૂં.'" જ્યારે યૂરોપની રણભૂમિ પર જગતનું ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું, અને ન્યાયનો પક્ષ માર્યો જતો હતો, એ સમયે જો બન્યન હયાત હોત, તો તે શું કહેત? એક માણસનો દીકરો તિગ્રીસ નદીને કાંઠે લડતાં મરણ પામ્યો. તે એક જુવાન અમલદાર હતો તેના મરણની ખબર સાંભળી તેના બાપે કહ્યું, "ગમે તેમ થયું, પણ આટલી જ વાત અગત્યની છે, કે ઈશ્વરનું રાજ્ય આવે."

પરંતુ દાઊદનો જે સૌથી મોટો ભાઇ હતો તે બહુ જંગલી જેવો અને મિજાજી હતો. દાઊદ ઘેટાં મૂકીને અહીં આવ્યો હતો, અને લડવૈયા સિપાઇઓની સાથે પોતાની બરાબરી કરતો હતો, તે જોઇને તે તપી ગયો. દાઊદનો અભિષેક કરવામાં આવ્યો હતો તે અલીઆબ જાણતો હતો, પરંતુ એ ક્રિયાનો ખરો અર્થ તે સમજતો નહોતો. જો તે સમજતો હોત તો ગુસ્સાના આવેશમાં પણ ઈશ્વરે પસંદ કરેલા દાઊદ સાથે તે તુચ્છકારથી વાત કરત નહિ. પરંતુ દાઊદના વર્તનથી અને તેની વાતચીતથી બીજા લોકોને એટલી બધી અસર થઇ હતી કે તેઓએ રાજાને

કાને તે વાત નાખી. એ ઉપરથી દાઊદને રાજાની રૂબરૂ બોલાવવામાં આવ્યો. તેણે રાજાને કહ્યું, કે "કોઈ પણ માણસનું હૃદય તે પાલસ્તીને લીધે ઉદાસ ન થાઓ; તારો સેવક જઇને તેની સાથે લડશે" (૧ શમ. ૧૭; ૩૨). પરંતુ પહેલાં તો શાઊલને પણ દાઊદનો વિચાર પસંદ ન પડયો, કારણ કે શાઊલના મનથી દાઊદ તો માત્ર એક ઉછરતો જુવાનિયો હતો, અને ગોલ્યાથ તો દુશ્મન લડવૈયો હતો. શાઊલને લાગ્યું, કે આ છોકરવાદ દાઊદ ગોલ્યાથની સામો જઇને શું કરવાનો? પરંતુ પોતામાં કેટલી હિમ્મત હતી તેની કસોટી દાઊદને ક્યારનીએ થઇ ગઇ હતી; તેથી આ જે સખત કામ તે માથે લેતો હતો તેમાં ઉત્તેજન પામવાને તેણે પોતાનો પાછલો અનુભવ યાદ કર્યો. દાઊદે શાઊલને કહ્યું, કે "તારો સેવક પોતાના બાપનાં ઘેટાં ચારે છે; ત્યારે સિંહ કે રીંછ આવીને ટોળામાંથી એક હલવાન લે, તો હું તેની પાછળ પડીને તેને મારીને તેના મુખમાંથી તેને છોડાવતો; જો તે મારા પર છલંગ મારે તો હું તેની દાઢી પકડીને તેને ઠાર મારી નાખતો" (૧ શમ. ૧૭; ૩૪, ૩૫). એવું એક બે વખત બન્યું હતું (૧ શમ. ૧૭; ૩૬) પણ આ કંઈ ખાલી ફુલાશ મારવાની વાત નહોતી, કારણ કે તે પોતાની વાતના વધારામાં કહે છે, કે "જે યહોવાહે તે સિંહના પંજામાંથી ને રીંછના પંજામાંથી મને બચાવ્યો હતો, તે આ પલિસ્તીના હાથમાંથી પણ મને બચાવશે" (૧ શમ. ૧૭; ૩૭). આ વાત પર ટીકા કરતાં એક જણ કહે છે, કે "દાઊદ જુવાન હતો ત્યારથી તેણે પોતાના અનુભવો પર આધાર રાખવા માંડયો હતો; અને જેમ જેમ એની વાત આપણે આગળ વાંચતાં જઇશું તેમ તેમ તેના અનુભવો પર તે કેટલો આધાર રાખતો હતો તે આપણે જોતાં જઇશું." ગતકાળમાં પ્રભુએ દાઊદનું રક્ષણ કર્યું હતું, એ ગતકાળ પર આધાર રાખીને ચાલુ કાળમાં કામ કરવા તે તૈયાર થયો હતો.

શાઊલ એવી પ્રકૃતિનો માણસ હતો કે જ્યારે તેની આગળ ધર્મની વાત ધરવામાં આવે ત્યારે તેનો સર્વ સંદેહ ટળી જતો. એજ પ્રમાણે, દાઊદ ગોલ્યાથ સામે બાથ ભીડવા જાય એ શાઊલને પહેલાં અસંભવિત લાગતું હતું, પરંતુ જ્યારે દાઊદે પોતાનો અનુભવ તેને કહી બતાવ્યો, અને ઇશ્વર કેટલું કરી શકે છે એ તેને જણાવ્યું, ત્યારે શાઊલની શંકા દૂર

થઈ, અને તે બોલ્યો, "જા, યહોવાહ તારી સાથે હો" (૧ શમ. ૧૭ ; ૩૭). દાઊદ જે હેબ્રી ભરવાડ હતો તે તો દિવ્ય બખ્તરથી સજ્જ થએલો હતો ; પરંતુ શાઊલ જેણે આત્માના ભરપૂરપણાથી તેને આશીર્વાદ દીધો હતો, તેણે પોતાની સ્વાભાવિક નબળાઇથી દાઊદને પોતાનું બખ્તર પહેરાવવાનો આગ્રહ કર્યો, એટલે ટોપ, કવચ અને તરવાર ધારણ કરવાનું તેણે દાઊદને કહ્યું. પરંતુ આ વસ્તુઓની દાઊદને બિલકુલ અગત્ય નહોતી. જૂના કરારના ગ્રીક ભાષાંતરમાં એમ લખેલું છે, કે "એ પહેરીને દાઊદે એક બે આંટા માર્યા, પરંતુ તેનાથી તે કાયર થઈ ગયો." શાઊલ શરીરે બહુ ભારે માણસ હતો (પ્રકરણ ૬ઠ્ઠું), અને દાઊદ તેના કરતાં સહેજ નીચો હોવો જોઇએ, નહિ તો એ બખ્તર તેને બહુ જ મોટું પડે. મોટું પડવાને લીધે દાઊદને તે ન ફાવ્યું એમ નહિ, પરંતુ તેણે કદી પણ બખ્તર પહેરેલું નહિ, એ કારણથી નહિ ફાવ્યું. એને તો એનો ભારજ અસહ્ય લાગ્યો, તેથી તેણે તે ઉતારી મૂક્યું. એણે તો માત્ર ભરવાડ રાખે છે તેવી કડીઆળી લાકડી લીધી, એ પણ એક જબરૂં હથિયાર છે; અને જતાં જતાં નાળામાંથી પાંચ સુંવાળા પથ્થર લઇને ખભે ભેરવેલી થેલીમાં મૂક્યા (એવી થેલીઓમાં ભરવાડો પોતાનું ભાથું રાખતા), અને હાથમાં ગોફણ લીધી. એવી રીતે "ઈશ્વરનાં સર્વ હથિયારો" સજીને પલિસ્તીને મળવાને દાઊદ મેદાને પડયો. એ બેનું યુદ્ધ, આપણે જેટલું ધારીએ તેટલું વિષમ નહોતું; કારણ કે ચંચળતા અને યુક્તિ એ કંઇ જેવાંતેવાં હથિયાર નથી ; વળી ગોફણ તો આજ સુધી સિરિયાના ભરવાડોનું બહુ પ્રિય શસ્ત્ર ગણાતું આવ્યું છે. ડાબોડિયા માણસો પણ "ગોફણથી એવો ગોળો મારી શકતા કે એક વાળ પણ નિશાનથી ચૂકી જતા નહિ" (ન્યા. ૨૦ ; ૧૬). આ બડાઇખોર પલિસ્તી ભરવાડના છોકરાને હાથે જમીનદોસ્ત થયો. આ ઉપરથી આપણને એવું શીખવાનું મળે છે, કે "યુદ્ધ યહોવાહનું છે." દાઊદ પણ એવું જ કહે છે, કે "લડાઇ યહોવાહની છે" (૧ શમ. ૧૭; ૪૭). ગીતશાસ્ત્રના એક ગીતમાં ફરીથી એ ને એજ વિચાર પ્રગટ કરેલો છે, એટલે આપણાં કામોની સફળતાનો સર્વ આધાર પ્રભુ પર રહેલો છે, અને એ વિચાર આખા સતશાસ્ત્રમાં વિસ્તારેલો છે :

"મોટા સૈન્ય વડે કોઈ રાજા બચી શકતો નથી;
મોટા પરાક્રમ વડે બળવાન પુરુષ છૂટી જતો નથી" (ગી.શા. ૩૨; ૧૬).

**દાઊદ અને ગોલ્યાથમાં પ્રદર્શિત થએલી બે પ્રકારની સંસ્કૃતિઓ**—આ શૂરાતન ઉપજે એવી વાર્તામાં બે મુખ્ય માણસોની વાત આવે છે—દાઊદ અને ગોલ્યાથ. પરંતુ તેઓ આ વાર્તાનાં બે પાત્રો જ હતા, એટલું જ માત્ર સમજવું નહિ. રાષ્ટ્રિય જીવન અને રાષ્ટ્રિય સંસ્કૃતિ કેવાં હોવાં જોઇએ અને કેવાં ન હોવાં જોઇએ તે પણ એ બે પાત્રોની મારફતે બતાવવામાં આવેલું છે. એક તરફ ગોલ્યાથ છે, અને બીજી તરફ દાઊદ છે. એક તરફ પલિસ્તી છે, બીજી તરફ ઈસ્રાએલ છે. પલિસ્તીમાં શું પ્રદર્શિત થતું હતું? જે અદૃશ્ય અને આત્મિક છે તે પ્રત્યે અભાવ દર્શાવનારી કેળવણી, શસ્ત્રવિદ્યા, માનસિક કુશળતા, પાદાર્થિક બળ પર ધણીપણું, પરંતુ તેની સાથે મૂર્તિપૂજા અને નિર્જીવતા. બીજી તરફ આપણે દાઊદને જોઇએ છીએ. દાઊદ શું દર્શાવી રહેલો છે? જૂના કરારમાં પ્રગટ કરેલો ધર્મ અને ઈસ્રાએલનો આદર્શ તેનામાં પ્રગટ થતા હતા; તે વખતનાં સાધનોની ઊણપ, પરંતુ આત્માનાં વાનાંઓની ભરપૂરી દાઊદમાં હતી. ઐહિક વાનાંઓ પ્રત્યે દાઊદમાં અણગમો હતો, પરંતુ સ્વર્ગીય વાનાંઓ પ્રત્યે દીર્ઘદૃષ્ટિ તે રાખતો હતો. જ્યારે એલાહની ખીણમાં દાઊદ અને ગોલ્યાથ સામસામા મેદાને પડ્યા હતા, ત્યારે બે સંસ્કૃતિઓ પણ—હેબ્રી અને પલિસ્તી—એકબીજાની સાથે થઇ હતી. તે વખતે તો પલિસ્તીનું પાસું પાધરૂં પડશે એમ સૌ કોઇને લાગતું હતું, પરંતુ તેનું કંઇ પણ સ્મરણ દુનિયા પર રહ્યું નથી, પણ "જે ઈશ્વરની ઇચ્છા પૂર્ણ કરે છે તે સદા રહે છે" (૧ યોહાન ૨; ૧૭). ઈસ્રાએલ મંડ્યો રહે છે. દાઊદ અને ગોલ્યાથ તેમના જમાનામાં જ હતા એમ નહિ, આજ પર્યંત તેઓની હયાતી છે; કારણ કે તેઓ માત્ર વ્યક્તિઓ હતા એમ નહિ, પરંતુ પ્રકૃતિઓ છે, અને એવી પ્રકૃતિનાં માણસો—આત્મિક મનનાં માણસો, અને "આ જગતનાં માણસો, કે જેઓનો ભાગ આ જિન્દગીમાં છે" (ગી. ૧૭; ૧૪)—આજે પણ છે. આ બે પ્રકારનાં માણસોને વારંવાર એકબીજાની સામે આવવું પડે છે. એક બાજુ માત્ર બળ પર આધાર રાખનાર પાદાર્થિક અને શસ્ત્રાસ્ત્રની કેળવણી; અને બીજી બાજુએ

આત્મિક પ્રકાશ, કે જે ન્યાયીપણા તથા માનવીય સ્વતંત્રતાની હિમાયત કરનારી પ્રજાઓને જ પ્રાપ્ત થાય છે. વળી દરેક કોમમાં પણ ઇસ્રાએલી અને પલિસ્તી જેવાં માણસો હોય છે. જ્યારે જ્યારે આપણે દીનતાથી અને સત્ય મનપૂર્વક અદૃશ્ય વાનાં તરફ ફરીએ છીએ, પર્વતો તરફ આપણી દૃષ્ટિ ઊંચી કરીએ છીએ, અને શાશ્વત વાનાં પર ચિત્ત લગાડીએ છીએ, ત્યારે ત્યારે આપણે જેનામાં કંઈ કપટ નથી એવા ખરા ઇસ્રાએલી છીએ, પરંતુ જ્યારે જ્યારે આપણા મનોવિકારો આપણા પર અમલ કરે છે, જ્યારે જ્યારે આપણા શત્રુને આપણે પાશવી બળથી કચડી નાખવા માગીએ છીએ, જ્યારે જ્યારે આપણામાં અદેખાઇ ઉપજે છે, જ્યારે જ્યારે આપણે પશુપ્રકૃતિ ધારણ કરીએ છીએ, જ્યારે જ્યારે માત્ર સત્તા અને સફળતાને જ આપણે માન આપીએ છીએ, ત્યારે ત્યારે આપણે પલિસ્તીમાંના પલિસ્તી છીએ, એમ જાણવું. અને દુનિયાને માટે પ્રભુએ જે વહીવટ ઠરાવ્યો છે, તેમાં પલિસ્તીપણાને સ્થાન નથી, એટલું નક્કી જાણવું.

## પ્રકરણ ૧૦મું

# શાઊલની અદેખાઈ—દાઊદ અને યોનાથાનની મૈત્રી

(૧ શમ. અધ્યાય ૧૮-૨૦)

**દાઊદ અને યોનાથાન**—ગોલ્યાથ મરણ પામ્યો, એટલે પલિસ્તીઓ વેરણખેરણ થઇ ગયા, અને સૌ તેમનાં નગરોમાં ભરાઈ ગયા, પરંતુ વિજયવંત હેબ્રીઓ તેમની પૂઠે પડીને ઠેઠ નગરના દરવાજાઓ સુધી તેમને મૂકી આવ્યા. દાઊદના હાથમાં તો પલિસ્તી યોદ્ધાને માર્યાનાં પ્રમાણો હતાં. તેને રાજા શાઊલની હજૂરમાં દાખલ કરવામાં આવ્યો, ને તે એની મુલાકાત થઇ, તે એનો આ પરિચય બહુ યાદ રાખવા લાયક છે એ પરિચય વખતે શાઊલ શું બોલ્યો હતો તેને લીધે તે યાદ રાખવાલાયક છે એમ નહિ, પરંતુ તે વખતે જે મિત્રાચારી બંધાઈ તેને લીધે ખરી આદર્શ મિત્રાચારી કેવી હોવી જોઇએ, એ જો જાણવું હોય તો આ વખતે થએલી મિત્રાચારીનું સ્મરણ કરવાથી તે માલૂમ પડશે. આ વખતે શાઊલને પડખે તેનો પુત્ર એટલે ઈસ્રાએલનો રાજપુત્ર ઊભો હતો. દાઊદે ગોલ્યાથને હણ્યો હતો, અને એમ કરતાં જે દેશપ્રીતિ, વિશ્વાસુપણું અને વિનય તેણે બતાવ્યાં હતાં, તે જોઇને યોનાથાનના હૃદયમાં એવા ઉત્તમ ગુણો દર્શાવનાર પ્રત્યે પ્રેમનો પલીતો પ્રકટ્યો. "યોનાથાનનો જીવ દાઊદના જીવની સાથે એક ગાંઠ થઈ ગયો, ને યોનાથાન તેના પર પોતાના પ્રાણસમાન પ્રીતિ કરવા લાગ્યો" (૧ શમ. ૧૮; ૧). મિત્રાચારી બાંધવી એ તો હેબ્રી લોકોનું ખાસ લક્ષણ હતું; અને ખરી મૈત્રીમાંથી કેવા આનંદો ઉદ્‌ભવે છે તે તેમણે ઘણાં શાસ્ત્રવચનોમાં જણાવ્યું કે :—

"પણ તે તુંજ છે, તું જે મારા સરખા દરજ્જાનો પુરુષ,
મારો ભાઇબંધ અને મારો દિલોજાન મિત્ર!" (ગી.શા. ૫૫;૧૩).

"વિશ્વાસુ મિત્ર એ જિંદગીનું ઓષધ છે" (સિરાક ૬; ૧૬).

"મિલાપનો જમણો હાથ" (ગલાતી. ૨; ૯).

**અદેખાઇનો રોગ**—એલાહ આગળ ઈસ્રાએલીઓને જે વિજય મળ્યો તેમાંથી બે પરિણામો નીપજ્યાં. એક તો એ વિજય મેળવ્યા પછી લોકોનાં હૃદયોમાં દાઊદને ઉન્નત આસન મળ્યું; રાજાનો તથા દરબારનો ચાહ તેણે સંપાદન કર્યો, અને શાઊલ રાજાનો પાટવી કુંવર દાઊદની સાથે અખંડનીય કરારથી જોડાયો; એ ઉપરાંત શાઊલની બીજી દીકરી તેની સાથે પ્રેમમાં પડી. "શાઊલની દીકરી મીખાલને દાઊદ સાથે પ્રીતિ બંધાઈ હતી; તેઓએ શાઊલને એ વાત કહી ને તે તેને પસંદ પડી" (૧ શમ. ૧૮; ૨૦). આ બધું તો દાઊદના લાભમાં હતું. પરંતુ એ વિજયથી કેટલુંક અનિષ્ટ પરિણામ પણ આવ્યું, અને તેનું કારણ તો રાજાના મનની સ્થિતિ અને તેનો ચીઢિયેલ તથા ઠેકાણા વગરનો સ્વભાવ, એ હતું. શાઊલને ઠેકાણે જો કોઇ બીજો માણસ હોત તો દાઊદે જે મહા વિજય મેળવ્યો હતો તેને લીધે દાઊદ પર તે ફિદાફિદા થઇ ગયો હોત; પરંતુ શાઊલ તો એથી ઊલટી પ્રકૃતિનો હતો. તેનું મગજ તેના પોતાના જ વિનાશને અર્થે અંધરાઇ ગયું હતું, અને જે જોઇને બીજા માણસના મનમાં અભિમાન ને આનંદ ઊપજ્યા હોત, અને જે તેણે પોતાના તથા પોતાના રાજ્યના હિતને અર્થે ઉપયોગમાં લીધું હોત, તે શાઊલની દૃષ્ટિમાં પોતાને હાનિકારક ને જોખમરૂપ લાગ્યું; કારણ કે તેને તો જ્યાં જુએ ત્યાં સંકટનાં વાદળાં જ ઘેરાએલાં દેખાતાં, તેથી દાઊદની ઉન્નતિ જોઇ તેના મનમાં ભીતિ પેઠી. રાજાને એવું ભય લાગ્યું, કે હવે લોકો આથમતા સૂર્યના કરતાં ઉગતાને પૂજશે, અર્થાત્ હવે મને માન આપવાનું મૂકીને લોકો દાઊદને માન આપશે. અને કેટલીક જગાઓમાં એવું થયું પણ ખરૂં; કારણ કે જ્યારે સૈનિકોને વધાવી લેવાને ગાનારી ને નાચ કરનારી સ્ત્રીઓ બહાર નીકળી, ત્યારે દાઊદને તેઓએ એવા શબ્દોથી વધાવી લીધો, કે

"શાઊલે સહસ્રોને,
અને દાઊદે દશ સહસ્રોને સંહાર્યા છે" (૧ શમ. ૧૮; ૭).

પરંતુ આ શબ્દો તો શાઊલના અદેખા મનને કારી ઘા સમાન સાલવા લાગ્યા. શાઊલના મનમાં જે શંકા અને ભીતિએ પ્રવેશ કર્યો હતો, તે ૧૮મા અધ્યાયની ત્રણ કલમોમાં એવી નિશ્ચયતાથી બતાવેલો છે, કે

શાઊલ દાઊદથી ડરતો હતો, એ વાતની કશી શંકા કોઇને રહે જ નહિ: "શાઊલ દાઊદથી બીતો હતો" (૧ શમ. ૧૮; ૧૨); "શાઊલને તેની બીક લાગતી હતી" (૧ શમ. ૧૮; ૧૫); "ત્યારે શાઊલ દાઊદથી અગાઉ કરતાં પણ વધારે બીવા લાગ્યો" (૧ શમ. ૧૮; ૨૯).

શાસ્ત્રની શૈલી કેટલી સુઅહું છે, તે હૃદયની બે મહાન લાગણીઓને એકબીજાની પાસે પાસે મૂકવામાં આવેલી છે તે પરથી દેખાય છે. એક બાજુએ શાઊલ અને દાઊદ વચ્ચે ખરેખરી શત્રુતા દર્શાવવામાં આવે છે, ત્યારે બીજી બાજુએ યોનાથાન અને દાઊદ વચ્ચે કેટલી મિત્રતા જામી હતી, તેનું દર્શન કરાવવામાં આવે છે: "પ્રીતિ મોત સમાન બળવાન છે; ઈર્ષા શેઓલ જેવી ક્રૂર છે" (ગીત. ૮; ૬). શાઊલે જે ક્રોધાવેશને છૂટો મૂક્યો હતો તેમાં તે કેટલે દરજ્જે ગુનેગાર છે, એ કહેવું બહુ મુશ્કેલ છે. તેનો ક્રોધાવેશ તેની અદેખાઇને કારણે જ હતો. મનુષ્યપ્રકૃતિમાં કેટલીક વૃત્તિઓ પરંપરાથી ઊતરી આવેલી છે, અને કેટલીક આપણે જાતે સંપાદન કરેલી છે; પરંતુ તેઓને ઉશ્કેરવી એ નાશકારક છે, એ આપણે સૌ જાણીએ છીએ. બધા પ્રકારનાં પાપ અમુક મુદ્દત પછી નિરંકુશ અથવા અવશ્ય બને છે. વહાણનું હોકાયંત્ર તથા સુકાન નાશ પામે છે, ને વહાણ ભાંગી જાય છે, ત્યારે જેમ અંધકાર થઇ રહે છે, તેમ જ્યારે ઇચ્છાશક્તિ નબળી પડી જાય છે ત્યારે દેહનાં પાપો ને માનસિક પાપો વિકાસ પામીને એક પ્રકારનો નૈતિક ચિત્તભ્રમ ઊપજાવે છે. શાઊલની જે ભૂલ થઇ હતી તે એ કે તેણે પહેલું પગથિયું જ ખોટું આરંભ્યું હતું; જો તેણે આરંભથી જ સાવચેતી રાખી હોત તો તેને માથે માઠો દિવસ આવ્યો ન હોત. આપણ સર્વેને માટે પણ એજ ચેતવણી છે. શરૂઆતથી જ સામે થવું જોઇએ. કેટલાક માણસો સમૂળગા નીતિભ્રષ્ટ થએલા આપણા જોવામાં આવ્યા છે; નીતિભ્રષ્ટતાની સાથે સાથે દૈહિક ભ્રષ્ટતા પણ જોવામાં આવે છે; અને એવા મનુષ્યનો આખો સ્વભાવ એટલો બધો ભ્રષ્ટ થઇ ગએલો હોય છે, કે "એવો માણસ સુધરે એવી શું કંઇ આશા રાખી શકાય? શું આ ક્ષય પામેલી શિરાઓ અને આ જીર્ણ થઈ ગએલો સ્વભાવ પાછાં પુનર્સ્થાપિત થઇ શકે?" એવો જ સવાલ આપણા મનમાં ઊઠે. તંદુરસ્ત મનવાળાં જુવાન સ્ત્રીપુરુષો આવાં નીતિભ્રષ્ટ અને

શરીરભગ્ન મનુષ્યોના દાખલા જોઇને હબકી જાય છે. પરંતુ તેઓએ અત્યારથી એવું પણ લેવું જોઇએ કે જો મને પાપી જિન્દગીનો અંત નથી ગમતો, તો મારે પ્રથમથી જ પાપની સાથે યુદ્ધ રચવું જોઇએ, કારણ કે કોઇ પણ પાપકર્મની શરૂઆત કરવી એ તો ખાડામાં લઇ જનાર ઢળતા માર્ગ પર પહેલું પગલું ભરવા બરાબર છે.

શાઊલે પોતાના ઉરમાં અદેખાઇરૂપ સર્પને ઉછેર્યો હતો, અને તેનો જ ઉછેરેલો સર્પ હવે તેને ડંસે છે. ઇર્ષા ખરેખર ભયંકર રાક્ષસ છે. જે તેને પાળે છે તેનો જ નાશ તે કરે છે.

હવે દાઊદ તરફ જરા દૃષ્ટિ કરીએ. તેને મોટી ફતેહ મળી હતી ખરી, પરંતુ તેનો ઉમદા સ્વભાવ એ ફતેહપ્રાપ્તિથી ફુલાઇ ગયો નહોતો. તેના વિષે લખેલું છે, કે "દાઊદ પોતાનાં સર્વ કામકાજમાં ડહાપણથી વર્તતો, ને યહોવાહ તેની સાથે હતો" (૧ શમ. ૧૮ ; ૧૪). "સર્વ ઇસ્રાએલ તથા યહુદાહ દાઊદ ઉપર પ્રીતિ રાખતા હતા" (૧ શમ. ૧૮; ૧૬). "તે ઘણો જ લોકપ્રિય થઇ પડયો" (૧ શમ. ૧૮ ; ૩૦).

શાઊલના મનની ઇર્ષા તો તેને માનસિક અને નૈતિક રોગરૂપ થઇ પડી. તેનો "દુષ્ટ આત્મા" હવે તેના પર ફાવી ગયો હતો, અને તેના જોરે તેણે પોતાના થનાર જમાઇને મારી નાખવાનો પ્રયત્ન કર્યો. એ દુષ્ટ હેતુ સાધવાને શાઊલે પોતાની દીકરી મીખાલની પહેરામણી બદલ દાઊદ પાસે એકસો પલિસ્તીઓનાં અગ્રચર્મ માગ્યાં. દાઊદે તો એકસોને બદલે બસો પલિસ્તીઓને મારી નાખ્યા, ને એવી રીતે રાજાના જમાઇ થવાની શરત પૂરી કરી. શાઊલનો ઇરાદો નિષ્ફળ ગયો, તેથી તે વધારે ક્રોધે ભરાયો. પછી શાઊલે પોતાના ચાકરોની મારફતે દાઊદનો ઘાટ ઘડવાનો રસ્તો લીધો. આ તરકટની વાત યોનાથાનને કાને આવી. યોનાથાન તો દાઊદનો દિલોજાન દોસ્ત હતો, તેથી તેણે તેને બધી વાત કહી દીધી, અને પોતે પોતાના પિતા પાસે જઇ આ દુષ્ટ ધારણા પડતી મૂકવાનું તેની પાસેથી વચન લીધું. પછી દાઊદ પાછો દરબારે આવ્યો પરંતુ એટલામાં પલિસ્તીઓ પર દાઊદે પાછો વિજય મેળવ્યો, એટલે લોકોમાં તેની નામના વધી, એ કારણથી શાઊલનો પિત્તો પાછો

ઉછળ્યો. હવે તો શાઊલ એટલો બધો ઉશ્કેરાઇ ગયો, કે બીજાઓની પાસે દાઊદને મારી નંખાવવાનું રહેવા દઇને તેણે પોતે જ એ કામ હાથમાં લીધું. જ્યારે શાઊલ પર દુષ્ટ આત્મા આવતો, ત્યારે તેનું મગજ ઠેકાણે લાવવાને દાઊદ તેની આગળ વીણા વગાડતો. આવે એક પ્રસંગે ઝેરીલા શાઊલે તેના પર ભાલો ફેંક્યો; પરંતુ દાઊદના સુભાગ્યે ભાલો નિશાન ચૂક્યો, અને જઇને ભીંતમાં ચોંટયો: ત્યાર પછી દાઊદ નાસીને પોતાને ઘેર જતો રહ્યો, પરંતુ રાજાના અંગરક્ષકોએ તરત જઇને તે ઘરને ઘેરો ઘાલ્યો. મીખાલે આ બાબત વિષે દાઊદને ચેતાવ્યો, અને તેને જીવ લઇને નાસી જવાનું કહ્યું. નાસી જવામાં મીખાલે દાઊદને મદદ આપી. ઘરના બધા દરવાજે ચોકી મૂકેલી હતી, તેથી મીખાલે દાઊદને ઘરની બારીએ થઇને નીચે ઉતારી દીધો. પછી દાઊદ નાસી ગયો છે એ વાત કોઇના જાણવામાં ન આવે માટે દાઊદના સૂવાના ખાટલામાં તેણે એક (તરાફીમ)* મૂર્તિને સુવાડી ને ઢોંગ કર્યો, કે એ તો માંદો છે. મીખાલની યુક્તિ પાર પડી. દાઊદ નાસીને નાયોથ જતો રહ્યો. નાયોથ ગામ રામાહમાં આવેલું હતું, અને ત્યાં પ્રબોધકો રહેતા હતા. ત્યાં જઇને દાઊદે બધી હકીકત શમૂએલને કહી. દાઊદ નાયોથમાં છે એ શાઊલને માલૂમ પડયું ત્યારે તેને પકડી લાવવાને તેણે એક પછી એક માણસોની ટુકડીઓ મોકલી. પરંતુ આ માણસો પર તો તે સ્થળના વાતાવરણે અસર કરી, મતલબ કે ત્યાં તો બધે પ્રબોધકો રહેતા હતા, તેથી પ્રબોધકપણામાં તેઓ તલ્લીન થયા. આવી રીતે જેઓ પ્રાણ લેવા આવેલા તેઓ પ્રાર્થના કરવા રહ્યા. આવું એક વખત નહિ પણ ત્રણ વખત બન્યું. આખરે શાઊલ જાતે આવ્યો, પરંતુ તેના પર પણ પ્રભુનો આત્મા ઊતર્યો, અને તે પ્રબોધ કરવા લાગ્યો. શાઊલને પ્રબોધ કરતો જોઇને આજુબાજુના લોકો આશ્ચર્યચકિત થયા, કારણ કે શાઊલ જેવી પ્રકૃતિનો માણસ પ્રબોધ કરે એ તેમને

* "તરાફીમ" એ ઘરમાં રાખવાની મૂર્તિ હતી. એવું લાગે છે કે તે મનુષ્યાકારની હોય. મીખાલે તેને ખાટલા પર સુવાડીને તેના પર ગોદડી, અથવા વાળની ગૂંથેલી મચ્છરદાની ઓઢાડી હતી. તરાફીમ મૂર્તિઓને ઘણે ભાગે સ્ત્રીઓ ઘરમાં રાખતી, અને તાવીજ જેવી તેમને માનતી. તરાફીમ રાખવી એ સૌભાગ્ય છે, એવું તેઓ માનતી (જુઓ ઉત્પત્તિ ૩૧ ; ૧૯).

અસંભવિત લાગતું હતું; તેથી જેમ આગળ એક વખત બન્યું હતું (૧ શમ. ૧૦; ૧૧) તેમ આ વખતે પણ લોકો કહેવા લાગ્યા, કે "શું શાઊલ પણ પ્રબોધકોમાં છે?" (૧ શમ. ૧૯; ૨૪). શાઊલનું મગજ ચકડોળે ચઢયું હતું તેથી ઘડી ઘડીમાં તેના રંગ બદલાતા હતા, એટલું બતાવવા પૂરતા આ બધા બનાવો અહીં બતાવવામાં આવેલા છે.

**મિત્રાચારીનું દર્પણ** (૧ શમ. અધ્યા. ૨૦)—દાઊદ અને યોનાથાન એ બેની ગાઢ મિત્રાચારીમાં જે જે મુખ્ય મુખ્ય બનાવો બન્યા તેનું વર્ણન બહુ જ આકર્ષક શૈલીમાં આ અધ્યાયમાં કરવામાં આવ્યું છે. રામાહથી દાઊદ છાનોમાનો ગિબઆહમાં આવ્યો, અને પોતાના મિત્ર યોનાથાનને મળ્યો. બે મિત્રોનો આ વખતનો મિલાપ અતિ ખેદજનક હતો. એટલી બધી ક્રૂરતાથી શાઊલ દાઊદને સતાવતો હતો, કે છેક નિરાશ થઇને તેણે યોનાથાનને કહ્યું, કે "મારી તથા મોતની વચ્ચે ફક્ત એક ડગલું જ રહ્યું છે" (૧ શમ. ૨૦; ૩). દાઊદ અને યોનાથાનની મૈત્રી તો સાધારણ નહોતી. તેઓનો પ્રેમ માત્ર ઉપરછલો નહોતો. તેઓની વચમાં કશી ગુપ્તતા નહોતી. તેઓનાં અંતઃકરણો એકબીજાની આગળ ખુલ્લાં જ હતાં. દાઊદનો નિસાસો સાંભળી યોનાથાને કહ્યું, કે "તારી શી ઇચ્છા છે તે મને જણાવ, ને હું તે પ્રમાણે કરવા તૈયાર છું" (૧ શમ. ૨૦; ૪). ખરી આદર્શ મિત્રતા માત્ર સજ્જનોમાં જ જોવામાં આવે છે. જેમ માણસ સારો તેમ તે સારો મિત્ર થઇ શકે છે; અને જ્યાં સજ્જનોમાં ખરી મૈત્રી હોય ત્યાં તેઓ એકબીજાને માટે જેટલું કરે તેટલું ઓછું. પ્રેમ કંઇ જ બાકી રાખતો નથી. સામાને માટે વધારેમાં વધારે હું શું કરી શકું એજ પ્રેમનું ધોરણ છે. પ્રેમ પોતાને કૃત્યમાં પ્રગટ કરવા ઇચ્છે છે.

ચંદ્રદર્શનનો દિવસ નજીક હતો. આ દિવસે ઇસ્રાએલી લોકો કુટુંબવાર એકઠા થતા, અને મહા આનંદથી તે ઉજવતા હતા. રાજા પણ તે દિવસે પોતાના દરબારીઓને ખાણું આપતો. હવે દાઊદે અને યોનાથાને આપસઆપસમાં એવી ગોઠવણ કરી, કે શાઊલનું મન દાઊદ પ્રત્યે ખરેખરૂં કેવું છે તે ચંદ્રદર્શનની ઉજાણી વખતે યોનાથાને જાણી

લેવું. એ ને એજ બાબતના બીજા હેવાલમાં જણાવેલું છે, કે તેઓની આ ગોઠવણ ગુપ્ત રહે એ માટે તેઓ ખેતરમાં ગયા, ને ત્યાં જઇને જેટલી વાત કરાય તેટલી કરી. અહીં તેઓએ નવેનામે પ્રતિજ્ઞાઓ લીધી, અને બન્ને જણે એકબીજાની આગળ પોતાનું હૃદય ખોલીને વાત કરી. જ્યારે જ્યારે બે કે વધારે મિત્રો એકલા ફરતા હોય છે ત્યારે તેઓ એજ પ્રમાણે એકબીજાને પોતાનું હૃદય સોંપે છે, એવું સર્વ જમાનાના મિત્રોની વાત પરથી જણાયું છે. હવે પછી શું બનવાનું છે તેના ભણકારા જાણે યોનાથાનને કાને ન આવતા હોય, તેમ દાઊદની આગળ તે ઉમદા મનનો શૂરો યોનાથાન કાલાવાલા કરીને તેની કૃપાની યાચના કરે છે. એ વાંચતાં કોના મનમાં લાગણીનો ઉદ્ભવ થયા વિના રહે! પોતાના પિતાના ઘરનો તથા તેના રાજ્યનો અંત નજદીક હતો એવું યોનાથાન કળી ગયો હતો, પરંતુ જે થાય તે અપૂર્વ નિઃસ્વાર્થતાથી તેણે સ્વીકારી લીધું. યોનાથાનની ઇચ્છા તો વરરાજા થવાની નથી, પરંતુ વરરાજાનો મિત્ર થવામાં જ તેની ઇચ્છાની પરિપૂર્ણતા છે. ખેતરના એકાંત ખૂણે આ બે જુવાન માણસોએ "મરણ તેઓને જુદા ન પાડે" ત્યાં સુધી એકબીજાના મિત્રો થઇ રહેવાનો કરાર કર્યો. યોનાથાને દાઊદને વધારામાં કહ્યું, કે "મારા કુટુંબ પરથી પણ કોઈ કાળે તારી કૃપા ઉઠાવી લઇશ નહિ" (૧ શમ. ૨૦; ૧૫). અને "દાઊદ ઉપરના પોતાના પ્યારની ખાતર યોનાથાને તેની આગળ ફરીથી સમ ખાધા" (૧ શમ. ૨૦; ૧૭).

આ કરાર થયા પછી બીજે દિવસે રાજાને ત્યાં ચંદ્રદર્શનનો ઉત્સવ હતો. ત્યાં યોનાથાને દાઊદના લાભમાં જે કહેવાય તે કહ્યું, પરંતુ શાઊલ એકનો બે થયો નહિ. તે તો ખૂબ ક્રોધે ભરાયો. તે તેના દીકરા યોનાથાન પર પણ અતિ ક્રોધાયમાન થયો, અને તેને "આડી [તથા] પતિદ્રોહી સ્ત્રીનો છોકરો" (૧ શમ. ૨૦ ; ૩૦) કહ્યો. પોતાની માનું ભરસભામાં અપમાન થએલું જોઈ યોનાથાન તે સાંખી શકયો નહિ, તેથી "તે ઘણો ક્રોધાયમાન થઇને ખાણા ઉપરથી ઊઠી ગયો" (૧ શમ. ૨૦ ; ૩૪). "શાઊલે તેને મારવા સારૂ પોતાનો ભાલો તેની તરફ ફેંકયો" (૧ શમ. ૨૦; ૩૩). હવે આથી વિશેષ શું કરવાનું બાકી રહ્યું! બીજે દિવસે ઠરાવેલી જગાએ દાઊદને મળવાને યોનાથાન ગયો, અને તેઓ બન્ને

એકલા હતા, ત્યારે ખાણા વખતે થએલી બધી હકીકત યોનાથાને દાઊદને વિદિત કરી. આ વખતની મુલાકાત બહુજ હૃદયભેદક હતી, કારણ કે આ તેઓની છેલ્લી મુલાકાત હતી. હવે તેઓ એકબીજાની વિદાયગીરી લેવાના હતા. ખરા મિત્રો વિખૂટા પડે છે, ત્યારે તે તેમને મોતસમાન ઘા લાગે છે. આ બે મિત્રો મહા મહેનતે એકબીજાથી વિખૂટા પડ્યા. વિખૂટા પડ્યા પહેલાં "દાઊદે [યોનાથાનને] ત્રણ વાર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં; તેઓએ એકબીજાને ચુંબન કર્યું તથા એકબીજાને ભેટીને રડ્યા, એટલે સુધી કે શોકના આવેશથી તદ્દન વશીકૃત થઇને દાઊદ છેક નિર્ગત થઇ ગયો" (૧ શમ. ૨૦; ૪૧). "ત્યારે યોનાથાને દાઊદને કહ્યું, કે 'શાંતિથી જા, મારી તથા તારી વચ્ચે યહોવાહ રહો'" (૧ શમ. ૨૦; ૪૨). "શાંતિથી જા," એવી સલામ તેઓએ એકબીજાને કરી, એનો અર્થ એ છે, કે તેઓનાં હૃદયોમાં એટલો બધો ઊભરો હતો કે વાતચીતની જગા રહી નહોતી. અશ્રુથી અંધ બનીને તેઓ એકબીજાની પાસેથી વિદાય થયા.

આ બે ઘાડ મિત્રોની આ મુલાકાત ખરેખર અવિસ્મરણીય હતી, અને તેનું વર્ણન અકથ્ય હતું. બીજું કંઈ નહિ તો એકલી આ મુલાકાતથી જ "મિત્રોનું દર્પણ" એવી સંજ્ઞા પામવાને બાઇબલ યોગ્ય ઠરે છે.

તેઓની આ મુલાકાત પછી ફરીથી એક જ વાર તે બન્ને ફરી મળ્યા. તે વખતના અનુપમ ચિત્રમાં જે કંઇ અપૂર્ણતા હતી તે આ વખતે પૂર્ણ કરવામાં આવે છે. દાઊદનો સમય આ વખતે બહુ જ કટોકટીનો હતો. દાઊદને પકડવાને શાઊલના ગુપ્તચરો નિત્ય તેની શોધ કરી રહ્યા હતા. એવે વખતે "યોનાથાન ઊઠીને હોરેશમાં તેની પાસે ગયો, ને દેવને નામે તેને હિમ્મત આપી" (૧ શમ. ૨૩; ૧૬). ત્યાર પછી યોનાથાન જે મોટું મન બતાવે છે તેની તોલે આવે એવું ગદ્ય કે પદ્ય કોઇ પણ સાહિત્યમાં ક્યાંય મળતું નથી. આ તો મિત્રતાની પરિસીમા હતી. તે દાઊદને કહે છે, કે "તું ઇસ્રાએલનો રાજા થશે, ને **હું તારાથી બીજે દરજ્જે હોઇશ**" (૧ શમ. ૨૩; ૧૭). આ પ્રેમ કેવો અનુપમ! ખરા પ્રેમને તો પંક્તિ જોઇતી નથી, પરંતુ વ્યક્તિ જોઇએ છે. આપણો

પ્રભુ આ તૃષ્ણા તૃપ્ત કરે છે—"જ્યાં હું છું ત્યાં તમે પણ રહો" (યોહાન ૧૪; ૩). હું અને તું !

નિ:સ્વાર્થવૃત્તિ, મોટું મન અને અદ્વિતીય એકનિષ્ઠા એ તો યોનાથાનના લક્ષણમુકુટમાં મણિરૂપ છે. યોનાથાન જો કે રાજા બનવાને કદી જ ભાગ્યશાળી ન બન્યો, તોપણ સર્વ લોકોના હૃદયાસન પર તો તે વિરાજે છે. પરંતુ દાઊદનો સ્વભાવ પણ કેટલો ઉત્તમ કે યોનાથાન જેવા માણસનો ચાહ તેણે સંપાદન કર્યો અને અંત પર્યંત તે ટકાવી રાખ્યો. આ બધા પરથી આપણે જોઇ શકીએ છીએ કે યિશાઇનો દીકરો તે કંઇ પદવીશોધક કે યુક્તિખોર નહોતો. તેની જગાએ કોઇ બીજો હોય તો કદાપિ જરૂર યોનાથાનની મિત્રાચારીનો અઘટિત લાભ લે; પરંતુ દાઊદ એવો નહોતો. તે પણ યોનાથાનના જેવો જ વિશાળ હૃદયનો હતો. યોનાથાન દાઊદ પર ભરોસો રાખતો હતો, પણ દાઊદે એ ભરોસાને ઈસ્રાએલના રાજ્યાસન પર ચઢવા માટે મહદાકાંક્ષાની સીડીરૂપ બનાવ્યો નહિ. પ્રેમની દૃષ્ટિ અતિ તીવ્ર હોય છે, અન્યમાં કપટનો અણસારો હોય તોપણ તે જોઈ શકે છે; પરંતુ યોનાથાન જેવા માણસે પોતાના જીવન અને મરણનો આધાર દાઊદ પર રાખ્યો હતો, એજ બતાવી આપે છે, કે યોનાથાનનો સ્વભાવ નિખાલસ હતો, અને તેનામાં કંઈજ કપટ નહોતું. "જેવા જેના મિત્રો તેવો તે માણસ" અર્થાત્ "સોબત તેવી અસર" એ કહેણી જો ખરી હોય, તો એમ કહેવું તદ્દન સત્ય છે, કે દાઊદનું હૃદય નિર્મળ કંચન જેવું હતું, અને તેના પર યોનાથાનનો પ્રેમ, એ તો દાઊદના નિર્મળ સ્વભાવની મુદ્રા તથા નિશાની છે.

## પ્રકરણ ૧૧મું

# દાઊદ બહારવટીઓ અર્થાત્ દાઊદનું બહિષ્કૃત જીવન—અદુલ્લામ

(૧ શમ. અધ્યા. ૨૨–૨૪.)

**દાઊદ બહારવટીઓ**—અહીંથી હવે દાઊદના બહારવટીઆ તરીકેના જીવનની શરૂઆત થાય છે. "તે ઊઠીને વિદાય થયો" (૧ શમ. ૨૦ ; ૪૨), એ નાના વાક્ય પરથી, તેને કેટલું બધું હજી સહેવાનું હતું અને કેટલુ બધું હજી રખડવાનું હતું, તેની અગમસૂચના થાય છે. નાસીને પહેલવહેલો નોબમાં જઈને તેણે આશ્રય લીધો. નોબ યાજકોનું ગામ હતું, અને તે યરૂશાલેમ શહેરની નજીક હતું. શીલોહનો નાશ થયા પછી નોબમાં મંડપ બાંધવામાં આવ્યો હતો, અને ત્યાં આગળ અલીનો પૌત્ર અહીમેલેખ પ્રમુખયાજક હતો. દરેક માણસ પોતાના જમાનાના વાતાવરણમાં ઉછરે છે ; દાઊદ પણ તેવો જ હતો. નીતિ એટલે શું અને તેનું પાલન એટલે શું, એ બાબતમાં જેવો તે જમાનો તેવો તે જમાનાનો પુરુષ દાઊદ પણ હતો. જૂઠાણું અને છેતરપિંડી, એ બેને હાલ જેવું પાપ આપણે ગણીએ છીએ તેવું તે સમયે ગણાતું નહોતું. દાઊદે અહીમેલેખને ફોસલાવ્યો, કે "રાજાએ મને એક કામ ફરમાવ્યું છે" (૧ શમ. ૨૧ ; ૨). એ કામે પોતે તથા પોતાના સાથીઓ નીકળેલા છે, એવું દાઊદે અહીમેલેખના મનમાં ભર્યું, અને તે માટે પોતાને તથા પોતાના સાથીઓને જે કંઈ મદદ જોઈએ તેની માગણી તેણે અહીમેલેખ પાસે કરી. તેણે તેને કહ્યું કે, "મને પાંચ રોટલી, અથવા જે કંઇ તૈયાર હોય તે આપ" (૧ શમ. ૨૧ ; ૩), પરંતુ અહીમેલેખ યાજક પાસે "પવિત્ર રોટલી" સિવાય "સાધારણ રોટલી" બિલકુલ નહોતી, હવે પવિત્ર રોટલી તો વેદીની મેજ પર મૂકવામાં આવતી, અને તેના વિષે એવો નિયમ હતો, કે "તે હારૂનની તથા તેના પુત્રોની થાય; ને પવિત્ર જગાએ તેઓ તે ખાય" (લેવીય ૨૪ ; ૯). એમ

છતાં પણ આ ભૂખ્યા માણસોને એ રોટલી આપવામાં આવી, અને તેનું કારણ તો આ બાબત પર વાત કરતાં આપણો પ્રભુ જે જણાવે છે (માત્થી ૧૨; ૪) તેજ છે, એટલે કર્મક્રિયાના કોઇ પણ નિયમ કરતાં દયા કરવી એ ચઢિયાતી વાત છે. રોટલી મળ્યા પછી દાઊદે અહીમેલેખ પાસેથી શસ્ત્રોની માગણી કરી, કારણ કે તેને ઉતાવળથી નીકળવું પડ્યું હતું, અને ઉતાવળમાં શસ્ત્રો સાથે લેવાનું તે વિસરી ગયો હતો. યાજકે ગોલ્યાથની તરવાર લાવીને આપી. દાઊદે તેનો સ્વીકાર કરતાં કહ્યું, કે "એના જેવી બીજી એકે નથી, એ મને આપ" (૧ શમ. ૨૧; ૯). "યાત્રાકારી"ના કર્તા જોન બન્યનને બાઇબલના વિલક્ષણ ફકરાઓમાંથી પણ આત્મિક અર્થ જડતો હતો, આત્મિક અનુભવનું મહત્ત્વ કેટલું છે તે આ દાખલામાં જોઇને બન્યન કહે છે, કે "ગોલ્યાથની તરવાર જેવું દાઊદની દૃષ્ટિમાં બીજું કંઈજ નહોતું, કારણ કે એ તરવારને જોતાં જ, અને તેનું સ્મરણ થતાં જ, પ્રભુએ તેનો કેવો મોટો બચાવ કર્યો હતો, તે તેને સાંભરી આવ્યું."

પરંતુ દાઊદ નોબમાં ગયો, તેને પરિણામે એ નગર પર ખૂનખાર આપત્તિ આવી પડી. બન્યું એવું કે દોએગ અદોમી નામનો શાઊલનો ચાકર તે વખત નોબમાં હતો. શુદ્ધિકરણને માટે તેને ત્યાં પવિત્રસ્થાનમાં રાખવામાં આવ્યો હતો, નૈતિક અને નૈયમિક અશુદ્ધતાના ચેપથી દૂર રાખવાનું એ એક જાતનું કવોરન્ટાઈન હતું. ત્યાંથી નીકળીને દોએગે બધી હકીકત રાજાને વિદિત કરી. પરિણામ એ આવ્યું કે, નોબમાં જેટલા યાજકો હતા તે સર્વની તથા ત્યાંનાં બીજાં કેટલાંક માણસોની રાજાએ કતલ કરાવી. કેટલાએક વિદ્વાનોનું માનવું એવું છે, કે "ગીતશાસ્ત્ર"ના પરમા ગીતમાં જે કહેલું છે તે દોએગના સંબંધમાં કહેલું છે: "અરે જુલમગાર, તું ભૂંડાઇનું અભિમાન કેમ કરે છે?" (ગીત. પર; ૧). દાઊદની પ્રેરકબુદ્ધિ એવી હતી, કે તેનાથી જાણે કે અજાણે કંઇ પણ ભૂંડું થાય તો તરત તેની લાગણી તેને થઇ આવતી. એજ પ્રમાણે આ વખતે પણ તેને થયું. તેના ઢોંગી કૃત્યના પરિણામે ઘણાં નિર્દોષ માણસોનો સંહાર થયો, એ જોઇને તેનો આત્મા કલેશિત થયો. પોતાને જે મનસંતાપ થયો હતો તે દર્શાવવાને, તથા એ

હીણુકર્મમાં પોતે કેટલો જવાબદાર છે તે સમજીને તેણે અબ્યાથારને (બધા યાજકોમાંથી માત્ર અબ્યાથાર બચી જવા પામ્યો હતો) કહ્યું, કે "તારા બાપના કુટુંબના સર્વ માણસોના મોતનું કારણ હું જ થયો છું" (૧ શમ. ૨૨; ૨૨). દરેક દુષ્ટ કામનો બદલો ભરવો જ પડે છે. કોઇ પણ જાતનું એવું એક દુષ્ટ કામ નથી કે જે ફાવી જાય. એવાં દુષ્ટ કૃત્યોમાંનું એક જૂઠાણું છે, અને તે તો જરૂર પકડી પાડવાનું જ.

નોબથી નાસી જઇને દાઊદ અદુલ્લામની ગુફામાં ભરાયો. અદુલ્લામની ગુફા અને બેથલેહેમની વચ્ચે બારેક માઇલનું અંતર આવેલું છે. ગુફાની પાસે ખીણમાં પાણી છે. તે ગુફા એક ટેકરીની પાસે આવેલી છે, અને તેની નજદીક બીજી ઘણી મોટી નાની ગુફાઓ આવેલી છે, તે ઘણે ભાગે કુદરતી નહિ પણ બનાવેલી છે. અહીં દાઊદ આવ્યો. આ જગાએ તેનાં સગાંસ્નેહીઓ, અબ્યાથાર યાજક અને ગાદ પ્રબોધક, એ સર્વ તેના સંઘમાં દાખલ થયાં. એ ઉપરાંત "જેઓ દુ:ખી, દેવાદાર તથા અસંતોષી હતા, તેઓ સર્વ તેની પાસે એકઠા થયા" (૧ શમ. ૨૨; ૨). આવા જાતજાતના હેતુઓથી આવેલા લોકોનો "તે સરદાર બન્યો." અદુલ્લામની ગુફા કુદરતી રીતે જ કિલ્લારૂપ હતી. બધા મળીને દાઊદ પાસે ચારસો માણસો હતા, અને તે બધાનો તે ઉપરી હતો. પરંતુ તેની સ્થિતિ ભયભરેલી હતી, તેથી તેણે પોતાનાં માબાપની ખાસ કાળજી લીધી, અને મોઆબનો રાજા (રૂથ ૪; ૧૮,૧૯) જે તેમનો દૂરનો સગો હતો તેની રક્ષા તળે તેણે તેમને મોકલી દીધાં, અને તેને કહ્યું, કે "દેવ મારે માટે શું કરવાનો છે એ મારા જાણવામાં ન આવે ત્યાં સુધી કૃપા કરીને" તેમને તારી પાસે રાખ (૧ શમ. ૨૨; ૩).

**બેથલેહેમનો કૂવો**—૨ શમ. ૨૩; ૧૩–૧૭માં દાઊદના ત્રણ શૂરવીર પુરુષોના શૂરાતનની વાત આવે છે. એ વાત દાઊદ અદુલ્લામમાં રહ્યો તે દરમિયાન બની. શું કરવું તેની સૂઝ ન પડે એવી સ્થિતિમાં આ વખતે શાઊલ આવી પડેલો હતો. પલિસ્તીઓ તો આખા દેશ પર આમતેમ ભટકતા હતા; યરૂશાલેમની આસપાસ રાક્ષસોની ખીણ (રફાઈમ)માં અને ઠેઠ બેથલેહેમ સુધી તેઓની ટોળીઓ ભટકતી હતી. અહીં આગળ દાઊદને પોતાનું ઘર યાદ આવ્યું. તે જુવાન હતો અને

બેથલેહેમના કૂવા આગળ બીજા છોકરાઓની સાથે રમતો હતો તે દિવસોનું સ્મરણ તેને એકાએક થઈ આવ્યું. કદાચ આ વખતે સંધ્યાસમય હશે. કારણ કે વિશેષત: સંધ્યાકાળે જ એવા પૂર્વકાળના બનાવો યાદ આવે છે. બેથલેહેમનો કૂવો યાદ આવતાં તેનું પાણી પીવાને તે તલપાપડ થયો: "બેથલેહેમના દરવાજા પાસેના કૂવાનું પાણી મને પીવાને કોઇ લાવી આપે તો કેવું સારૂં!" (૨ શમ. ૨૩; ૧૫). નાનપણમાં એ કૂવા આગળ તે રમ્યો હશે, તેનું પાણી તેણે પીધું હશે, એનું પુનઃસ્મરણ અત્યારે તેને થયું. ખરૂં જોતાં પાણીનો શોચ તેને નહોતો, પરંતુ એ તો યુવાવસ્થાની યાદ હતી તે વખતે તેના મનમાં ભવિષ્યને માટે જે જે આશાઓ હશે, શાંતિનું જે પ્રાધાન્ય હશે તે બધું અત્યારે સ્ફુરી આવ્યું. દાઊદનો જુવાનીનો સમય અને અત્યારનો સમય છેક જુદા હતા. તે વખતની તેની શાંતિમય સ્થિતિ અને અત્યારની કફોડી સ્થિતિમાં આકાશકુસુમવત્ અંતર હતું. તે વખતે બેથલેહેમ આશાનું આસ્પદ હતું, અત્યારે તે નિરાશાનું નિવાસસ્થાન થઇ બેઠું હતું.

"અરે કાળચક્ર, ગતિ કર તું પાછળ,
માત્ર આજ રાત માટે, બનાવ મને બાળ અબળ."

દાઊદે પાણી પીવાની પોતાની ઇચ્છા પૂરેપૂરી જાહેર કરી નહોતી. હજી તો તેનો નિસાસો તેના મુખમાં જ હતો, એટલામાં તો પેલા "ત્રણ શૂરા માણસોએ" તે સાંભળી લીધું. તેઓનો સરદાર મહા પુરુષ હતો; તેનો અભિષેક થયા પહેલાંથી પણ તે નરપતિ હતો. પાછળથી તેને ઇસ્રાએલનો દીવો (૨ શમ. ૨૧; ૧૭) અને પ્રિય કહેવામાં આવ્યો (જુઓ ગીત. ૨૨; ૨૦: ૩૫; ૧૭ જૂની આવૃત્તિ); પરંતુ વાર્તા પરથી લાગે છે કે પહેલેથી જ એ સંજ્ઞાઓ તેને શોભતી હતી. દાઊદના અજાણતાં પેલા ત્રણ શૂરવીરો પોતાની છાવણીમાંથી નીકળ્યા, પલિસ્તીઓની છાવણીમાંથી શૂરાતન બતાવીને પાર ગયા, અને જે સાહસ ખેડવાને તેઓ નીકળ્યા હતા તે ખેડીને મહા મૂલ્યવાન પાણી લઇ પોતાની છાવણીમાં પાછા આવ્યા. આ જોઇને રાજાએ વચન અને કૃત્યદ્વારા પોતાની ખરી રાજયોગ્યતા બતાવી. આવું ઉમદા કાર્ય જોઇને તે અંજાઇ ગયો, અને આવા જીવના જોખમે આણેલું પાણી હોઠે અડકાડવાની તેણે

અનિચ્છા દર્શાવી અને કહ્યું, કે "હે યહોવાહ, એવું કરવું મારાથી દૂર રહો" (૨ શમ. ૨૩ ; ૧૭), કારણ કે દાઊદની દૃષ્ટિમાં હવે તે પાણી નહોતું, પરંતુ "જે માણસો પોતાના જીવ જોખમમાં નાખીને ગયા તેઓનું રક્ત" (૨ શમ. ૨૩ ; ૧૭) હતું. તેથી હવે તે તો દાઊદનું નહિ પણ દેવનું જ કહેવાય. તે તો એટલું મોટું અર્પણ હતું કે કોઇ પાર્થિવ રાજાને ચઢાવી શકાય જ નહિ, તેથી રાજાઓના રાજાની વેદી આગળ તેણે તે રેડી દીધું (૨ શમ. ૨૩; ૧૬).

**બેથલેહેમના કૂવાની વાત પરથી મળતી શિખામણો—** (૧) આ વાર્તાને "શૂરાતનની સુવાર્તા" કહેવામાં આવે છે. એ શૂરાતનના ઝરામાંથી પેલા ત્રણ શૂરવીર પુરુષોના જમાનાથી માંડીને બીજા ઘણાએ પાણી પીધું છે, અને તેઓ હજી પણ પીએ છે. જો આપણે સહેજ પણ તેઓના જેવા હોઇએ, તોપણ આપણે દાઊદની સાથે એટલું તો કહેવું જ જોઇએ, કે "એ તો પ્રભુને માટે છે." શૂરાતન એ જિંદગીનું અતિ મોટું લક્ષણ છે. જ્યારે જ્યારે શૂરાતનનું કાર્ય કરવામાં આવે છે, અથવા જ્યારે જ્યારે કોઇ ઉન્નત વિચાર પ્રગટ કરવામાં આવે છે, ત્યારે આપણાં હૃદય આનંદી થાય છે, અને ઉચ્ચતા તરફ તે આકર્ષાય છે. (૨) આ જીવનમાં કેટલાંક એવાં વાનાં છે કે જે બહુ જ કિંમતી છે; અરે એટલાં બધાં કિંમતી કે આપણા પોતાને માટે તે વાપરી શકાય જ નહિ. એવાં વાનાં ઉપયોગને અર્થે નહિ, પરંતુ અર્પણને અર્થે છે. એ વાનાં તો ખરેખરી રીતે બોલતાં પદાર્થો નહિ, પરંતુ માણસોના પ્રાણ છે. તેઓના વિષે આપણે એવું લખીએ છીએ, કે તેઓએ "દેશને અર્થે" એવું કર્યું; પરંતુ એવું કરનારાઓ કહે છે, કે પ્રથમ તો "દેવને અર્થે," અને પછી "દેશને અર્થે" અમે એ કર્યું. આવાં આવાં શૂરતાનાં કામો આપણે માટે કરવામાં આવ્યાં છે, એનો વિચાર કરતાં જ આપણામાં ગંભીર લાગણીનો સંચાર થાય છે; અને એવાં કામોનો સ્વીકાર જો આપણે કરીએ તો તે અન્ય કોઇ રીતે નહિ, પણ દાઊદની રીત પ્રમાણે જ કરવો જોઇએ. (૩) આ ત્રણ પુરુષોને તેઓના મહાન સરદાર પર પ્રેમ હતો, તેથી પ્રેમથી પ્રેરાઇને તેઓએ આ સાહસકર્મ કર્યું, અને પ્રેમને લીધે આ કામ કરવાને તેઓ યોગ્ય નીવડ્યા. ખરૂં જોતાં એ તો

દાઊદનું કાર્ય હતું, કારણ કે તેના પરના પ્રેમને લીધે તેઓ એવું કરવાને પ્રેરાયા; તેની ખાતર તેઓએ જેટલું જોખમ ખેડાય તેટલું ખેડયું. કોઇ પણ ખ્રિસ્તી માણસ ગમે તેવું આત્મિક સાહસ ખેડે અને આત્મિક શૂરાતન દાખવે, પરંતુ તે "મહાન્ દાઊદના મહત્તર દીકરા"ની ખાતર જ હોય છે. "ખ્રિસ્તની પ્રીતિ અમને ફરજ પડે છે" (૨ કોરીંથી. ૫ ; ૧૪). ખ્રિસ્તનો વિજયકારી ભુજ જો આપણને પકડી રાખે, તો આપણે બધું કરી શકીએ છીએ (જુઓ ફિલિ. ૪ ; ૧૩).

"ત્રીસ શૂરા પુરુષો" અને તેમાં વળી "ત્રણ તો શૂરામાં શૂરા" મળીને જે તેત્રીસ થયા, તેઓ દાઊદનાં બે શૂરવીર મંડળો ગણાતા. પેલા ત્રણ જે શૂરામાં શૂરા હતા તેઓનાં નામ યોશેબબાશ્શેબેથ, એલઆઝાર અને શામ્માહ, એવાં હતાં. હાલ યુદ્ધમાં જે મહા શૂરાતન બતાવે છે, તેને 'વિકટોરિયા ક્રોસ' આપવામાં આવે છે. એ ત્રણ જણ વિકટોરિયા ક્રોસને યોગ્ય હતા.

આ બનાવ બન્યા પછી કેટલોક વખત દાઊદ અદુલ્લામમાં જ ભરાઇ રહ્યો. પરંતુ ઉનાળો વીતતાં (ખળીઓમાં અનાજ પુષ્કળ હતું તે અરસામાં) તેના સાંભળવામાં આવ્યું, કે અદુલ્લામથી ત્રણ માઇલ દૂર આવેલા કઇલાહ સામે પલિસ્તીઓએ ઘેરો ઘાલ્યો છે, અને આખા દેશને તેઓ ઉજ્જડ કરતા ફરે છે. પરંતુ ઉતાવળથી કૂચ કરીને પોતાનાં માણસો લઇ તે ત્યાં ગયો, તેમના પર છાપો માર્યો, તેમને હરાવ્યા, અને તે નગર કબજે કર્યું. એટલામાં શાઊલે દાઊદની પૂઠ પકડી હતી. તેને દહેશત લાગી કે રખેને જે નગરને મેં બચાવ્યું છે તેનાજ લોક દગો દઈ શાઊલના હાથમાં મને સોંપી દે તો! એ દહેશતથી ત્યાંથી તેને નાસવું પડયું. દાઊદ અને તેના માણસો "જ્યાં જવાય ત્યાં જતા રહ્યા" (૧ શમ. ૨૩ ; ૧૩). "જ્યાં જવાય ત્યાં જતા રહ્યા" એ વાક્ય પરથી દાઊદનું જીવન કેટલી બધી અથડામણનું હતું તે સમજાય છે. તે આજે અહીં તો કાલે કોઇ બીજે જ ઠેકાણે એમ ભટક્યા કરતો હતો. કઇલાહથી નીકળીને યહુદાહના ડુંગરી મુલકમાં તે આવ્યો. દક્ષિણમાં હેબ્રોનની પાસે આવેલા ઝીફના રાનમાં કોઇક ઠેકાણે તે રહ્યો. પરંતુ જેવા કઇલાહના લોકો તેવાજ ઝીફીઓ પણ નીવડયા. શાઊલના હાથમાં દાઊદને સોંપી

દેવાને તેઓ પણ તૈયાર થયા. પરંતુ શાઊલ પર્વતની આ બાજુએ ગયો, તો દાઊદ પર્વતની પેલી બાજુએ થઇને એન-ગેદીના ગઢોમાં રહેવા લાગ્યો. એન–ગેદી મૃત સરોવરની પશ્ચિમે એક મોટું શાદ્વલ સ્થળ છે. ( એન-ગેદી =રાની બકરાનો કૂવો ).

**દાઊદ શાઊલને બચાવે છે**—૧ શમ. ૨૪મા અધ્યાયની વાત પ્રમાણે અહીં આગળ એટલે એન–ગેદીમાં દાઊદના હાથથી શાઊલના બચી જવાનો બનાવ બન્યો. એવી જ બીના ૧ શમ. ૨૬મા અધ્યાયમાં પણ વર્ણવેલી છે. હવે એક ને એક જાતનો બનાવ બે વખત ન બને એવો કંઇ સંભવ નથી. તેમાં વળી શાઊલ અને દાઊદની વાર્તા, કે જેમાં એક જણ બીજાનો ઘાત કરવા તેની પૂઠે પડયો છે, એવી બાબતમાં તો એક તો શું પણ અનેક એક ને એક જાતના બનાવો બનવાનો સંભવ છે. તેજ પ્રમાણે દાઊદના હાથમાં શાઊલ બે વાર આવ્યો હતો, અને બન્ને વાર દાઊદે તેને જતો કર્યો, એવું ૧ શમ. ૨૪ અને ૨૬ અધ્યાયો પરથી માલૂમ પડે છે. પરંતુ એ બન્ને વાતોને સરખાવી જોવાથી લગભગ બધા વિદ્વાનો એવું અનુમાન કરે છે, કે બાઇબલમાં જેમ ઘણે ઠેકાણે એક ને એક બીનાનાં બેવડાં વર્ણન કરવામાં આવેલાં છે, તેવું જ આ વાતમાં પણ બનેલું છે. તેઓના અનુમાન પ્રમાણે ખરૂં જોતાં શાઊલ એક જ વાર દાઊદના પંજામાં પકડાએલો, અને દાઊદે પોતાના શિકારને જતો કરેલો; પરંતુ તેનાં વર્ણન બે જગાએ કરવામાં આવેલાં છે. મતલબ કે બીના એક જ છે, પણ તેનું કથન બે જગાએ છે. ૧ શમ. ૨૬મા અધ્યાયમાં જે બીનાનું વર્ણન આવે છે તેના સંજોગો અને ૨૪મા અધ્યાયમાં જે બીના આવે છે તેના સંજોગો તપાસવાથી માલૂમ પડશે, કે બન્ને વાતના સંજોગો એક સરખા જ છે. ૨૬મા અધ્યાય પ્રમાણેની બીનામાં શાઊલ ગાડાંના કોટની અંદર સૂતેલો હતો (હેબ્રી લોકો છાવણીમાં હોય કે બહાર નીકળેલા હોય ત્યારે પોતાના બચાવ અને રક્ષણને અર્થે પોતાની છાવણીની આજુબાજુ ગાડાં ગોઠવી દઈ કોટ જેવું કરી દેતા), એવામાં દાઊદ એકાએક તેના પર આવી પડયો. ઓસીકે ભોંયમાં ભાલો ખોસેલો હતો તે પરથી શાઊલ ઓળખાઇ આવતો હતો. દાઊદ છાવણીમાં દાખલ થયો, તેની સાથે તેનો ભત્રીજો અબીશાય પણ હતો. અબીશાય તો

ત્યાં ને ત્યાં શાઊલની છાતીમાં ભાલો ખોસી તેને ભોંયભેગો કરી નાખવાને તલપાપડ બની રહ્યો હતો. પરંતુ એવું કરવાની દાઊદે ના પાડી; અને માત્ર શાઊલના માથા આગળ ખોસેલો ભાલો અને ત્યાં મૂકેલો પાણીનો ચંબુ, એ બેજ વસ્તુઓ લઇ જવામાં સંતોષ માન્યો. ત્યાર પછી દાઊદ અને અબીશાય તે વસ્તુઓ લઇને પાસેની કોઈ ટેકરીમાં ભરાઇ ગયા, અને તેઓએ ખીણની પેલી પારથી બૂમ પાડીને શાઊલના અંગરક્ષકોને તથા તેના ભત્રીજા આબ્નેરને જગાડ્યા અને આબ્નેરે રાજાની કાળજી રાખી નહિ, તે માટે તેને સખત ઠપકો આપ્યો. જે અવાજ શાઊલની છાવણીમાં આવતો હતો તે શાઊલે એકદમ ઓળખી કાઢ્યો. રાત દરમિયાન શું બન્યું હતું તે શાઊલે પોતાની તીવ્ર બુદ્ધિથી એકદમ જાણી લીધું. હું દાઊદના હાથમાં હતો, પણ તેણે મારો બચાવ કર્યો છે, એવું જ્યારે શાઊલ સમજ્યો, ત્યારે તેણે કહ્યું, કે "મેં પાપ કર્યું છે" (૧ શમ. ૨૬ ; ૨૧). અત્યાર સુધીમાં શાઊલે દાઊદને બહુ પજવ્યો હતો, પરંતુ શાઊલ કરતાં દાઊદ ઘણા ઉમદા સ્વભાવનો માલૂમ પડ્યો છે. શાઊલને પોતાની વર્તણૂંકને માટે અત્યારે કંઇક ખેદ થએલો લાગે છે ખરો, પરંતુ તે ખેદ માત્ર તાત્કાલિક હતો; તે કાયમનો નહોતો. દાઊદ શાઊલને રગેરગથી ઓળખતો હતો, માટે તેણે તેનો ભરોસો રાખ્યો નહિ. વળી શાઊલે દાઊદને ભાલો તથા ચંબુ લઇને પોતાની છાવણીમાં બોલાવ્યો, પરંતુ દાઊદે એ આમંત્રણનો પણ અસ્વીકાર કર્યો, ને કહ્યું, કે "જુવાનોમાંથી એક અહીં આવીને તે લઈ જાય" (૧ શમ. ૨૬ ; ૨૨). "પછી દાઊદ તેને રસ્તે પડ્યો, ને શાઊલ તેની જગાએ પાછો ગયો" (૧ શમ. ૨૬ ; ૨૫). હવે શાઊલે દાઊદની પૂઠ પકડવાનું પડતું મૂક્યું, ને તે પોતાના પાટનગરમાં પાછો ફર્યો.

આ બીના એક રસિક વાર્તા છે ખરી, પરંતુ માત્ર એક રસમય વાર્તા કહેવાની ખાતર તેને શાસ્ત્રમાં સાચવી રાખવામાં આવી છે, એમ ન સમજવું. તેમાંથી ઘણું શીખવાનું મળે છે. (૧) દાઊદ કેટલા મોટા મનવાળો પુરુષ હતો, તે આ વાર્તા પરથી દેખાય છે. શાઊલે પણ એક વખત એવું મોટું મન દર્શાવ્યું હતું (પ્રકરણ ૮મું). જો તેણે ધાર્યું હોત તો દાઊદની સાથે પણ એવાજ મોટા મનથી તે વર્તી શકત. પરંતુ

દાઊદના એ ગુણ ઉપરાંત આ વાર્તા પરથી તેના વિષે બીજી વાત પણ જોઇ શકીએ છીએ. તેનામાં અગાધ ભક્તિભાવ અને વિશ્વાસ હતો. તે રાજા તરીકે અભિષિક્ત કરાએલો હતો, તે ભવિષ્યનો ઇસ્રાએલનો રાજા જ હતો. તોપણ તેણે રાજપદ પર તરાપ મારી નહિ. રાજા હતો તોપણ ઇશ્વિર તેને રાજ્ય સોંપે ત્યાં સુધી તેણે ધીરજ રાખી. આડાઅવળા રસ્તા કામમાં લઇને તેણે ગાદીપતિ થવાનું ઇચ્છયું નહિ, પરંતુ પ્રભુ તેને રાજ્ય સોંપે ત્યાં સુધી તેણે રાહ જોઇ. દાઊદના જેવો ભાગ્યશાળી માણસ દાઊદના જેવા સંજોગોમાં દાઊદની પેઠે વર્ત્યો હોય, એવો દાખલો ઇતિહાસ આપણને પૂરો પાડતો નથી. ઊલટું ઇતિહાસ પરથી તો એવું માલૂમ પડે છે, કે રાજ્ય પ્રાપ્ત કરવાને દીકરાઓએ બાપોને હણેલા છે, અને બીજાં નજીકનાં સગાંઓને મારી નાખેલાં કે અનેક રીતે હેરાન કરેલાં છે. દાઊદે આવું કંઇ કર્યું નહિ. તેણે તો "સારે તથા ખરે રસ્તે" થઇને રાજ્યની લગામ હાથમાં લેવા ધારી હતી. પછી ભલે તે રસ્તો લાંબો હોય. એક બીજી રીતે પણ દાઊદ નમૂના યોગ્ય છે. વિશેષે કરીને જેઓ તેઓની ઇચ્છિત વસ્તુઓ પ્રભુ તેમને યોગ્ય સમયે આપે ત્યાં સુધી, ધીરજ રાખતાં નથી, પરંતુ આડેઅવળે રસ્તે તેનું ગ્રહણ કરવાનો પ્રયાસ કરે છે, તેવાં સ્ત્રીપુરુષોને જુવાન દાઊદ સ્વદમનનો ઉત્તમ નમૂનો છે. જે ધૈર્યશીલ અને વિનીત છે, "તેને સારૂ દરવાન ઉઘાડે છે." જેઓ ચોર તથા લૂંટારા છે તેઓ જ પોતાનો હેતુ પાર પાડવાને ખરો રસ્તો મૂકીને બીજે કોઇ રસ્તે ચઢે છે. ઇશ્વિર જે માર્ગે દોરે તે માર્ગમાં જેઓ ચાલે છે, તેઓને સારૂ ઇશ્વિર પોતે દ્વાર ખોલે છે, અને હમેશને માટે તેઓને તેઓની ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય છે. (૨) આ વાર્તા પરથી શાઊલ સંબંધી પણ કંઇક શીખવાનું મળે છે. અંધારી રાત્રીએ જેમ કાળાં વાદળાંને ભેદીને તારો થોડી વાર પ્રકાશે, તેમ શાઊલનો શુભ સ્વભાવ તેના ભૂંડા સ્વભાવ પર થોડીવાર જય પામેલો દેખાય છે. શાઊલ પોતાની કારકીર્દિમાં કવચિત્ કવચિત્ સુજન પુરુષ દેખાએલો છે, પરંતુ એ તેનું સૌજન્ય સ્થાયી નહોતું, તે ચંચળ અને અસ્થિર મનનો હતો, તેથી તેની જિંદગાની નિષ્ફળ નીવડી. મક્કમપણાને અભાવે તેની કારકીર્દિને જે કલંક વળગ્યું તે વળગ્યું. (૩) આ વાર્તા પરથી ત્રીજી એક

વાત પણ આપણે જોઇ શકીએ છીએ. ઈશ્વર વિષે પુરાતન હેબ્રી લોકોના કેવા વિચારો હતા, તે દાઊદના એક બોલ પરથી જણાઇ આવે છે. તેઓ એવું માનતા હતા, કે ઈશ્વરનો નિવાસ ઈસ્રાએલના પર્વતો પર જ છે. દાઊદ જેવો મહા પુરુષ પણ એવું માનતો હતો, કારણ કે ઈશ્વર વિષેના તેના વિચારો તે જમાનાને અનુસરતા હતા. તેથી તે કહે છે, કે "તેઓએ મને...હાંકી કાઢીને યહોવાહના વતનથી વિયોગી કર્યો છે" (૧ શમ. ૨૬ ; ૧૯). ઈશ્વર એકલો જ "આખી પૃથ્વીનો ધણી" (ઝખા. ૬ ; ૫) છે, એવો જે ખ્યાલ દાઊદની પછીના કાળના પ્રબોધકોને આવ્યો હતો, તે હજી દાઊદના મગજમાં ઊતર્યો નહોતો ; તેથી દુઃખી થઇને તે કહે છે, કે "અન્ય દેવોની સેવા કર, એમ કહીને" (૧ શમ. ૨૬ ; ૧૯) શાઊલે મને પવિત્ર ભૂમિમાંથી હાંકી કાઢયો છે. "ખરા ભજનારા આ પહાડ પર અથવા યરૂશાલેમમાં પણ બાપનું ભજન નહિ કરશે," પણ સર્વ ઠેકાણે "આત્માથી તથા સત્યતાથી તેનું ભજન કરશે," એવું સમજતાં ઈસ્રાએલ પ્રજાને લાંબો કાળ લાગ્યો. જો પ્રભુ તે પ્રભુ જ હોય, તો તે સર્વ માણસોનો પ્રભુ છે. અમુક કોમનો, કે પ્રજાનો કે દેશનો જ માત્ર જે દેવ છે, તે દેવ જ નથી, દેવનું નામ તેને યોગ્ય જ નથી.

જ્યાં જ્યાં લોકો શોધે તને, તું મળે છે સર્વત્ર,
વ્યોમ, ભોમ, સર્વ સ્થળ, તુજ હજૂરથી છે પવિત્ર.

પ્રકરણ ૧૨મું

# શમૂએલનું મરણ, તેના ચારિત્ર્યનું દિગ્દર્શન—દાઊદ ભાગ્યશાળી સૈનિક

(૧ શમ. અધ્યાય ૨૫—૨૭.)

**શમૂએલનું મરણ, તેના ચારિત્ર્ય અને કામનું અવલોકન**—દાઊદની પૂઠે શાઊલ પડેલો હતો, અને દાઊદ પોતાના માણસોને લઇને અહીંતહીં આથડયા કરતો હતો, એ દરમિયાન શમૂએલનું મરણ થયું. તે તેના ગામ રામાહમાં જ મરણ પામ્યો, અને ત્યાં જ તેને દાટવામાં પણ આવ્યો. શમૂએલને સારૂ તમામ ઇસ્રાએલે ઘણો શોક પાળ્યો. શમૂએલનું આખું જીવન અને તેનું ચારિત્ર્ય કેવું હતું તેની રૂપરેખા દોરવી બહુ મુશ્કેલ છે, કારણ કે હેબ્રી લોકોના આ મહા પૂર્વજનું આખું જીવનચરિત્ર બાઇબલમાં આપવામાં આવ્યું નથી; શાઊલ અને દાઊદની વાતમાં અહીંતહીં છૂટુંછવાયું તેના વિષે જે કંઈ લખેલું છે, તેજ સાધન આપણી પાસે છે. તેના જન્મ વિષે, અને તેની બાલ્યાવસ્થા વિષે આપણે કંઈ કંઈ જાણીએ છીએ, પરંતુ એ ઉપરાંત તે એકલા વિષે ખાસ લખાણ બાઇબલમાં કંઈ છે નહિ. શાઊલ અને દાઊદના સંબંધમાં તેના વિષે જે તૂટક તૂટક વાતો મળી આવે છે, એ સિવાય બીજું આપણી પાસે કંઈ નથી. તોપણ તેના વિષે આપણી પાસે જે કંઈ છે તે પરથી આપણે નીચેના મુદ્દાઓમાં તેના જીવનનો સમાવેશ કરી શકીએ :—

(૧) શીલોહમાં રહીને શમૂએલે મંડપમાં જે સેવા બજાવી હતી, તે પરથી તેને "મંદિરનો બાળપૂજારી તથા લાડકો (નાનો) લેવી" કહેવામાં આવે છે; અને પ્રાચીન ઇસ્રાએલના બીજા મહાપુરુષોની પેઠે, પોતાની જિંદગી પર્યંત તેણે યાજક તરીકે કર્તવ્ય બજાવ્યું; ખાસ કરીને યજ્ઞાર્પણો ચઢાવવાનું કામ પણ તેણે કર્યું. જો કે યજ્ઞાર્પણ કરવાનું કામ

ખાસ યાજકનું જ હતું, તો પણ વખત વીતતાં એ બંધનકારક નિયમનો દોર જરા ઢીલો મૂકવામાં આવ્યો હતો; તેથી જે ખાસ યાજકપદનો પુરુષ હોય તેજ એ કામ કરી શકે એવું રહ્યું નહોતું, એટલે શમૂએલ યાજકની ફરજ બજાવતો હતો. વળી એમ લાગે છે કે ઘણે ભાગે તે નાઝારી વર્ગનો માણસ હતો. નાઝારી વર્ગના માણસો દેશદાઝને માટે, ધર્મસ્થાને માટે, અને દેહદમનવાળું તથા નિયમાધીન જીવન ગાળવાને માટે નામીચા હતા.

(૨) એ ઉપરાંત શમૂએલ "દ્રષ્ટા" નામથી પણ ઓળખાતો હતો; પાછળથી એ નામને બદલે "પ્રબોધક" નામ પ્રચલિત થયું. શમૂએલની જિંદગીમાં જે સૌથી મહત્તાની વાત હતી તે એ, કે પ્રભુ જેનું "એકે વચન નિષ્ફળ જવા દેતો નહિ" (૧ શમ. ૩; ૧૯, ૨૦) એવા પ્રબોધક તરીકે પેઢીઓની પેઢીઓ સુધી તેના નામનું લોકોએ સ્મરણ રાખ્યું. શમૂએલનું હૃદય કેવું હતું તે જાણવું હોય તો પ્રભુની સાથે પહેલવહેલી તેણે જે શબ્દોમાં વાત કરી હતી તે પરથી જણાય છે: "હું આ રહ્યો," હે યહોવાહ, બોલ, તારો સેવક સાંભળે છે" (૧ શમ. ૩; ૧૦). વળી તેની ખરી પ્રામાણિકતાનું પણ વિસ્મરણ થઇ શકે એમ નથી. વૃદ્ધાવસ્થા અને બીજાં કારણોને લીધે જ્યારે તે પોતાના કામથી ફારેગ થતો હતો, ત્યારે ઇસ્રાએલની સમસ્ત જમાત આગળ છેલ્લા બે બોલ કહેતાં તેણે કંઈ પણ અંદેશો રાખ્યા વિના બેધડક કહ્યું હતું, કે જો કોઇ પણ કાર્યમાં મેં મારો સ્વાર્થ કે અંગત લાભ શોધ્યો હોય તો "મારી વિરૂદ્ધ સાક્ષી પૂરો, ને તે હું તમને પાછું આપીશ" (૧ શમ. ૧૨; ૩). લોકોએ એકે અવાજે જવાબ આપ્યો, કે "તેં અમને ઠગ્યા નથી, કે અમારા પર જુલમ કર્યો નથી, કે કોઇ માણસની પાસેથી કંઇ લીધું નથી" (૧ શમ. ૧૨; ૪). ખરેખર, શમૂએલ અદૃષ્ય હતો.

(૩) શમૂએલ પ્રબોધકવર્ગનો સ્થાપક હતો, એવું આપણે આગળ જોઇ ગયાં છીએ (પ્રકરણ ૮મું), પરંતુ તે તો રાજત્વનો પણ સ્થાપક હતો, અને તે રાજાઓનો અભિષેક કરનાર પણ હતો. શાઊલ અને દાઊદ, જે ઇસ્રાએલના પહેલા રાજાઓ થઇ ગયા, તેઓનો અભિષેક કરનાર શમૂએલ હતો. ઇસ્રાએલનો જૂનો જમાનો વહી જતો હતો અને નવો

જમાનો બેસતો હતો, એવા ક્રાન્તિકાળમાં શમૂએલ થઇ ગયો; તેથી તેને "ઊતરતા જમાનાનો છેલ્લો વીર અને બેસતા જમાનાનો સમર્થ ઉદ્‌ઘાટનકર્તા" કહીએ તો તે સર્વાંશે ખરૂં જ છે. ઇસ્રાએલ ઉપર રાજા નીમાય એ મતની વિરૂદ્ધ શમૂએલ શરૂઆતે દેખાયો હતો ખરો, અને તે અસંમત હોય એમાં કંઇ નવાઇ જેવું પણ નથી; તોપણ તેના માનમાં એટલું કહેવું જ પડશે કે પોતાનું મત અને પોતાને શું ગમે છે તથા શું નથી ગમતું, એ વાત કોરે મૂકીને વધુમતિને તેણે માન આપ્યું, અને એ નવી ચળવળમાં તેમનો નેતા થયો; કારણ કે પાછળથી તેને માલૂમ પડયું, કે ઇસ્રાએલ કોમ પર રાજા નીમાય, અને તે કોમ એક પ્રજા બને એમાં કોમનું હિત છે. યિર્મેયાહ પ્રબોધક મુસા તથા શમૂએલને સમાન પંક્તિના ગણે છે (યિર્મે.૧૫; ૧). જો મુસાને ઇસ્રાએલ ધર્મના પ્રથમ સ્થાપક હોવાનું માન ઘટે છે, તો શમૂએલને ઇસ્રાએલ ધર્મના બીજા નંબરના સ્થાપક હોવાનું માન નિઃસંદેહ ઘટે છે.

(૪) શાઊલ રાજા સાથે શમૂએલ જે જે વાતે સંબંધમાં આવ્યો, તેમાંની કેટલીક બાબતોમાં શમૂએલ ઉપર કેટલાક લોકો એવો દોષ મૂકે છે કે તે કઠોર અને નિર્દય સ્વભાવનો હતો. પરંતુ એ દોષારોપણ સત્ય નથી. ઉપલક દૃષ્ટિએ જોતાં એમ લાગે તો લાગે, પરંતુ સર્વ સંજોગો અને સ્થિતિ ધ્યાનમાં લેતાં આપણને એવી ટીકામાં કંઇ સત્ય માલૂમ પડશે નહિ. સ્કૅાટલાંડ દેશના મહા ધાર્મિક ને નામાંકિત પુરુષ જોન નૅાક્ષ સામે પણ એવોજ આક્ષેપ કરવામાં આવ્યો હતો. પાલેસ્ટાઇન દેશનો શમૂએલ અને સ્કોટલંડ દેશનો જોન નૅાક્ષ. એ બન્નેનો જમાનો મોટી ક્રાંતિનો જમાનો હતો; દરેકને પોતપોતાના દેશના રાજાની સામે થવાનું હતું, અને બન્ને રાજા પોતાના દેશને મોટા જોખમમાં લાવી મૂકે એવી આપખુદ મરજીવાળા હતા. આવા સંજોગોમાં ઉપરોક્ત ઈશ્વરભકતોને રાજસત્તાની સામે થયા વગર છૂટકો નહોતો, કારણ કે ધર્મ અને દેશ, એ બન્ને જોખમમાં આવી પડેલા હતા, અને બન્નેને બચાવી લેવાની જરૂર હતી. પરંતુ શમૂએલ અને નોક્ષનો મુકાબલો આટલેથી જ થઇ રહેતો નથી. તેઓનામાં હજી વધારે સમાનતા છે. એટલે હેબ્રી પ્રબોધક અને સ્કૅાટિશ દેશભક્ત, એ બન્ને જેવા અડગ વિશ્વાસુ હતા

તેવા જ અતિ નમ્રતાવાળા પણ તેઓ હતા. અડગ વિશ્વાસ અને અતિ નમ્રતા, એ બેનું મિલન તે બન્નેના સ્વભાવમાં થએલું હતું ( જુઓ પ્રકરણ આઠમું ).

(૫) ઈસ્રાએલનો એક ઇતિહાસકાર "શાસ્ત્રની એક મહાન વ્યક્તિ" એવું નામ શમૂએલને આપે છે; અને એવું નામ આપતાં કહે છે, કે "દાઊદની ખ્યાતિ એટલી બધી દેદીપ્યમાન લાગે છે, એનું કારણ એજ કે શમૂએલ જરા ઓછો પ્રભાવશાળી હતો પણ તેનું જીવન વધારે અસરકારક હતું. શમૂએલની પાછળના સેકાની મહત્તા તે તેને જ આભારી છે. જો શમૂએલ જેવો નરવીર ન પાકયો હોત તો તેની પછીનો સેકો ઉજમાળો ન દેખાત."

**નાહાન નાબાલ**—દાઊદ જ્યારે બહારવટું કરતો હતો ત્યારે તે અને તેના માણસો કોઇ કોઇ વાર, અથવા જ્યારે પ્રસંગ આવે ત્યારે, આજુબાજુના ખેડૂતો અને ઘેટાંપાળકોના રક્ષક બની તેમને ભટકતી અને લૂંટફાટ કરનારી આરબ ટોળીઓથી બચાવતા, અને તેના બદલામાં રક્ષણ પામેલા લોકો દાઊદ તથા તેના માણસોને ખોરાક, વગેરે પૂરૂં પાડતા; કોઇ કોઇ વખત કેટલાક અણસમજુ અને અનુપકારી લોકો પર દાઊદને બળજોરી પણ કરવી પડતી. "૧ શમૂએલ"ના ૨૫મા અધ્યાયમાં આવા એક પ્રસંગનું વર્ણન કરેલું છે; અને હેબ્રી સાહિત્યમાં એ ફકરો ઘણે ઉત્તમ લેખાય છે. એવું બન્યું, કે યહુદાહ પ્રાંતના કાર્મેલ પહાડ પર માઓનના અરણ્યમાં એક ધનાઢ્ય જાગીરદાર રહેતો હતો. તેનું નામ નાબાલ હતું. "નાબાલ" શબ્દનો અર્થ "મૂર્ખ" એવો થાય છે. પરંતુ "મૂર્ખ" પરથી એમ નહિ સમજવું કે તે ડાગળી છટકેલ અથવા ગાંડો હતો. તેનો અર્થ એ છે, કે તેનામાં નૈતિક ભૂંડાઇ હતી. "નીતિવચનો"ના પુસ્તકમાં જેઓને "મૂર્ખ"ની સંજ્ઞા આપેલી છે તેવાઓમાંનો, અથવા ગીતકર્તાના શબ્દોમાં બોલીએ તો "ઇશ્વર છેજ નહિ" (ગીત. ૧૪; ૧) એવું કહેનારાઓમાંનો એક આ નાબાલ હતો. આવા પ્રકારનો માણસ નાબાલ હતો; છતાં અજાયબ જેવું તો એ છે, કે જૂના કરારમાં જે જે સ્ત્રીઓ મનમોહક ગણાય છે તેવી એક સ્ત્રી સાથે પ્રારબ્ધની બલિહારીના પ્રતાપે તેનું લગ્ન થએલું હતું. તેનું નામ

"અબીગાઇલ" હતું. નામ ઘણું કર્ણપ્રિય છે, અને તેનો અર્થ પણ એવો જ મનગમતો છે, એટલે "નૃત્ય પતિ" અર્થાત્ "પરિતૃષ્ટ પિતા" તેના જન્મથી તેના પિતાના ઘરનો દહાડો ફર્યો હતો.

નાબાલનાં ઘેટાંબકરાંને દાઊદે આખું વર્ષ સાચવ્યાં હતાં. હવે એક વખત ઘેટાંનું ઊન કાતરવાનો ઉત્સવ આવ્યો, ત્યારે નાબાલ પોતાના મિત્રમંડળની સાથે મોજમઝા ઉડાવી રહ્યો હતો. તે પ્રસંગે તેની પાસેથી કંઇ ખાવાનું મળશે, એવી આશાએ દાઊદે પોતાના જુવાનીઆઓમાંથી કેટલાકને તેની પાસે મોકલ્યા. તેઓએ સવિનય વિનંતી કરતાં કહ્યું, કે "અમે ખુશાલીને દિવસે આવ્યા છીએ" (૧ શમ. ૨૫; ૮). તેઓને તો ખાતરીપૂર્વક આશા હતી, કે આજે અમે ઠીક લાભીશું. પરંતુ નાબાલ તો અસભ્ય અને નાદાન હતો. તે જીભનો છૂટો અને હૃદયનો કઠણ હતો. આવેલા માણસોનું અપમાન કરીને તેણે તેમને કાઢી મૂક્યા, અને દાઊદને તો જાણે કોણ પૂછે છે, તેમ કહ્યું, કે "દાઊદ કોણ? અને યિશાઇનો દીકરો કોણ?" (૧ શમ. ૨૫; ૧૦); વળી તેમને પોતાને કહ્યું, કે તમારા જેવા "ધણીઓ પાસેથી નાસી જનારા ચાકરો તો ઘણા છે." જ્યારે આ હકીકત દાઊદે સાંભળી ત્યારે તે બહુ ગુસ્સે થયો, અને ઈશ્વરના નામના સોગન ખાઇને નાબાલના આખા કુટુંબનો ઉચ્છેદ કરવા સારૂ તેણે ચારસો શસ્ત્રધારીઓને તૈયાર કર્યા.

પરંતુ ઘણીવાર એવું બને છે, કે ભૂંડામાં ભૂંડા શેઠો કે ધણીઓને સારામાં સારા નોકરો હોય છે. દાઊદના નોકરો અને નાબાલની વચ્ચે જે વાતચીત થઇ હતી તે નાબાલના એક નોકરે સાંભળી હતી, અને તે પરથી તેને લાગ્યું કે આ વાતનું પરિણામ સારૂં આવવાનું નથી. તેથી એ બાબત વિષે તેણે અબીગાઇલને વાત કરી, અને તેને કહ્યું, કે દાઊદે તથા તેના માણસોએ જે સેવા બજાવી છે તેના બદલામાં તેનો હક વાજબી જ છે. વળી નાબાલ વિષે સામાન્ય અભિપ્રાય કેવો છે તે જણાવતાં તે અબીગાઇલને કહે છે: "તે એવો પાજી માણસ છે કે તેને કોઇ કંઇ પણ કહી શકે નહિ" (૧ શમ. ૨૫; ૧૭). આ વાક્યમાં જે શબ્દનો તરજુમો "પાજી" કરેલો છે તે અસલ શબ્દ (હેબ્રી)

"બેલીઆલપુત્ર" છે, અને તેનો અર્થ 'પતરાજીખોર જુલમી' થાય છે, એટલે જે કંઇ કામનો નથી, અને વળી શેતાનપુત્ર છે એવો માણસ.

અબીગાઈલ પોતાના નોકરની વાત બધી સમજી ગઈ. તેના ધણી વિષે તેનો પણ આગવો અભિપ્રાય હતો, જે તે આપણને હમણાં જણાવશે. પરંતુ એ દરમિયાન તે ત્વરાથી ઊઠે છે, અને પોતાનાં ગધેડાં પર જાતજાતનું સારૂં ખાવાનું લાદીને દાઊદ જ્યાં આગળ છાવણી નાખીને પડેલો હતો ત્યાં જવા નીકળે છે. તેણે પોતાની સાથે બસો રોટલી, દ્રાક્ષારસની બે મશકો, રાંધીને તૈયાર કરેલાં પાંચ ઘેટાં, પાંચ માપ પોંક, દ્રાક્ષાની સો લૂમ તથા અંજીરનાં બસો ચકતાં, એટલું લીધું. સુશીલ સ્ત્રીને ઘટે તેવી રીતે, અને પોતાને જે કહેવાનું હતું તે સભ્યતાથી તથા સંક્ષેપમાં દાઊદની આગળ વિદિત કરે છે; અને નાબાલના વર્તન પર ધ્યાન નહિ લગાડવાની તેને આજીજી કરે છે, કારણ કે દાઊદની આગળ નાબાલ શી વિસાતમાં છે, કે એવા હલકા દરજ્જાના માણસની વાત કે વર્તન પર તે ચિત્ત દે. અબીગાઈલ જેવી રીતે નાબાલને ઓળખતી હતી એટલું બીજું કોઈ તેને ઓળખતું નહોતું. તેથી તે કહે છે, કે "તેનું નામ નાબાલ છે, ને તેનામાં નાદાનપણું છે" (૧ શમ. ૨૫; ૨૫). આ પ્રમાણે નાબાલ વિષે આટલું થોડું જ બોલીને તે પોતાની વાણીમાં વશકર વકતૃત્વ, ડહાપણ અને કુશળતા દર્શાવે છે; અને વાણીની મીઠાશથી દાઊદને વેર વાળતો અટકાવવાની આજીજી કરતાં કહે છે, કે તું યહોવાહની લડાઇઓ લડે છે, શાઊલ તો તને સ્પર્શ કરવાને પણ શક્તિમાન નથી, અને જતે દહાડે તું ઇસ્રાએલ ઉપર રાજા તો થવાનો જ છે. આટલી વાત કર્યા પછી જે એક વચન તે વાપરે છે તે એટલું તો પ્રખ્યાત વચન થઇ ગયું છે કે દુનિયાની ધર્મવિષયક વાતચિતમાં છૂટથી તેનો ઉપયોગ કરવામાં આવે છે: એટલે, "મારા મુરબ્બીના જીવને તારો દેવ યહોવાહ પોતાની પાસેના જીવન-ભંડારમાં બાંધી રાખશે" (૧ શમ. ૨૫; ૨૯). તે વખતે દાઊદ તો એક કિંમતી રત્ન સમાન થઇ પડશે, અને જેમ અનામત મૂકેલું સંભાળવામાં આવે, તેમ યહોવાહ તેને પોતાના કિંમતી ખજાનામાં સંભાળી રાખશે.

આવી વશ કરનારી વાચાથી આ સ્ત્રીએ દાઊદના હૃદયમાં દયાની લાગણીઓ ઉશ્કેરી, અને હવે તેને ખાતરી થઇ કે દયાની માગણીનો

અસ્વીકાર દાઊદ કરશે નહિ, તેથી તે કહે છે, કે "તારે વિષે જે સર્વ હિતવચનો યહોવાહ બોલ્યો છે તે પ્રમાણે બનશે, ને તું ઇસ્રાએલ ઉપર અધિકારી થયો હશે, ત્યારે કારણ વગર રક્તપાત કરવાનો, કે પોતાનું વેર વાળવાનો ખેદ કે પસ્તાવો મારા મુરબ્બીને થશે નહિ" (૧ શમ. ૨૫; ૩૦, ૩૧). હવે પોતાનું વ્યાખ્યાન બંધ કરતાં, તથા પોતાની દૃષ્ટિ પહેલી જ વાર ઊંચી કરતાં પોતા વિષે તે કહે છે, કે "જ્યારે યહોવાહ મારા મુરબ્બીનું ભલું કરે ત્યારે આ તારી દાસીને યાદ કરજે" (૧ શમ. ૨૫; ૩૧). આ વ્યાખ્યાનની જેવી અસર થવી જોઈએ, તેવી જ અસર એકદમ થઇ. અબીગાઇલના ઉત્તરમાં દાઊદે જણાવ્યું, કે ભૂંડું કરવાથી મને રોકી રાખવાને ઇશ્વર તરફથી સંદેશીઆ તરીકે તું આવી છે, તેથી પ્રભુના નામને ધન્ય હો; તેમ જ "તારી ચતુરાઇને તથા તને પણ ધન્ય હો" (૧ શમ. ૨૫; ૩૩).

પોતાનો ફેરો સાર્થક કર્યા પછી અબીગાઇલ પોતાના ઘેર ગઇ, ત્યાં તો તેનો ધણી દ્રાક્ષારસ પીને પડેલો હતો. અહીં આગળ પણ અબીગાઇલની વિનીતતાનો બીજો દાખલો આપણને મળે છે. પોતાના ધણીની આવી કઢંગી સ્થિતિ જોઇને તે તેની સાથે વાતચીત કરતી નથી, પરંતુ તેની પાસેથી દૂર ખસી જાય છે. સામો માણસ શુદ્ધિમાં હોય તો તેની સાથે વાત કરવી વાજબી લેખાય. જાતે મૂર્ખ અને તેમાં વળી મદિરા ભળ્યો, એટલે અબીગાઇલ તેની આગળ શી વાતચીત કરે. પરંતુ બીજે દિવસે સવારે જ્યારે તેનો દ્રાક્ષારસ ઊતરી ગયો, ત્યારે તેણે તેને બધું કહી જણાવ્યું. બિચારો દુર્ભાગી દારૂડીઓ પોતાના વ્યસનાવેશમાંથી હમણાં જ સહેજસાજ શુદ્ધિમાં આવ્યો હતો, અને એવામાં જ આવી માઠી ખબર સાંભળવાથી તેને મરણકારક આઘાત થયો. ગભરાટ, બળાપો અને અસંયમથી તેને લકવા જેવું દરદ થઇ આવ્યું; "તેના હોશકોશ ઊડી ગયા, અને તે પથ્થર જેવો થઇ ગયો" (૧ શમ. ૨૫; ૩૭). દશ દિવસ સુધી તો તે બેભાન જેવો થઇને પડી રહ્યો, અને પછી ઠેકાણે થઇ ગયો. થોડા વખત પછી નાબાલની વિધવાને દાઊદે પોતાની છાવણીમાં તેડી મંગાવી, અને ત્યાં તે તેની સ્ત્રી બની.

**દાઊદ, ભાગ્યશાળી સૈનિક**—શાઊલ અને દાઊદનો અણબનાવ એટલો બધો લાંબો વખત ટક્યો, કે આખરે દાઊદનો વિશ્વાસ ઘટી ગયો, અને તેના મનમાં એક દિવસ એવો વિચાર આવ્યો, કે "હવે તો એક દિવસ હું શાઊલના હાથથી માર્યો જઈશ" (૧ શમ. ૨૭; ૧). તેથી અત્યાર સુધી જે કામ કરવાને તે પાછી પાની કરતો હતો તે કરવાની તેને જરૂર પડી, એટલે કે પોતાનો દેશ છોડીને સરહદ પરના પલિસ્તીઓના આશ્રય હેઠળ રહેવાનો તેણે નિશ્ચય કર્યો, કે જ્યાં તે સહીસલામત રહી શકે. "શમૂએલ"ના પુસ્તકમાં આગળ એવું વૃત્તાંત આવી ગયું, કે ગાથના રાજા આખીશ પાસે તે જ્યારે નાસી ગયો, ત્યારે તેણે ગાંડો હોવાનો ઢોંગ કર્યો હતો (૧ શમ. ૨૧; ૧૨). તે જમાનામાં ગાંડાઓને હરકોઈ ઠેકાણે આશ્રય મળતો હતો. એ રિવાજનો લાભ લેવાનું ધારીને તેણે એવું કર્યું હતું, શહેરના દરવાજા પર તે લીટા પાડતો, પોતાનું થૂંક પોતાના શરીર પર પડવા દેતો, વગેરે ગાંડા માણસના જેવા ચાળા કરતો હતો. ચાલુ રિવાજને અનુસરીને રાજાએ તેને આશ્રય આપ્યો તો ખરો. પરંતુ ઢોંગ ક્યાં સુધી નભે? આખરે તે તો જણાઈ આવ્યો; પરંતુ તે કંઈ નુકસાન કરી શકે એવો નથી, એવું ધારીને રાજાએ તેને જતો કર્યો. પોતાના ચાકરોની મજાક કરતાં રાજાએ તેઓને કહ્યું, કે "શા વાસ્તે તમે તેને મારી પાસે લાવ્યા છો? શું, મને ઘેલા માણસની ખોટ છે કે તમે આ માણસને મારી હજુરમાં ગાંડા ચાળા કરવાને આણ્યો છે?" (૧ શમ. ૨૧; ૧૪, ૧૫). એકવીસમા અધ્યાયના વૃત્તાંત પરથી લાગે છે કે જોકે દાઊદ ગાંડા જેવો દીસતો હતો તોપણ તે બહાદુર લડવૈયો તો હતો જ, અને તેને એવો સમજીને (૧ શમ. ૨૧; ૧૧) આખીશે તેનો સારો સત્કાર કર્યો. પરંતુ પલિસ્તીઓના સરદારો આથી ઈર્ષાએ ભરાયા. તેઓ ગભરાયા કે રખેને ખરી લડાઈને પ્રસંગે દાઊદ ઈસ્રાએલના પક્ષમાં ભળી જાય અને પલિસ્તીઓનો દુશ્મન (શેતાન)* બની બેસે તો! આવી સમજથી આખીશની પાસે જઈ પલિસ્તીઓના સૈન્યમાંથી તેઓએ દાઊદને

---

*"શેતાન" નામ પહેલવહેલું જ અહીં વપરાએલું છે, પણ તે માનવી વિરોધીના અર્થમાં જેને માંસ તથા રક્ત નથી એવા શેતાનની વાત તો ઘણી મોડી આવે છે; એટલે ઝખાર્યાહ ૩; ૧, ૧ કાળવૃત્તાંત ૨૧; ૧ અને "અયૂબ"ના પુસ્તકમાં મળી આવે છે.

કાઢી મુકાવ્યો. આથી તો દાઊદને માટે ખરાબ પરિસ્થિતિ ઊભી થઇ. તોપણ, પલિસ્તી સૈન્યની સાથે તે રહ્યો હોત તો શું પરિણામ આવત, એ પ્રશ્ન પૂછવો જરૂરી નથી. કારણ કે "જ્યારે માણસનો માર્ગ યહોવાહને પસંદ પડે છે, ત્યારે તે તેનાં પગલાં સ્થિર કરે છે. જો કે તે પડી જાય તોપણ તે છેક જમીનદોસ્ત થશે નહિ" (ગી. શા. ૩૭; ૨૩, ૨૪). તોપણ પોતાના આવા અનુભવનો અસ્વીકાર કરવામાં દાઊદ નિર્દોષ ઠરતો નથી, પરંતુ જ્યારે તે કહે છે, કે "જો મારે મરવું પડે તો ભલે મરવું પડે" (પ્રકરણ ૯ મું) ત્યારે તેનો સ્વભાવ બહુ ઉમદા દેખાય છે. દાઊદની માગણીથી આખીશે તેને રહેવાને સિકલાગ શહેર આપ્યું. તે શહેર ગાઝાની દક્ષિણે અગિયાર માઇલ દૂર આવેલું છે. એ શહેર આપવાનું કારણ એ કે પલિસ્તીઓથી તે દૂર રહી શકે, અને હેબ્રી તરીકે તે છૂટથી યહોવાહનું ભજન કરી શકે. સોળ મહિના સુધી દાઊદ આ ઠેકાણે રહ્યો, અને ત્યાં રહીને પડોશમાં રહેતી પલિસ્તી કોમો પર વારંવાર હુમલા કરતો, અને એટલી બધી નિર્દયતા વાપરતો કે જે ગામ કે શહેર તે લૂંટે તેમાંથી એક પણ માણસને તે બચી જવા દેતો નહિ; તેથી સિકલાગમાં રહ્યો રહ્યો દાઊદ કેવો કેર વર્તાવે છે તેની કોઇને ખબર પડતી નહિ. પલિસ્તી હોય કે ગમે તે હોય, કોઇને તે બચવા દેતો જ નહિ. ઇસ્રાએલી વગર બીજા બધા તેને મન સરખા જ હતા. દાઊદના સ્વભાવમાં નિર્દયતા કેટલી હદે હતી તે આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. પવિત્ર શાસ્ત્રની પ્રામાણિકતા એટલી બધી છે, કે જેઓને તેમાં મહાન નરો લેખેલા છે તેઓના હલકા ગુણો બતાવવાનું પણ તે ચૂકયું નથી. તેઓની મોટાઇ સાથે તેઓની હલકાઇ પણ તેણે સ્પષ્ટ રીતે બતાવેલી છે. દાઊદના માત્ર કેટલાક સારા ગુણો પવિત્ર શાસ્ત્રે દર્શાવેલા છે એમ નથી, તેની નીચતા પર પણ પવિત્ર શાસ્ત્રે ઢાંકપીછોડો કર્યો નથી, અને જેવું દાઊદના સંબંધમાં તેવું શાસ્ત્રના સર્વ નરવીરોના સંબંધમાં કહેલું છે. જે જે દુર્ગુણો ઇસ્રાએલના આગેવાનોમાં અને તે પ્રજામાં માલૂમ પડ્યા છે, તે નીકળી જતા તો ઘણા જમાના લાગ્યા હતા; તોપણ તે પૂરેપૂરા નીકળી ગયા, એમ તો કહેવાય જ નહિ.

## પ્રકરણ ૧૩મું

# શાઊલની નિરાશા—ગિલ્બોઆ અને શાઊલનું મૃત્યુ

(૧ શમ. અધ્યાય ૨૮—૩૧.)

**શાઊલની નિરાશા**—આગલા પ્રકરણમાં વર્ણવેલી બીના બનતી હતી એ દરમિયાન શાઊલની સ્થિતિ ખરાબ અને ખરાબ થતી ચાલી. શમૂએલ અને બીજા પ્રબોધકોની સાથે તેને અણબનાવ થયો હતો; નોબમાં યાજકોની જે કતલ તેણે કરી હતી (પ્રકરણ ૧૧મું) તેને લીધે યાજકવર્ગની સહાનુભૂતિ પણ તેણે ગુમાવી દીધી હતી; વળી દેશમાંના ધાર્મિક લોકોનો પૂજ્યભાવ પણ હવે તેના પ્રત્યે રહ્યો નહોતો. પરંતુ એ સૌ કરતાં પણ દુ:ખદાયક વાત તો એ હતી, કે જાતજાતની વિટંબણાઓથી તેના મન પર માઠી અસર થઇ, અને મનના વિકારથી તે એમ માનવા લાગ્યો, કે બીજા બધાએ તો મને તજી દીધો તો તજી દીધો, પરંતુ પ્રભુએ પણ મને તજી દીધો છે. પરંતુ આવો વિચાર કરવો એ તો એક જાતની માનસિક નિર્બળતા છે, કારણ કે ખરૂં જોતાં પ્રભુ તો કોઇને તજી દેતો જ નથી. "શું, સ્ત્રી પોતાના પેટના દીકરા પર દયા ન કરે, એવી રીતે કે તે પોતાના ધાવણા બાળકને વિસરી જાય? હા, કદાચ તેઓ વિસરે, પરંતુ હું તને વિસરીશ નહિ" (યશા. ૪૯; ૧૫). ઈશ્વર તો માણસોને તજી દેતો જ નથી; આટલા પુરાતનકાળે પણ તકોઆની ચતુર સ્ત્રીએ કહ્યું હતું, કે "ઇશ્વર કોઇનો જીવ લેતો નથી, પણ ઉપાયો યોજે છે, એ માટે કે જેને કાઢી મૂકવામાં આવ્યો છે, તે તેનાથી હમેશાં દૂર ન રહે" (૨ શમ. ૧૪; ૧૪. પ્રકરણ ૧૫મું). પરંતુ અફસોસની વાત એજ છે, કે ધણીવાર શાઊલના જેવાં માણસો જાણીજોઇને પોતાને એવી સ્થિતિમાં મૂકે છે કે પ્રભુની દયાનું વાતાવરણ જોકે તેઓની આસપાસ બધે છે, તોપણ તેઓને તે મળી શકતું નથી—"તમારા

અપરાધો તમારી ને તમારા દેવની વચ્ચે ભિન્નતા કરતા આવ્યા છે" (યશા. ૫૯ ; ૨ ). શાઊલ આવી તજાએલી સ્થિતિમાં હતો, અને લગભગ અર્ધો દેશ તેની સાથે અસહકારમાં હતો એવા બારીક સંજોગમાં પલિસ્તીઓએ પૂર જોશમાં યુદ્ધ આરંભ્યું. મધ્ય પાલેસ્ટાઇનમાં આવેલા એસ્ડ્રાએલોન મેદાનના મહાન રણક્ષેત્રમાં પલિસ્તી અને હેબ્રી લશ્કરો સામસામાં ગોઠવાયાં ; જે જગાએ ગિદઓન જય પામ્યો હતો લગભગ તેજ જગાએ આ બે લશ્કરોએ સામસામો યુદ્ધવ્યૂહ રચ્યો.

**એન-દોરની જાદુગર સ્ત્રી**—લડાઇ થવાની હતી તેની આગલી રાતે એક બહુ અજબ બનાવ બન્યો. આ લડાઇનું પરિણામ શું આવશે તે જાણવાને શાઊલને સલાહ જોઇતી હતી, પરંતુ જેઓની પાસેથી તે સલાહ મેળવી શકે એવા કોઈ ધર્મવિષયક સત્તાવાળા તેણે રાખ્યા નહોતા. પ્રબોધકો અને યાજકો તેને કંઇ કહેતા નહોતા. પોતે તો પહેલેથી જ ધાર્મિક મનવાળો નહોતો, તેથી તે જાતે તો ઈશ્વરનું ગ્રહણ કરી શકયો નહિ. પરંતુ જ્યારે બારણેથી આપણે ઇશ્વરને કાઢી મૂકીએ છીએ, ત્યારે બારીએ થઇને વહેમ દાખલ થાય છે. શાઊલે તેની ચઢતીના દિવસોમાં ભૂવાઓને, જાદુગરોને તથા કોઇ પણ પ્રકારની મેલી વિદ્યા જાણનારાઓને ઇસ્રાએલમાંથી નાબૂદ કર્યા હતા (૧ શમ. ૨૮ ; ૯). કારણ કે ભૂતવૈદો અને ઊંટવૈદોનો આજે વિધર્મી દેશોમાં જેવો ત્રાસ છે તેવો પ્રાચીન લોકોમાં ભૂવાઓ, વગેરે જાતના લોકોનો ત્રાસ હતો. આ લોકો બીજાઓને ઠગતા અને પોતે પણ ઠગાતા, એવાઓ પ્રત્યે સખતાઇ વપરાએલી હોવાની જે વાત પવિત્ર શાસ્ત્રમાં આવે છે તે સામે કેટલાએક લોકો સખત વિરોધ દર્શાવે છે ; પરંતુ એ તો માત્ર તેમના દયાભાવનો દુર્વ્યય છે. 'વધારે પ્રકાશ પામેલા' આધુનિક ટીકાકારોના કરતાં શાસ્ત્રના મૂળ લેખકો સારૂં સમજતા હતા ; કારણ કે તેમના વખતમાં તે વર્ગનાં માણસો હતાં, અને તેઓથી દેશમાં કેટલો બગાડ થતો હતો તે તે જમાનાના લોકો વધારે સારી રીતે સમજી શકે, તેથી તેઓએ જે કર્યું હતું તે, પરિસ્થિતિ જોતાં, વાજબી જ હતું. અમુક સંજોગમાં શું કરવું અને શું ન કરવું, તે તે વખતના માણસો જેટલું સમજે છે તેટલું ત્યાર પછીના માણસો સમજી શકે નહિ. કોઈ પર અન્યાય કે જુલમ થયા હોય તો

બીજાં સહાનુભૂતિ દર્શાવે ખરાં, પરંતુ તેઓ પોતે તે જમાનામાં હોય તો તેઓ જ શું કરે, એ વિચારવાની વાત છે. ખ્રિસ્તી ધર્મના પૂર્ણ પ્રકાશમાંથી જોતાં તો બીજું બધું કાળું જ દેખાવાનું; પરંતુ જ્યાં પવિત્ર શાસ્ત્ર તેઓને દોષ નથી દેતું ત્યાં બીજાઓએ દોષ કાઢતાં અચકાવું જોઇએ. એ તો માત્ર ૨,૦૦૦ ભૂંડનો નાશ જોઈને ઈસુને દોષ દેવા જેવી વાત છે. તેઓનું ધ્યાન ભૂંડોના નાશ તરફ જ આકર્ષાય છે, પણ એક કિંમતી આત્માનો બચાવ થયો, કે જેને લીધે "દેવના દૂતોની સમક્ષ હર્ષ" થયો હશે, તેનો વિચાર તેઓ કરતા નથી. ભૂવાઓનો નાશ થયો ખરો, પણ તેઓના નાશથી કેટલાં બધાંનું હિત જળવાયું હશે, અથવા કેટલાં બધાંનું અહિત થતું અટકતું હશે, એનો વિચાર કરવો ઘટે છે.

જે વહેમો, વહેમ માનનારાઓ અને વહેમને ઉત્તેજન આપનારાંઓને શાઊલે પોતાની ચઢતીના દિવસોમાં નાબૂદ કર્યાં હતાં તેની ભણી આ ચિત્તભ્રમિત રાજા અત્યારે ફરે છે, એ કેટલી શોકજનક વાત છે. રાજપોષાક પહેરીને નહિ પણ વેશ બદલીને તથા પોતાની સાથે બે અનુચરોને લઈને રાત્રે તે એન-દોર આવે છે. એન-દોરમાં એક સ્ત્રી હતી, તે "મેલી વિદ્યા જાણનાર" હતી. તે પિશાચવિદ્યા જાણનારી હતી, અને મૂએલાંઓ સાથે તે વાતચીત કરી શકે છે, અને નીચાણમાંથી આત્માઓને તે બોલાવી શકે છે, એવી લોકોમાં તેના વિષે માન્યતા હતી. આ ત્રણ માણસોએ, એટલે શાઊલ તથા તેની સાથેના બે માણસોએ તે સ્ત્રીને કહ્યું, કે તું એક આત્માને અમારી આગળ હાજર કર; પરંતુ તે સ્ત્રીએ તેમ કરવાની ના પાડી, અને કહ્યું, કે શાઊલના હુકમથી દેશના સર્વ ભૂવાઓને તથા જાદુગરોને નાબૂદ કરવામાં આવેલા છે, અને તેનો એ હુકમ હજી પણ અમલમાં છે. વેશધારી રાજા શાઊલે તેને ખાતરી આપી, કે "તને કંઈ પણ નુકસાન થશે નહિ;" અને કહ્યું કે શમૂએલને બોલાવી લાવ. આજ શમૂએલે શાઊલને પસંદ કર્યો હતો, તેજ તેનો માર્ગદર્શક થયો હતો, અને શાઊલના મનમાં થોડી કે ઘણી જે કંઈ ધાર્મિકતા હતી, તે શમૂએલને પ્રતાપે જ હતી. ઘણીવાર એવો પ્રસંગ અણધાર્યો આવે છે, કે જેઓને આપણે ધિક્કારેલા ને નિંદેલા હોય છે તેઓની જરૂર આપણને પડે છે, અને તેઓને માટે આપણે તલસીએ છીએ; તેમ

શાઊલને શમૂએલ માટે આ વખતે થયું હતું. શમૂએલની સેવા અને ઉપયોગીતાની કદર કરવાના પ્રસંગો શાઊલને ઘણા મળ્યા હતા, અને તે તેણે ગુમાવ્યા હતા; પરંતુ આ વખતે એની જરૂર પડતાં તે કહે છે, કે "મારે સારૂ શમૂએલને ઉઠાડી લાવ" (૨૮; ૧૧). ડૉ. એ. બી. ડેવિડસન "The Called of God" નામના પોતાના પુસ્તકમાં આ વિષે ટીકા કરતાં લખે છે, કે "આવી માગણી કરવામાં શાઊલ પોતાના મનની અસલ સ્થિતિએ પાછો ફરતો હતો. જે માર્ગ તેણે લીધો હતો તે જો ન લીધો હોત તો તે કેવો થઇ શકયો હોત, તેની ઝાંખી અત્યારે થાય છે; જે પ્રયત્ન તેણે કરવો જોઇતો હતો પરંતુ કર્યો નહોતો, તે કરવાને તે અત્યારે મથી રહ્યો છે. તેની રાજકારકિર્દીના આરંભે પવિત્ર આત્માએ તેનું જે રૂપાંતર કર્યું હતું તેવું રૂપાંતર પામવાને તે ફરીથી મથતો હતો. પરંતુ હવે શું વળે! મરણશય્યા પર કેટલાં બધાં આવી જાતનો પસ્તાવો કરે છે!"

વાતચિત દરમિયાન સ્ત્રીએ પોતાને ત્યાં આવેલા પગેણાને ઓળખી લીધો, કારણ કે જોકે તેણે વેશ બદલ્યો હતો ખરો તથાપિ તે ઢાંકયો રહે એવો નહોતો. તેનું કદ ગુપ્ત રહી ન શકે એટલું મોટું હતું. "તેના ખભાથી ઉપરનો ભાગ સર્વ લોકો કરતાં તરતો હતો" (૧ શમ. ૧૦; ૨૩), તેથી તે ગમે તે વેશમાં આવે, તોપણ તે ઓળખાયા વિના રહે જ નહિ, વળી એન-દોરની પડોશમાં જ આ વખતે તે હતો, તેથી પણ હરકોઇ ધારી શકે કે એ શાઊલ જ છે. પછી તે સ્ત્રીએ સમાધિ ચઢાવી, અને તેના કહેવા પ્રમાણે સમાધિ અવસ્થામાં "એક દેવને ભૂમિમાંથી ઉપર આવતો" તેણે જોયો (૧ શમ. ૨૮; ૧૩). શાઊલના જોવામાં તો કંઈ આવતું નથી. જે કંઈ દર્શન થાય છે તે સ્ત્રીને થાય છે; શમૂએલ જે કંઇ બોલે છે તે પણ તે સ્ત્રીની મારફતે શાઊલ સાંભળે છે. પ્રેતસ્થાનમાંથી આવતો અવાજ સાંભળીને જેવી ગભરામણ થાય તેવી ગભરામણથી દુ:ખી શાઊલ પોતાનું દુર્ભાગ્ય સાંભળે છે. "કાલે તું તથા તારા દીકરાઓ મારી સાથે હશો" (૧ શમ. ૨૮; ૧૯). આવા માઠા સમાચાર સાંભળીને શાઊલ બેશુદ્ધ થઇ નીચે ઢળી પડયો; કારણ કે તેના હોશકોશ તો ઊડી ગએલા હતા, વળી આખો દિવસ તથા આખી

રાત તેણે કંઇ પણ અન્ન ખાધું નહોતું. શાઊલની આવી સ્થિતિ જોઇને આ સ્ત્રીને દયા આવી. ઇશ્વરથી અને માણસથી તેનો બહિષ્કાર કરવામાં આવેલો હતો, અને તેથી તેની આવી દુર્દશા થઇ હતી, એ જોઇને આ સ્ત્રીના હૃદયમાં ઘણી દયા ઉપજી. તે તેને માટે કંઇ ખાવાનું તૈયાર કરવાને મંડી પડી. તેણે રોટલી બનાવી, ને "એક માતેલું વાછરડું" કાપ્યું, પછી રાજા તો જોકે ખાવાની બિલકુલ ના પાડતો હતો તોપણ આગ્રહ કરીને તેણે તેને ખવડાવ્યું. ત્યારબાદ જે બન્યું તેનું વર્ણન શાસ્ત્રમાં ઘણા હૃદયભેદક શબ્દોમાં કરવામાં આવેલું છે, એટલે "પછી ઊઠીને તેઓ તેજ રાતે વિદાય થયા" (૧ શમ. ૨૮; ૨૫). આ વખતનો ચિતાર શું આપણને યહુદાની યાદ નથી આપતો? તે "બહાર નીકળ્યો, તે વેળા રાત હતી" (યોહાન ૧૩; ૩૦). બહાર અંધકાર હતો ખરો, પરંતુ હૃદયમાં જે અંધકાર હતો તે તેના કરતાં વધારે ઘોર હતો. આ વાત પરથી આધુનિક કાળને માટે પણ બોધ મળ્યા વગર રહેતો નથી.

૧. આ સ્ત્રીના વર્ગનાં માણસો આજે પણ છે. તે આત્મવાદી કે બ્રહ્મવાદી, જાદુગર કે ગારૂડવાદી ગમે તે હોય; પરંતુ એટલું તો ખરૂં કે તેનામાં કંઇક ખાસ શક્તિ હતી એવું જણાય છે, અને એ શક્તિવડે તે સમાધિ ચઢાવી શકતી હતી, અને એ સ્થિતિમાં તે હોય તે વખતે તે ભવિષ્ય વાંચી શકતી હતી, એવું ધારવામાં આવતું. પોતામાં આવી અદ્‌ભુત શક્તિ છે, એવું તે ઘણે ભાગે માનતી હતી; અને તેટલે અંશે તે પોતે ઠગાતી હતી અને અન્યને ઠગતી હતી. પરંતુ આવો સર્વ પ્રકારનો ધંધો હેબ્રી ધર્મમાં નિષેધિત હતો, કારણ કે એ તો વ્યાધિગ્રસ્ત મગજનું એક રૂપ ગણાતું હતું. સમાજના નૈતિક નીરોગીપણાને એ ધંધો જોખમકારક છે એવું સમજીને ખાસ કરીને મુસાએ એવા ધંધાને બહુ જ તુચ્છકારી કાઢયો હતો (પુન. ૧૮; ૧૧).

૨. શાઊલને પોતાનું ભવિષ્ય જાણવાથી કંઇજ લાભ થયો નહિ, ઉલટો તેનો ઉદ્વેગ વધ્યો. એવા સ્થળે બેસવાથી તે છેક નાહિમ્મત ને નીતિભ્રષ્ટ થઇ ગયો, અને જેથી તે ડરતો હતો ત્યાંજ તે ધકેલી કઢાયો.

જે ભવિષ્ય આપણાથી ગુપ્ત રાખવામાં આવેલું છે તે અયોગ્ય અને મેલી વિદ્યાદ્વારા જાણવાની ઇચ્છા કરવી, એ પણ જોખમકારક છે; કારણ કે એમ કરવાથી ઇશ્વિર પરના આપણા વિશ્વાસના પાયા હાલમડોલમ થાય છે. જો આપણું ભવિષ્ય આપણને ઉજ્જવળ માલૂમ પડે તો તેને યોગ્ય થવાને જોઇતું ઉત્તેજન, એ રીતે ભવિષ્ય જાણી લેવાથી, આપણી પાસેથી જતું રહે છે; અને જો આપણું ભવિષ્ય ખરાબ હોય, તો જેમ શાઊલના દાખલા પરથી આપણે જોઇ શકીએ છીએ તેમ, આપણને મૃત્યુકારક આઘાત લાગે છે. જે ગુપ્ત છે તે પ્રભુએ પોતાના હાથમાં જ રાખ્યું છે. એક પ્રખ્યાત કવિ કહે છે, કે "મારે દૂરનો દેખાવ જોવો નથી; માત્ર એક ડગલું આગળ વધાય તો તે બસ છે."

૩. ભવિષ્ય જાણવાને લોકો આવાં સાધનોનો ઉપયોગ કરે છે, કારણ કે તેઓના કહેવા પ્રમાણે, તેથી, ભવિષ્યની જિન્દગી છે કે નહિ, અને તે કેવી છે, એની કંઇક ખાતરી તેમને મળે છે. પરંતુ આપણને પોતાને ઇશ્વર વિષે જે ખાતરી મળે છે તે ઉપર, ખ્રિસ્ત ઉપર, અને "નહિ તો હું તમને કહેત" (યોહાન ૧૪; ૨) એવા ઇસુના વચન પર એ જિન્દગીનો મુખ્ય આધાર રહેલો છે. એના કરતાં વધારે મોટું પ્રમાણ આપણે બીજું શું જોઇએ? "દ્રવ્યવાન અને લાજરસ"ના દૃષ્ટાંતમાં દ્રવ્યવાન એવી ઇચ્છા પ્રદર્શિત કરે છે, કે પૃથ્વી પરના તેના ભાઇઓને ચેતવણી આપવાને મૂએલાંઓમાંથી ઊઠીને કોઇ જાય (લુક ૧૬; ૨૭-૩૧). પરંતુ આપણા પ્રભુએ તેનો જે જવાબ વાળ્યો છે તે ધ્યાનમાં લેવાજોગ છે: "જો મુસા તથા પ્રબોધકોનું તેઓ નહિ સાંભળે, તો જો મૂએલાંઓમાંથી કોઇ ઊઠે, તોપણ તેઓ માનવાના નથી" (લુક ૧૬; ૩૧). પોતાના લોકોની ચેતવણીને માટે ઇસુ ખ્રિસ્તે એ વિષય પર એવો જવાબ આપ્યો છે. શાઊલે યુદ્ધને સમયે મેલી વિદ્યાનો આશ્રય લીધો. યુદ્ધનો સમય અતિશય ચિંતાનો અને બોજનો તો છેજ, અને એવે વખતે ભવિષ્ય જાણવાનું પરીક્ષણ હમેશાં આવે છે. પરંતુ એ તો, જેમ ભાંગેલી ટાંકીમાંથી તરસ છીપાવવાનો પ્રયત્ન કરીએ, અને મૂળ ઝરો કે જ્યાં આગળજ માત્ર માણસના આત્માની તૃષ્ણા તૃપ્ત થાય છે, તેનો નકાર કરીએ, એના જેવી વાત છે.

"મારા સર્વ પ્રસંગો તારા હાથમાં છે,
અને, હે ઈશ્વર, હું એવું ઇચ્છું છું કે તે તારા હાથમાં હોય."

**ગિલ્બોઆ પહાડ પર થએલી લડાઇ**—શાઊલને તો દેહાંતદંડ મળી ચૂક્યો હતો. દેશના ભાગલા પડી ગએલા હતા; યહુદાહનું મોટું કુળ લડાઇથી અળગ રહ્યું, અને ઈસ્રાએલના વજનદાર વર્ગના લોકોને રાજા પર હવે કંઇ શ્રદ્ધા રહી નહોતી. આવાં આવાં કારણોને લીધે, યુદ્ધનો આરંભ થયા પહેલાં હાર નક્કી થઇ ગઇ. પલિસ્તીઓએ બહુજ ચતુરાઇ વાપરી મોખરેનો હુમલો અટકાવવાને તેઓ ગિલ્બોઆના ઢોળાવ પર થઇને ટેકરીની બાજુ પરના એક ઊંચ પ્રદેશમાં આવ્યા. ત્યાં હેબ્રીઓ પૂરા જોશમાં તેઓની સામે થયા. તેઓ બહુ બહાદુરીથી લડ્યા, પણ બધું નકામું. શાઊલના ત્રણ દીકરા માર્યા ગયા, અને રાજા પોતે પણ ઘાયલ થયો. તે નાસતો હતો અને પલિસ્તીઓએ તેનો પીછો પકડયો હતો, તેથી તેમના હાથે પકડાઇને કેદી થવું ને ક્રૂર રીતે મરણ ભોગવવું, એ બધામાંથી છૂટવા સારૂ તે પોતે જ પોતાની તરવાર પર પડયો, ને મરણ પામ્યો. સવારમાં દુશ્મનોને તેનું મુડદું મળી આવ્યું, તેની સાથે તેના ત્રણ દીકરાઓનાં મુડદાં પણ મળી આવ્યાં. તેઓએ તેનું માથું કાપી નાખ્યું, આશ્કેલોનના આશતારોથના મંદિરમાં ટાંગવા સારૂ તેનાં શસ્ત્રો તેઓ લઇ ગયા, અને ગિલ્બોઆથી ત્રણ માઈલ દૂર આવેલા બેથ્શાનના કોટ પર તેની તથા તેના દીકરાઓની લાસ તેઓએ લટકાવી. આ ભયાનક ચિત્રરજનીમાં માત્ર એક જ પ્રકાશકિરણ આવી તેના અંધકારને લગાર ઓછો ગાઢ બનાવે છે. હવે એ કિરણ તે કયું તે તરફ જોઈએ. રાજા થયા પછી શાઊલે સૌથી પહેલું જે કામ કર્યું હતું તે એ કે તેણે યાબેશ-ગિલઆદના લોકોને બચાવ્યા હતા (પ્રકરણ ૮મું). શાઊલ તથા તેના દીકરાઓનાકે વા હાલ થયા છે તે જ્યારે યાબેશ-ગિલઆદના માણસોએ સાંભળ્યું, ત્યારે તેમના પર જે ઉપકાર શાઊલે કર્યો હતો તેનું પ્રીતિપૂર્વક સ્મરણ કરીને, તેઓ પોતાના ઘરેથી નીકળ્યા. યરદનને પેલે પાર તેઓ રહેતા હતા. ત્યાંથી આખી રાત ઝડપથી ચાલીને, જ્યાં શાઊલનું શબ લટકાવવામાં આવ્યું હતું ત્યાં તેઓ આવ્યા, અને બેથ્શાનના કોટ પર ટાંગેલાં મુડદાં તેમણે ઉતારી લીધાં. પછી તેઓએ તે લાસોને બાળી,

હાડકાંને દાટયાં અને પુષ્કળ વિલાપ કર્યો" યાબેશમાંના એશેલવૃક્ષ તળે, ઉપકારયજ્ઞ લોકોએ માનસહિત તે લાસોને દફનાવી ને તેઓ માટે તેમણે "સાત દિવસ સુધી ઉપવાસ કર્યો." (૧ શમ. ૩૧; ૧૩). ત્યાર પછી થોડાંક વર્ષે એ હાડકાંઓને ત્યાંથી લઇ જઇને શેલાહમાંની કોટુંબિક કબરમાં દાટવામાં આવ્યાં. ત્યાં શાઊલના બાપ કીશની કબર હતી (૨ શમ. ૨૧; ૧૪).

**દાઊદ અને શાઊલ**—આ બધા વખત દરમિયાન દાઊદ સિકલાગમાં જ હતો, અને ત્યાં રહીને આરબોની ભટકતી ટોળીઓ પર હુમલા કરતો હતો. પલિસ્તીઓ સાથેના યુદ્ધને ત્રણ દિવસ થઇ ગયા બાદ, હજી દાઊદ સિકલાગમાં જ હતો એટલામાં એક અમાલેકી તરફથી તેને માઠા સમાચાર મળ્યા. તે અમાલેકી રાત્રે રણાંગણ પર ભમતો હતો. ભમતાં ભમતાં તેને રાજાનું મુડદું મળ્યું. તે પરથી હાથ પરનાં કડાં તથા માથા પરનો મુગટ ઉતારી લઇને દાઊદની આગળ તેણે તે રજુ કર્યાં. વળી દાઊદ પાસેથી સારૂં ઇનામ મળશે એવી આશાથી તેણે કહ્યું, કે શાઊલના કહેવાથી મેં પોતે તેને મારી નાખ્યો છે. આ બધી વાત તો બનાવટી હતી. પરંતુ તે એવી વાત સાંભળીને દાઊદ ખુશી થશે, એવું તે ધારતો હતો. પરંતુ આ બધું સાંભળીને દાઊદના મનમા ઉગ્ર શોક થયો, કારણ કે દાઊદના મનથી તો શાઊલ "યહોવાહનો અભિષિક્ત હતો." પછી દાઊદે તે ખબર લાવનારને કહ્યું, કે "યહોવાહના અભિષિક્તને મારી નાખવા સારૂ તારો હાથ ઉગામતાં તું કેમ ડર્યો નહિ?" (૨ શમ. ૧; ૧૪). પછી તેણે પોતાના જુવાનોને બોલાવીને તેમને ફરમાવ્યું, કે એને અહીં ને અહીં જ મારી નાખો, કારણ કે "તેના મુખે તેની વિરૂદ્ધ સાક્ષી પૂરી છે" (૨ શમ. ૧; ૧૬). દાઊદ કેટલા મોટા દિલનો હતો કે પોતાના શત્રુના મરણમાં પણ તે આનંદી થયો નહિ. તે તો હમેશાં ઇશ્વરની જ આશા રાખતો હતો, અને જેથી ઇશ્વર રાજી રહે એ કરવું, એમાં જ તેનો પૂર્ણાનંદ હતો.

**દાઊદનું શોકગીત**—શાઊલ તથા તેના પુત્ર યોનાથાનને સારૂ દાઊદે જે શોકગાન કર્યું તે હેબ્રી સાહિત્યમાં અતિ પ્રખ્યાત છે "યાશારનું

પુસ્તક" એ નામનો એક પવિત્ર કાવ્યસંગ્રહ છે; તેમાંથી જૂના કરારનાં કેટલાંક ગીતો લેવામાં આવેલાં છે, અને આ "શોકગીત" પણ એજ પુસ્તકમાં આવે છે. એ ગીતનો કર્તા દાઊદ હતો, એ વિષે કંઇ પણ શંકા નથી; કારણ કે તે માત્ર વાજિંત્ર વગાડનાર હતો એટલું જ નહિ, પરંતુ એ ઉપરાંત તે તો સારો કાવ્યકાર હતો, અને જુદા જુદા પ્રસંગોને માટે જુદાં જુદાં બંધબેસતાં કાવ્યો રચતો હતો. વિલાપછંદમાં પણ તેણે કેટલાંક કાવ્યો રચેલાં છે, અને તેમાંનું આ પણ એક છે. ઇસ્રાએલી લોકોને આ કાવ્ય બહુ પ્રીય હતું, અને વારંવાર તેઓ તે ગાતા હતા.

"શાઊલ તથા તેના દીકરા યોનાથાનને માટે દાઊદે આવો વિલાપ કર્યો: જુઓ! યહુદાહપુત્રોને કઠણ બાબતો શિખવવાને (યાશાર) "પરાક્રમીઓના પુસ્તક"માં તે લખેલું છે:

૨ શમ. ૧; ૧૯ "હે ઇસ્રાએલ, તારૂં ગૌરવ તારા પર્વત પર કતલ થયું છે,
યોદ્ધાઓ કેવા માર્યા ગયા છે!
" ૧; ૨૩ શાઊલ તથા યોનાથાન પ્રિય તથા વહાલા હતા,
જીવતાં કે મરતાં તેઓ વિખૂટા પડયા ન હતા—
તેઓ ગરૂડો કરતાં ગતિમાન
અને સિંહો કરતાં સમર્થ હતા.
" ૧; ૨૫ લડાઇની જબરી ઝપાઝપીમાં
યોદ્ધાઓ કેવા માર્યા ગયા છે.
" ૧; ૨૬ હે યોનાથાન, તું તારા પર્વતો પર કતલ થયો છે,
તારે લીધે મને ખેદ થાય છે!
હે મારા બંધવ, યોનાથાન!
તું મને બહુ પ્રિય હતો,
મારા પર તારો પ્યાર અદ્દભુત હતો,
સ્ત્રીઓના પ્યાર કરતાં પણ વિશેષ હતો.
" ૧; ૨૭ યોદ્ધાઓ કેવા માર્યા ગયા છે,
અને યુદ્ધનાં શસ્ત્રોનો કેવો વિનાશ થયો છે!"

ખરેખર, આના જેવું કાયમનું સ્મારક શાઊલને માટે બીજું શું હોઇ શકે! અને તે વળી, જે માણસને તે ધિક્કારતો હતો અને જેનો જીવ લેવાને ઘણા વખતથી તે પૂઠે પડયો હતો, તે માણસ તરફથી!

**શાઊલનું ગુણાવલોકન**—જેમ જેમ શાઊલના જીવનનો અભ્યાસ આપણે કરતાં ગયાં, તેમ તેમ તેનાં ગુણલક્ષણ પર આપણે થોડું-ઘણું ધ્યાન તો દીધું છે. જુવાન વયે જયારે આપણે તેને જોયો, તેની શૂરવીરતા અને તેની ઉદારશીલતા જયારે જોવામાં આવી ત્યારે આપણને એવું લાગ્યું કે તેનું ભવિષ્ય આના કરતાં વધારે દેદીપ્યમાન નીવડશે, પરંતુ જેવી આશા આપણે રાખી હતી તેના કરતાં છેક ઉલટો તેનો અંત નીવડયો. તેના જે જે દોષો હતા તેમાંના ઘણાખરા તેને વળગેલી બિમારીને લીધે હતા એમ આપણે જોઇ ગયાં; તોપણ એક જણ કહે છે તેમ "શારીરિક દરદો ઘણેભાગે નૈતિક બગાડનું પરિણામ હોય છે." ઈશ્વરની ઇચ્છા નહિ પણ સ્વેચ્છા, ઈર્ષા, નિરંકુશ જુસ્સો, પરંતુ એ સર્વ ઉપરાંત ધર્મહીનતા, એવા બધા ગુણોને લઇને ઇસ્રાએલ ઉપર રાજા હોવાને તે અયોગ્ય ઠર્યો.

તોપણ એટલું તો બેશક કહી શકાય, કે તેની પાછલી જિંદગી બહુ ઉજ્જવલ દેખાતી નથી. તેનું એક કારણ એ, કે તેનું અને દાઊદનું જીવન સાથે સાથે વર્ણવવામાં આવ્યું છે. દાઊદ તો મહિમાવંત અને આદર્શ રાજા હતો. હવે કોઇ આદર્શ રાજાની સાથે બીજા રાજાનું જીવન આલેખવામાં આવે, ત્યારે તે બીજો રાજા આદર્શની આગળ ઝાંખો દેખાય, એ તો સ્વાભાવિક જ છે દાઊદના દેદીપ્યમાન પ્રકાશમાં શાઊલને જોવાથી તે શ્યામ લાગ્યા વિના રહે જ નહિ, શાઊલનાં કૃત્યો વધારે અઘોર અને કાળાં દેખાય છે, એનું કારણ એજ કે દાઊદનાં સારાં કૃત્યોની સાથે સાથે તે મૂકવામાં આવ્યાં છે. પરંતુ નિષ્પક્ષપાતપણે વિચાર કરવાથી માલૂમ પડશે, કે શાઊલ ના હોત તો દાઊદનું કાર્ય થઈ શકયું ન હોત. ઇસ્રાએલની જુદી જુદી જાતોને શાઊલે એક કરી, અને તેમનું એવું પ્રજાબળ સ્થાપ્યું, કે પલિસ્તી જેવા સુવ્યવસ્થિત અને સુસંયોજિત સૈન્યની સામે તે ટક્કર લઇ શકે. વળી એ ઉપરાંત તેનો દરબાર

કેટલો વિનયશીલ તથા અનહંકારી તેનું પોતાનું જીવન પણ કેટલું સારૂં અને સ્વચ્છ હતું. એ તરફ જોઇએ છીએ ત્યારે લાગે છે, કે દાઊદ અને સુલેમાનના કરતાં શાઊલનું રાજ્ય વધારે પ્રજાસત્તાક અને હેબ્રી આદર્શ મુજબનું હતું.

તોપણ તેના પતન પરથી આપણને ભારે ચેતવણી તથા બોધ મળે છે, તેણે આત્મપુરના દરવાજા અરક્ષિત રાખ્યા હતા (પ્રકરણ ૪ આપણામાં કોઇ કોઇ વાતે ઉત્તમતા હોય, પરંતુ પ્રભુ તરફથી જે જીવનપોષણ આપણે પામીએ છીએ તેને આપણાં પ્રકૃતિનાં પાપ જો ચૂસી લેતાં હોય તો તે ઉત્તમતા શા કામની? જોકે શરૂઆતમાં શાઊલે કેટલીક ફત્તેહો મેળવી ખરી, તોપણ સખેદ કહેવું પડે છે, કે તેની કારકિર્દી પહેલાં જેવી સ્થિતિમાં ઇસ્રાએલ પ્રજા હતી તેવી જ સ્થિતિમાં અને અંતે તે તેને મૂકી ગયો. મતલબ કે પહેલાં જેવી છિન્નભિન્ન સ્થિતિમાં તથા પલિસ્તીઓથી હેરાન થએલી સ્થિતિમાં તે પ્રજા હતી, તેવી જ સ્થિતિમાં શાઊલના મરણ સમયે પણ તે હતી. એ બધું હોવા છતાં, આટલું તો કહેવું જોઇએ, કે શાઊલની ગતિ વિષે જેઓ છેવટનો નિર્ણય કરવા બેસે છે તેઓએ ડો. એ. બી. ડેવિડસનની ચેતવણી ધ્યાનમાં રાખવી અને ત્યાર પછી તેનો ઇન્સાફ કરવો. “શાઊલના મરણ પછી તેને નિંદાપાત્ર કંઇ જ લખાણ શાસ્ત્રના બીજા કોઇ ભાગમાં છેજ નહિ. શાસ્ત્રમાં તેના વિષે માત્ર એટલું જ કહેલું છે, કે તેના પરથી પ્રભુએ પોતાની દયા ઊઠાવી લીધી, એટલે તે હવે રાજા તરીકે રહે નહિ એથી વધારે તેની વિરૂદ્ધમાં કાંઇ લખેલું નથી. પ્રભુના રાજ્યનો સાૈથી પહેલો રાજા શાઊલ હતો; અને આપણને એવો વિચાર કરવાની ઇચ્છા થાય છે, કે આ પંક્તિનો માણસ છેક જ ફેંકી દેવામાં આવ્યો નહિ હોય. આપણા પોતાના દોષો વિષે આપણે જે કરીએ છીએ તેજ તેના દોષો વિષે પણ આપણે કરવું જોઇએ—એટલે આકાશના રાજ્યના ખરા રાજાના ચરણ આગળ જેમ આપણા દોષોને આપણે મૂકીએ છીએ, તેમ તેના દોષોને પણ એજ સ્થાન આપણે આપીએ.”

## પ્રકરણ ૧૪મું

# દાઊદ, સમસ્ત ઇસ્રાએલનો રાજા—સંગ્રામ અને શાંતિ

(૨ શમૂએલ અધ્યાય ૩ અને ૭)

**માંહોમાંહેનો વિગ્રહ**—ઇસ્રાએલના આખા ઇતિહાસ પરથી આપણને માલૂમ પડયું છે, કે ઇસ્રાએલના દેશભકતો ઇસ્રાએલ પ્રજાનું સંગઠન જાળવવાની કાળજી વિશેષ રાખતા. પરંતુ ગિલ્બોઆ પહાડ પર જે શોકજનક બનાવ બન્યો તેથી તો ઘણાઓની આશા નિરાશામય થઇ ગઇ, અને ઇસ્રાએલની જુદી જુદી જાતો વળી પાછી એકબીજાથી છૂટી પડી ગઇ. જેઓ શાઊલના પક્ષના હતા તેઓની એક ટોળી બની, અને આબ્નેર નામના એક માણસે તેઓની આગેવાની લીધી. તેઓ યરદન ઓળંગીને માહનાઇમ ગયા, અને શાઊલના દીકરા ઇશબોશેથને રાજા સ્વીકારી ત્યાં તેઓએ રાજ્ય સ્થાપ્યું (ઇશબોશેથનું અસલ નામ તો ઇશ-બઆલ હતું, પરંતુ "બઆલ" નામ જ્યારે માત્ર વિધર્મીઓમાં ખાસ કરીને વપરાવા લાગ્યું, ત્યારે "ઇશ-બઆલ"ને બદલે "ઇશબોશેથ" એવું નામ તેણે ધારણ કર્યું. ઇશબોશેથનો અર્થ "શરમપુત્ર" એવો થાય છે). પરંતુ યહુદાહનું કુળ દાઊદના પક્ષમાં ભળ્યું (૨ શમ. ૨ ; ૧૦). દક્ષિણ પાલેસ્ટાઇનની રાજધાની હેબ્રોન નગરમાં તેઓએ દાઊદનો રાજ્યાભિષેક કર્યો. આ વખતે દાઊદ ત્રીસ વરસનો હતો. બન્ને રાજા એટલે ઇશબોશેથ અને દાઊદ—પલિસ્તીઓના ખંડીઆ રાજા જેવા હતા, કારણ કે દેશ પર વારેવારે જીત મેળવીને પલિસ્તીઓએ પાલેસ્ટાઇનનો કબજો લીધો હતો. બન્ને રાજાના કેટલાક ખાસ અનુચરો યરૂશાલેમની પાસે આવેલા ગિબઓન આગળ સામસામા મળ્યા. શરૂઆતમાં તો જાણે તેઓ રમત કરતા હોય અથવા એકબીજાની મજાક કરતા હોય, તેમ આમથા આમથા લડવા લાગ્યા. પરંતુ આખર પરિણામ એ આવ્યું કે તેઓ વચ્ચે ખરેખરૂં યુદ્ધ જામ્યું. ઇશબોશેથના માણસો હાર્યા ગયા, પરંતુ તેમની પાછળ પડવામાં અસાહેલનું મૃત્યુ નીપજયું. અસાહેલ

તે દાઊદનો ભાણેજ અને યોઆબનો ભાઇ થતો હતો. આખરે આબ્નેરની આજીજીથી આ લડાઇ બંધ પડી. તેણે યોઆબને હાંક મારીને કહ્યું, કે "શું તરવાર સદા સંહાર કર્યા કરશે? શું તું જાણતો નથી કે એનું પરિણામ તો આખરે કડવું જ આવશે?" (૨ શમ. ૨; ૨૬). એ સ્થળનું નામ "તરવારની ધારનું ક્ષેત્ર" એવું પડ્યું; અને એ નામ તો બીનજરૂરી કતલની યાદગીરી તરીકે ઘણા દિવસ સુધી રહ્યું.

**આબ્નેર**—ઇશબોશેથ તો માત્ર નામનો રાજા હતો. ગાદી પર માત્ર એક પુતળા જેવો તે હતો. વળી તે એટલો બધો મૂર્ખ હતો, કે પોતાને મળેલી ગાદીનો સઘળો આધાર આબ્નેર પર છે, એટલું પણ તે સમજતો નહોતો. એક વખત એવું બન્યું, કે ઇશબોશેથ અને આબ્નેર વચ્ચે કંઇ કજીઓ થયો. પરિણામ એ આવ્યું કે આબ્નેર, જે એક શૂરવીર સેનાપતિ હતો, તે દાઊદના પક્ષમાં ભળવા આવ્યો. પરંતુ દાઊદે તો એક શરતે જ તેની વાત પર ધ્યાન દેવાનું કહ્યું, એટલે દાઊદની સ્ત્રી મીખાલ, જેને શાઊલે બીજા માણસને પરણાવી દીધી હતી (૧ શમ. ૨૫; ૪૪), તેને જો આબ્નેર પાછી લાવી આપે તોજ દાઊદ તેની સાથે વાટાઘાટ કરવા ખુશી હતો. આબ્નેરે હુકમ કર્યો, એટલે બિચારો નમ્ર અને હૃદયભંગિત પાલ્ટીએલ પોતાની સ્ત્રી મીખાલને પાછી સોંપવાને તેની પાછળ રડતો રડતો બાહુરીમ સુધી ગયો; પરંતુ આબ્નેરે તોછડાઇથી તથા કઠોરતાથી તેને કહ્યું, કે "ચાલ, પાછો જા;" એટલે તે બિચારો પાછો ગયો (૨ શમ. ૩; ૧૬). હવે જ્યારે આબ્નેર તથા દાઊદ વચ્ચે ઉપલી વાતચિત ચાલતી હતી ત્યારે યોઆબ હાજર ન હતો. યોઆબ એવી પ્રકૃતિનો માણસ હતો, કે પોતા કરતાં બીજા કોઇ પર જો દાઊદની પ્રીતિ વધારે હોય, અથવા વધારે થવાનો સંભવ હોય, તો તે તેનાથી સાંખી શકાય નહિ; વળી અસાહેલના મરણને લીધે (૨ શમ. ૨; ૩૨) પણ આબ્નેર ઉપર તેને ખાર હતો. આ કારણને લીધે હેબ્રોનના દરવાજા આગળ જ યોઆબે પોતાના હરીફને દગાથી મારી નાખ્યો. આ નીચ કૃત્ય વિષે દાઊદે સાંભળ્યું ત્યારે તે બહુ દુઃખી થયો, અને તેણે કહ્યું, કે "ઇસ્રાએલમાં એક સરદાર તથા મહાન પુરુષ મરણ પામ્યો છે" (૨ શમ. ૩; ૩૮). હેબ્રોનમાં બહુ માનસહિત રાજાએ તેને દફનાવ્યો,

અને રાજા પોતે જ તેને માટે સૌથી વધારે શોક કરતો હતો. તેને લીધે વિલાપ કરતાં રાજાએ કહ્યું, કે

"જેમ કોઇ મૂર્ખ* મરે તેમ શું આબ્નેર માર્યો જાય ?
તારા હાથ બંધાયા ન હતા,
તારા પગમાં બેડીઓ ઘલાઇ ન હતી
દુષ્ટ માણસોથી કોઇ માર્યો જાય તેની પેઠે તું મૂઓ."
(૨ શમ. ૩ ; ૩૩, ૩૪).

આબ્નેરના અવસાનથી જો કે રાજાને આટલો બધો શોક થયો, તોપણ યોઆબ સાથે કજિયો કરવાની દાઊદની ઇચ્છા નહોતી, કારણ કે તે એટલો બધો પરાક્રમી હતો કે કોઇ તેની સામે થઇ શકે નહિ. દાઊદ સમજતો હતો, કે "સરૂયાહના દીકરાઓને વશ કરવાને હું અશક્ત છું." દાઊદથી વેર તો લેવાયું નહિ, પણ માત્ર એક કટુ વેણ કહીને તેણે પોતાનું મન વાળ્યું, એટલે "યહોવાહ દુષ્ટતા કરનારને તેના દુષ્ટ કર્મનાં ફળ આપો" (૨ શમ. ૩ ; ૩૯). આ શાપવાક્ય તરત તો નહિ, પણ આગળ જતાં ફળવાનું હતું.

**શાઊલના વંશનો અંત**—આબ્નેરના ખૂનથી બધું ઉથલપાથલ થયું. ઉત્તર ભાગના રાજ્યમાં હવે આબ્નેરના જેવો કોઈ વ્યવહારકુશળ તથા રાજકુશળ માણસ રહ્યો નહિ; તેથી બન્ને રાજ્યો શાંતિથી મળી જશે, એવી દાઊદે જે આશા રાખી હતી તે ખોટી ઠરી. ઇશ-બોશેથનો મરણકાળ નજીક આવતો ગયો. તે એક દિવસે મહેલમાં સૂઇ રહ્યો હતો, ત્યારે તેના મહેલમાં ને મહેલમાં કોઇએ તેને મારી નાખ્યો (૨ શમ. ૪ ; ૫, ૬) ; પછી તેને મારી નાખનારાઓએ, કંઇ ઇનામ મળશે, એવી આશાએ તેનું માથું દાઊદની પાસે આણ્યું. પરંતુ તેઓએ ધાર્યું હતું તેના કરતાં ઉલટું જ પરિણામ નીપજ્યું. દાઊદ તો પોતાના શત્રુના મોતમાં રાજી થાય એવો માણસ નહોતો. જોકે ઘણી મુદતથી તેનો અભિષેક કરવામાં આવ્યો હતો, તોપણ તેને રાજ્ય મળતાં ઘણો વખત લાગ્યો, તથાપિ એટલી બધી લાંબી મુદત સુધી તેણે ખુશીથી રાજ્યની

* દુષ્ટ માણસ.

રાહ જોઇ હતી, અને તે અધીરો બની ગયો નહોતો. ઇશ-બોશેથના ખૂનની વાત સાંભળીને ખૂનીઓ પર તે અતિ કોપાયમાન થયો, અને શાઊલના ખૂનને માટે પેલા અમાલેકીના જેવા હાલ તેણે કર્યા હતા તેવા જ હાલ ઇશ-બોશેથનું ખૂન કરનારાઓના પણ તેણે કર્યા (૨ શમ. ૪; ૧૨). હવે શાઊલના વંશમાં એક સિવાય બીજું કોઇ રહ્યું નહિ. તે તો યોનાથાનનો દીકરો મફીબોશેથ હતો (મફીબોશેથનું અસલ નામ મેરી-બઆલ હતું, પરંતુ જે કારણને લીધે ઇશ-બઆલને બદલીને ઇશ-બોશેથ નામ રાખવામાં આવ્યું હતું, તેજ કારણને લીધે મેરી-બઆલ બદલીને મફીબોશેથ નામ રાખવામાં આવ્યું હતું). તે પગે લંગડો હતો. ગિલ્બોઆ પર યુદ્ધ ચાલતું હતું, અને જે દિવસે શાઊલ તથા તેના દીકરાઓ મરણ પામ્યા હતા, તે દિવસે નાસતાં નાસતાં મફીબોશેથને તેની સંભાળનારીએ પાડી નાખ્યો હતો તેથી તે અપંગ થયો હતો, અને આખી જિન્દગી એવો રહ્યો. આ લંગડા મફીબોશેથ સાથે પાછળથી દાઊદ કેવી માયાથી વર્ત્યો હતો (પ્રકરણ ૧૫મું), તે વાર્તાની પ્રસ્તાવના તરીકે આ બનાવ અહીં આગળ દાખલ કરવામાં આવેલો છે.

**દાઊદનો રાજ્યાભિષેક**—દાઊદને વાસ્તે ઇશ્વિરે ઠરાવેલો સુભાગ્ય દિન આવ્યો, ત્યારે ઇસ્રાએલનાં જુદાં જુદાં કુળો તેની પાસે આવ્યાં, અને સંયુક્ત ઇસ્રાએલનો ગાદીપતિ થવાનું તે સ્વીકારે એવી તેને આજીજી કરવા લાગ્યાં. રાજાને માટે સૌથી પહેલાં જે રૂપક વપરાતું હતું તે વાપરીને ઇશ્વરનું વચન તેઓએ તેને યાદ દેવડાવ્યું, કે "તું મારા ઇસ્રાએલ લોકને **પાળશે**" (૫; ૨). પ્રાચીન ગ્રીક પદ્યસાહિત્યમાં પણ રાજાઓને "લોકોના પાળકો" કહેલા છે. ત્યાર પછી આધુનિક ભાષા-શૈલી પ્રમાણે જેને અભિષેકશપથ કહેવામાં આવે છે તે પ્રમાણે "દાઊદ રાજાએ યહોવાહની આગળ હેબ્રોનમાં કોલકરાર કર્યા" (૫; ૩). રાજાને જેમ કેટલાક ખાસ અધિકારો હોય છે, તેમ તેને માથે કેટલીક ફરજો પણ રહેલી છે, પરંતુ જેમ રાજાને અધિકાર હોય છે તેમ લોકને પણ કેટલાક અધિકારો હોય છે; પણ તે અધિકારો રાજાની પ્રસન્નતાને લીધે નહિ, પરંતુ ઇશ્વરના દાન કે બક્ષિસ તરીકે હોય છે. હેબ્રી ધર્મ પ્રમાણેનો રાજા તે નિરંકુશ કે આપખુદ સત્તાવાળો રાજા નહોતો, પણ એ

રાજાનું રાજત્વ તો એક કરાર પર આધાર રાખતું હતું, અને એ કરારમાં અન્યોન્ય હકો તથા ફરજો રહેલાં છે. તે જમાના તરફ જોતાં હેબ્રી લોકો અને તેઓનો ધર્મ તથા તેઓના આચારવિચાર અને રીતરિવાજ ઘણા જ સુધરેલા અને આગળ પડતા હતા, કારણ કે અહીં (ઈ. સ. પૂ. ૧૦૦૦) આપણે જોઇએ છીએ કે તેઓનો રાજા કંઇક અંશે લોકનિયુક્ત અને પ્રજાસત્તાક હતો. આ પરથી જણાય છે, કે પવિત્ર શાસ્ત્ર તે તારણનો દસ્તાવેજ છે એટલું જ નહિ, પણ સમાજના હકો કે અધિકારોનો પણ મોટો દસ્તાવેજ તે છે. આપણા પૂર્વજોએ તેઓની નાગરિક અને ધાર્મિક સ્વતંત્રતાના હકો આ મૂળ પાયા પર રચ્યા.

**યરૂશાલેમ દાઊદના હાથમાં આવ્યું**—સમસ્ત સંયુક્ત ઈસ્રાએલની રાજધાની તરીકે હેબ્રોન અનુકૂળ થાય એવું નહોતું, કારણ કે આખો દેશ ઉત્તરમાં રહ્યો અને એ છેક દક્ષિણમાં આવ્યું, તેથી રાજધાનીને માટે નવું નગર પસંદ કરવાની જરૂર પડી. એક જગા પર સૌની દાનત હતી. ઈ. સ. પૂ. ૧૪૦૦ જેટલા પ્રાચીન કાળે ઉ-રૂ-શાલીમ એક રાજાની રાજધાની હતું. એ રાજા તે વખતે મિસરનો ખંડીઓ હતો. જેમ દારજીલિંગ, સીમલા, ઉટકમંડ, વગેરે શહેરો પહાડ પર બંધાએલાં છે તેમ એ શહેર ખડક પર બાંધવામાં આવેલું હતું; અને ગીતકર્તા તેની પ્રશંસા કરતાં કહે છે તે યોગ્ય જ છે, કે "મોટા રાજાનું નગર, ઊંચાઇમાં ખૂબસૂરત અને આખી પૃથ્વીના આનંદરૂપ સિયોન પર્વત છે" (ગીત. ૪૮; ૨). ઈસ્રાએલ લોકોએ કનાન દેશનો કબજો લઈ તેમાં વસવાટ કર્યો હતો ખરો, પરંતુ આ યરૂશાલેમ શહેર હજી સુધી તેમને કબજે થયું નહોતું. એ શહેર એટલું બળવાન હતું, કે તે કદી જીતાશે નહિ એવું તેના મૂળ રહેવાસી યબૂસીઓ ખાતરીથી માનતા હતા, અને તેઓ વડાઈ કરીને કહેતા, કે તેના રક્ષણને માટે માત્ર આંધળાં અને લંગડાં માણસોને કોટ પર રાખવામાં આવે તોપણ તે દુર્ગમ કે અજેય રહેશે. પરંતુ દાઊદનો સેનાપતિ યોઆબ પોતાની સાથે કેટલાક માણસો લઇને નાળું ઓળંગી કોટ પર ચઢી ગયો, અને એ દુર્જય દુર્ગ તેણે જીતી લીધો. તેની શૂરવીરતાને લીધે તેને ઈસ્રાએલના સૈન્યના મુખ્ય સેનાપતિનું પદ આપવામાં આવ્યું અને રાજ્યને એ લાભ થયો, કે એક અતિ પુરાતન અને પ્રતાપી

પાટનગર તેને પ્રાપ્ત થયું; વળી એ પાટનગર એક મોટો ગઢ પણ હતું. યરૂશાલેમની જીતથી ઈસ્રાએલીઓ કંઇક અંશે પલિસ્તીઓને સરસા થયા; કારણ કે પલિસ્તીઓને કબજે પાંચ સુરક્ષિત નગરો હતાં, તો ઈસ્રાએલી-ઓને કબજે હવે એક તો થયું. હવે ઈસ્રાએલનાં બધાં કુળો બહુ સંતુષ્ટ થવાનું એ કારણ હતું, કે રાજ્યાધિકારનું મુખ્ય મથક અત્યાર સુધી છેક દક્ષિણે હેબ્રોનમાં હતું ત્યાંથી ખસેડીને તેને ઉપર લાવવામાં આવ્યું; દક્ષિણનાં કુળો એ માટે ખુશી થયાં કે યરૂશાલેમ જીતવામાં તેમનો પણ હિસ્સો હતો. હવે "દાઊદ તે કિલ્લામાં રહ્યો, ને તેણે તેનું નામ દાઊદનગર પાડયું" (૨ શમ. ૫; ૯). હવે પછીથી દાઊદ વધારે ને વધારે બળવાન થતો ગયો, "કેમકે સૈન્યનો દેવ યહોવાહ તેની સાથે હતો" (૨ શમ. ૫;૧૦).

**પશ્ચિમની સંસ્કૃતિ સાથે ઈસ્રાએલનો સમાગમ**—દાઊદની શક્તિ અને કીર્તિ વધતી ગઇ, તેનું એક પ્રમાણ એ છે, કે તે ગાદીએ આવ્યો ત્યારે તેને અભિનંદન આપવાને મહાન ફેનીકે નગર સૂરના રાજા હીરામે (કદાપિ તેના પિતા અબીબઆલે) તેની પાસે એલચીઓ મોકલ્યા. વળી યરૂશાલેમમાં દાઊદ પોતાને માટે જે મોટો રાજમહેલ બંધાવવાનો હતો તેમાં મદદ કરવાને સૂરના રાજાએ દેવદારવૃક્ષો તથા સુતારો અને સલાટો મોકલ્યા. સંસ્કૃતિની કળાઓમાં હેબ્રીઓને નહિ જેવું જ ભાન હતું, તેથી જ્યારે જ્યારે કંઇ પણ બાંધકામ કરવાનું હોય ત્યારે દાઊદ રાજા તથા તેની પછી તેનો દીકરો સુલેમાન, એ બન્નેને ફેનીકે દેશના કારીગરો તથા મજૂરો પર આધાર રાખવો પડતો હતો. એ લોકોની મારફતે ઈસ્રાએલી લોકો ભૂમધ્ય દેશોના પુરાતન સુધારાના સંસર્ગમાં આવ્યા.

**પલિસ્તીઓની સત્તા જીર્ણ થઇ**—જ્યાં સુધી ઈસ્રાએલનું રાજ્ય વિભાગેલું હતું, એટલે તે એક સંયુક્ત નહિ પણ બે રાજ્યો હતાં, ત્યાં સુધી તેમાંના એકે રાજ્ય પર પલિસ્તીઓએ જોઇએ તેટલી નજર નાખી નહોતી. પરંતુ જ્યારે સર્વ ઈસ્રાએલીઓ એક રાજ્યમાં જોડાઇ ગયા અને કોઇ પણ શત્રુની સામે થવા જેટલા બળવાન થયા, ત્યારે

પલિસ્તીઓએ ફરીથી યુદ્ધ આરંભ્યું. નાની મોટી લડાઇઓ ઘણી થઇ તેઓમાંની એક લડાઇમાં તો દાઊદે પોતાના શત્રુઓનો પરાભવ કરી તેમને હઠાવ્યા, અને જે "દેવોને" (મૂર્તિઓને) તેઓ રણક્ષેત્રમાં લાવ્યા હતા તેઓને લઇ લીધા (પ્રકરણ છઠ્ઠું). પ્રાચીન કાળના કીર્તિસ્તંભો પર દોરેલાં ચિત્રોમાં ઘણા વિજેતાઓને પરાજિત શત્રુઓના દેવોને ખભા પર મૂકી લઇ જતા જોવામાં આવે છે. બીજે એક પ્રસંગે લડાઇ થઇ, ત્યારે દાઊદે યહોવાહની સલાહ પૂછી અને યહોવાહે તેને કહ્યું, કે "જ્યારે શેતુર વૃક્ષોની ટોચોમાં કૂચ કરવાનો ખડખડાટ સંભળાય ત્યારે તમારે હુમલો કરવો" (૨ શમ. ૫; ૨૪). આ ઉપરથી અસલના વખતની એક પ્રાચીન કથા યાદ આવે છે, અને તે કથાને અને ૨ શમ. ૫; ૪૪માં હુમલો કરવાની જે નિશાની આપવામાં આવેલી છે, તેને કંઇક સંબંધ હોય એમ લાગે છે. એવું કહેવાય છે કે એક વખતે કનાન દેશમાં વૃક્ષપૂજા કરવામાં આવતી હતી, અને વૃક્ષોની શાખાઓમાં પવનનો જે સુસવાટ સંભળાતો તેને દિવ્ય વાણી તરીકે માનવામાં આવતો. આવી ચાલતી આવેલી માન્યતાને આધારે પવનને લીધે વૃક્ષની ડાળીઓમાંથી થતા અવાજને દાઊદ દિવ્ય અવાજ સમજ્યો હશે. આ લડાઇથી કનાન દેશમાં પલિસ્તીઓની સર્વોપરિ સત્તાનો અંત આવ્યો; કારણ કે ગેબા (યરૂશાલેમ પાસે)થી માંડીને પલિસ્તી સરહદ પરના પ્રાચીન શહેર ગેઝેર સુધીના બધા મુલકમાંથી દાઊદે પલિસ્તીઓને માર્યા. હાલમાં એ પ્રદેશમાં પાલેસ્ટાઇન તપાસમંડળ શોધન કરી રહેલું છે, અને લાંબા કાળથી દટાઇ ગએલાં શહેરો તેઓને જડી આવે છે.

**કરારકોશને ઘેર લાવવામાં આવે છે**—ઘણા વખતથી કરારકોશની વાત આવતી નહોતી (પ્રકરણ ૬ઠું). પરંતુ હવે ફરીથી એ વાત પાછી શરૂ થાય છે. હેબ્રો ધર્મના પુરાતન ચિહ્નરૂપ જે કરારકોશ હતો તે ઘણા લાંબા વખતથી આજદિન સુધી, એટલે જ્યારથી કરારકોશની વાત બંધ છે ત્યારથી માંડીને આજદિન સુધી, કિર્યાથ-યઆરીમમાં (૧ શમ. ૭; ૧) રહેતો હતો; પરંતુ હવે પલિસ્તી સત્તા પડી ભાગી છે, તેથી ફરીથી કોશની વાત ઇતિહાસમાં દાખલ થાય છે. યરૂશાલેમ એક મહા મોટો ગઢ હતું એટલુંજ નહિ, પણ પૂર્વ તથા પશ્ચિમની વચ્ચે વેપારનું

મુખ્ય મથક હતું. દાઊદ તો એક મહા રાજકુશળ પુરુષ અને ધાર્મિક ઉત્સાહવાળો હતો, તેથી રાજકીય કાબેલિયત વાપરીને તેણે યરૂશાલેમને ધર્મનું કેન્દ્રસ્થાન પણ બનાવવા ધાર્યું; "ત્યાં કુળો, હા, યહોવાહનાં કુળો ઇસ્રાએલને સાક્ષીરૂપ થવાને અર્થે ચઢે છે" (ગીત. ૧૨૨; ૪). પરંતુ કરારકોશને અબીનાદાબ (૧ શમ. ૭; ૧)ના ઘેરથી લાવતાં એક અતિ જીવલેણ બનાવ બન્યો. જે લોકો કરારકોશને લાવવા નીકળ્યા હતા તેઓ તેને એક નવા ગાડામાં મૂકીને લાવતા હતા. ઘણોખરો રસ્તો ખડબચડો હતો, તેથી ચાલતાં ચાલતાં બળદોએ ઠોકર ખાધી. તે જોઇને કોશને ગબડી પડતો અટકાવવાને ઉઝ્ઝાહ નામનો એક માણસ પોતાનો હાથ લંબાવી તેને ટેકો આપવા ગયો, ત્યાં તો તત્કાળ પડીને તે મરણ પામ્યો. આ ખેદકારક બનાવથી સર્વના સમજવામાં એવું આવ્યું કે ઇશ્વિર નાખુશ થએલો છે; અને એ અપશુકનથી ગભરાઇને દાઊદે ઓબેદ-અદોમના ઘરમાં કોશને લઇ જવાની આજ્ઞા કરી. ઓબેદ-અદોમ તો ગાથનો એક પરદેશી હતો; પરંતુ ઇસ્રાએલમાં તેને ધાર્મિક હકો પ્રાપ્ત થએલા હતા.

આ બનાવનો કોઇ કોઇ વાર એવો ખુલાસો કરવામાં આવે છે, કે જેથી આપણાં મન પર સારી અસર પડતી નથી. કારણ કે ઉઝ્ઝાહ કોશને અડકયો ખરો, પરંતુ અડકવાનો તેનો હેતુ પ્રશંસાપત્ર હતો, એટલે કોશને પડી જતો અટકાવવો. આ માણસનો કદાપિ વિચારદોષ કે નિર્ણયદોષ થએલો હોય, તોપણ શું તેટલા માટે પ્રભુ તેને મારી નાખે! એવા એવા વિચારો આ હકીકત વાંચતાં આપણા મનમાં આવ્યા વિના રહેતા નથી. પરંતુ આપણે ધ્યાનમાં લેવું જોઇએ કે શાસ્ત્રના આ પરિચ્છેદનો અથવા જે પુસ્તકમાં એ વાત આવે છે તેનો મૂળ લેખક એમ માનતો હતો કે કરારકોશ અતિ પવિત્ર છે; એટલો પવિત્ર કે અશુદ્ધ હાથે જો કોઇ તેને સ્પર્શ કરે તો તે જોખમકારક હતું (પ્રકરણ ૬ઠું). યહોવાહની સમક્ષતાના ચિહ્નરૂપ કરારકોશ વિષે ત્યારના લોકોના પ્રાથમિક વિચારો આવા હતા. ઉઝ્ઝાહ કેવા કેવા સંજોગોમાં મરણ પામ્યો તે જો આપણે બરોબર જાણતા હોત, તો કદાચ આપણને એવું માલુમ પડયું હોત કે જે શરૂઆતે માત્ર એક અકસ્માત થયો હતો તેને ધીરે ધીરે ઈશ્વરશાસનનું

મોટું રૂપ આપવામાં આવ્યું. ગમે તેમ હોય, તોપણ ઈશ્વર અદાવતખોર છે, એવું તો આપણે ધારવું જ ન જોઇએ. જ્યાં જ્યાં આવા બનાવો હોય ત્યાં આપણે ખાતરી રાખવી જોઇએ, કે એમાં જો કંઈ સદોષતા લાગતી હોય તો તેનું કારણ એ છે કે દિવ્ય બાબતો માણસોની મારફતે આવી છે, તેથી જેની મારફતે તે આવી છે તેમાં સદોષતા છે, નહિ કે તે બાબતો સદોષ છે; તો પછી "જેના ઠરાવો સત્ય તથા તદન ન્યાયી છે" (ગીત. ૧૯ ; ૯) તેનામાં તો સદોષતા હોય જ શેની ?

ત્રણ માસ સુધી ઓબેદ-અદોમના ઘરમાં કરારકોશ રહ્યો; અને "યહોવાહે ઈશ્વરના કોશને લીધે ઓબેદ-અદોમના કુટુંબને તથા તેના સર્વસ્વને આશીર્વાદ દીધો" (૨ શમ. ૬ ; ૧૨). જ્યારે આવા આનંદી સમાચાર દાઊદે સાંભળ્યા ત્યારે તેથી ઉત્તેજિત થઇને કરારકોશને યરૂશાલેમમાં લાવવાને તેણે ફરીથી પ્રયત્ન કર્યો. પહેલાંના જેવો બનાવ આ વખતે ના બને માટે આ વખતે ઘણી સાવચેતી રાખવામાં આવી. કરારકોશને ઊંચકતી વખતે પાળવાના નિયમો ધ્યાનમાં રાખીને લેવીઓની પાસે સન્માનસહિત તે ઊંચકાવવામાં આવ્યો, અને અગાઉથી તૈયાર કરેલા મંડપમાં તેને મૂકાવવામાં આવ્યો. આ દિવસ તો મહા આનંદનો તથા મહોત્સવનો હતો, કારણ કે ઇસ્રાએલમાં જેઓ ધાર્મિક માણસો હતા તેઓને, કરારકોશ યરૂશાલેમમાં પાછો આવવાથી એવું લાગ્યું, કે ખુદ પ્રભુ પોતાના લોકોમાં વસવાને તેઓને ઘેર આવ્યો છે.

**મીખાલ—અધાર્મિક સ્ત્રી**—પરંતુ તે દિવસના આનંદમાં વિક્ષેપ નાખે એવો એક વિષમ બનાવ બન્યો. આ દિવસે સૌથી વધારે આનંદ જો કોઇને થયો હોય તો તે દાઊદ હતો. આનંદના ઉમળકામાં દાઊદે પોતાનો રાજકીય પોષાક ઉતારી મૂકયો અને યાજકો પહેરતા તેવો સાદો એફોદ પહેર્યો ; અને તે "યહોવાહની આગળ પૂર્ણ આવેશથી નાચતો હતો" (૨ શમ. ૬ ; ૧૪). જેઓ અધર્મી અને અભિમાની હૃદયના હશે તેઓ જ દાઊદના આવા ઉત્સાહનો અવળો અર્થ કરશે. તેનામાં કેટલો બધો ધાર્મિક ભાવ હતો તે તે દર્શાવતો હતો, અને લોકો તેનો ભાવ સારીપેઠે સમજ્યા હતા. પરંતુ જ્યારે તે હરખાતો, કૂદતો અને નાચતો ઘેર આવ્યો ત્યારે ઉમરામાં જ તેની સુંદર પણ નિંદા કરનાર સ્ત્રી મીખાલ તેને

મળી. તે તેને મહેણાંટોણાં મારવા લાગી. જેવો શાઊલ હતો તેવી જ તેની દીકરી પણ હતી. તેના પિતામાં જેમ ધર્મની ઊંડી લાગણી નહોતી તેમ તેનામાં પણ નહોતી. વળી દાઊદ અને મીખાલ જુદાં રહેતાં હતાં એ અરસામાં તેઓનાં હૃદય પણ એકબીજાથી કંઇક અંશે જુદાં થઇ ગયાં હતાં. પ્રભુને મનગમતા માણસમાં જેવો ધાર્મિક જુસ્સો અને ઉત્સાહ હોવો જોઇએ તેવો જુસ્સો અને ઉત્સાહ દાઊદનામાં ધીરે ધીરે કેળવાયો હતો; પરંતુ બાળક વિનાની, દુનિયાદારી મન રાખનારી અને અધાર્મિક સ્ત્રીમાં જેવી ઉપરછલી ધર્માસ્થા હોય તેવી ઉપરછલી ધર્માસ્થા મીખાલમાં ધીરે ધીરે કેળવાઇ હતી. "મીખાલે...દાઊદ રાજાને યહોવાહની આગળ કૂદતો તથા નાચતો દીઠો, એટલે તેણે તેને પોતાના અંતઃકરણમાં તુચ્છ ગણ્યો" (૨ શમ. ૬; ૧૬); અને તે ઘેર આવ્યો કે તરત જ તે બોલી ઊઠી, "આજે ઇસ્રાએલનો રાજા બહુ રૂપાળો દેખાતો હતો" (૨ શમ. ૬; ૨૦). તે વારંવાર "રાજા" શબ્દ વાપરે છે તે ધ્યાનમાં લેવા જેવું છે. જાણે કે તે પોતે રાજકુળની હતી, અને હાલ પણ રાજવંશી હતી, એટલે રાજાની દીકરી અને રાજાની સ્ત્રી, એ વાત તે કદી વિસરી જઇ શકતી જ નહિ. દાઊદના કરતાં ઓછી ધર્માસ્થા કે ઓછા ઉત્સાહ-વાળા માણસને જો આવું સાંભળવું પડયું હોય, તો તેને તો આવાં કટુ વચનો કારી ઘા જેવાં લાગ્યાં હોય; પરંતુ દાઊદે કેવો જવાબ આપ્યો? "એ તો યહોવાહની આગળ [મેં એમ કર્યું], કેમકે તેણે તારા બાપ કરતાં તથા તેના કુટુંબના સર્વ કરતાં...મને પસંદ કર્યો છે" (૨ શમ. ૬; ૨૧). દાઊદનું હૃદય કેટલું નમ્ર હતું, અને તેને જે રાજ મળ્યું છે તેનો આપનાર ખરેખરો કોણ છે એ તે સારીપેઠે જાણતો હતો, એ તેના જવાબ પરથી સ્પષ્ટ જણાઈ આવે છે. વળી કેટલીક નિંદાખોર, અનાધ્યાત્મિક સ્ત્રીઓ ધાર્મિક મહોત્સવ પ્રસંગે પણ પોતાપણું પડતું મૂકી શકતી નથી, એવો ચેતવણીરૂપ બોધ પણ આ ઉત્તર ઉપરથી આપણને મળે છે. મીખાલને દાઊદ પાસેથી બાકીની આખી જિંદગી અલગ રહેવું પડયું, એ તેના અહંકારની તેને શિક્ષા મળી (૨ શમ. ૬; ૨૩).

**મંદિર બાંધવાનો મનસૂબો**—કરારકોશને માટે સિયોન પહાડ પર મંડપ ઊભો કરવામાં આવ્યો હતો ખરો, પરંતુ કોશ સદા મંડપમાં જ

રહે એવું દાઊદના મનમાં હતું, એમ તો આપણે ધારવું જ ન જોઇએ. કોશને માટે મંદિર બાંધવું, એવું તો દાઊદના મનમાં ઘણા વખતથી હતું. તેથી જ્યારે તેનો મહેલ પૂરો થઇ રહ્યો ત્યારે તેણે નાથાન પ્રબોધકને કહ્યું, કે "હું એરેજવૃક્ષના લાકડાની ઇમારતમાં રહું છું, પણ યહોવાહનો કોશ કનાતોમાં રહે છે" (૨ શમ. ૭; ૨). મંદિર બાંધવાનો વિચાર પ્રબોધકને પહેલે તો ગમતો આવ્યો, અને એ વિચારમાં દાઊદને તેણે અનુમતિ પણ આપી; પરંતુ તેજ રાત્રે દર્શન કે સ્વપ્નદ્વારા તેને જણાવવામાં આવ્યું, કે એ વિચાર ઇશ્વરની ઇચ્છા પ્રમાણે નથી. યહોવાહે કહ્યું, કે "હું આજ સુધી એક તંબુથી બીજા તંબુમાં તથા [એક] મંડપથી [બીજા મંડપમાં] ફરતો રહ્યો છું" (૧ કાળ. ૧૭; ૫). કોઇ એક સ્થળમાં ગોંધાઇ રહેવાનું ઈશ્વર પસંદ કરે જ નહિ.

**ડોળદમાક વિનાનો ધર્મ**—આદિપિતૃઓના સમયમાં જે વેદી હતી તે સાદી હતી. ઉપર આકાશ એજ તેનું છત્ર હતું; અને હજી પણ એવી જ વેદી લોકો વાપરતા હતા. ખરો ધર્મ તે ડોળદમાક વિનાનો ધર્મ છે. એવો ધર્મ આરંભથી અત્યાર સુધી ચાલતો આવેલો હતો. પરંતુ દાઊદના જમાનામાંથી નીકળી સુલેમાનના જમાનામાં પ્રવેશ કરીએ છીએ, ત્યારે ધર્મની સાથે દમામનું મિશ્રણ થએલું માલૂમ પડે છે. સુલેમાનના વખતમાં સાદો મંડપ નહિ, પણ ભવ્ય અને સુંદર મંદિર જોઇને આંખ મોહિત થઇ જાય છે; વળી મંદિરમાંની કર્મક્રિયા પણ લાંબી અને વિરચિત હતી. આવો બધો દમામ એક રીતે જોતાં કંઇક ફાયદાકારક હતો ખરો. એટલે ઇસ્રાએલનું પરાક્રમ કેટલું હતું તેને માટે એ દમામ પ્રમાણરૂપ હતો, એટલું જ નહિ પણ જેમ ફળનું રક્ષણ કાચલીથી થાય છે તેમ માઠા સમયમાં ધર્મના રક્ષણરૂપ તે હતો, એમાં કંઇ શંકા નથી; પરંતુ જો આપણે વિસ્તૃત દૃષ્ટિએ નિહાળીશું તો એવા ડોળદમાકવાળા ધર્મની અસર સારી થએલી લાગશે નહિ. કારણ કે હવેથી ધર્મ એક ને એક ઢબનો, આકરો ઇન્દ્રિયવિષયક અને ઉપલક્રિયો થઇ ગયો. દાઊદે જે વિચાર દર્શાવ્યો હતો તેમાં કેટલું જોખમ હતું તે, નાથાનની મારફતે જે પ્રબોધવચન આવ્યું તેથી માલૂમ પડ્યું. મંદિર બાંધવું એ જરૂરનું નહોતું, કારણ કે તેમાં ધર્મનું હિત જળવાય તેમ નહોતું, તેમજ

"સત્યની શુદ્ધતા"ને માટે પણ તે આવશ્યક નહોતું. રાજાની યોજના નામંજૂર કરવામાં આવી, તેનું એજ કારણ છે. તે "ખૂની" હતો, એટલે ઈશ્વરે તેને કહ્યું, કે "તેં લોહી વહેવડાવ્યું છે" (૧ કાળ. ૨૮; ૩), એવું કારણ બતાવીને મંદિર બાંધવા સામેનો વાંધો મજબૂત કરવામાં આવ્યો.

**મસીહની આશા**—દાઊદ યહોવાહને સારૂ ઘર ન બાંધે, પણ પ્રબોધકે કહ્યું, કે "યહોવાહ તારૂં ઘર (કુટુંબ) સ્થાપિત કરશે" (૨ શમ. ૭; ૧૧, ૨૭). તેનો વંશ શાઊલની પેઠે નિર્મૂળ થવાનો નહોતો, પણ કાયમ રહેવાનો હતો. દાઊદના વંશજોએ યરૂશાલેમ પર ચારસો વરસ રાજ કર્યું. દાઊદને જે વચન આપવામાં આવ્યું, તેમાં મસીહની આશાનાં ઝાંખાં કિરણો દેખાય છે (૨ શમ. ૭; ૧૩). ભવિષ્યમાં એક એવો મહાન નર ઊભો થવાનો હતો કે જે લુકના કહેવા પ્રમાણે "દાઊદના વંશ તથા કુળમાંનો" (લુક ૨; ૪) હોય, જેનામાં પૃથ્વીનાં સર્વ કુળો આશીર્વાદ પામે.

**અસિદ્ધ આદર્શ**—દાઊદનો વિચાર મંજૂર રાખવામાં આવ્યો નહિ એ વાત ખરી, પરંતુ દિલાસાના સારા શબ્દોમાં તેના ઇરાદાની પ્રશંસા કરવામાં આવી: "તારા હૃદયમાં મારા નામને સારૂ મંદિર બાંધવાનો વિચાર હતો, એ તારો વિચાર સારો હતો" (૧ રાજા. ૮; ૧૮). ઈશ્વર કેટલો મહેરબાન છે, કે આપણી ઇચ્છાઓને તે કૃત્ય સમાન માની લે છે.

મંદિર બાંધવાને માટે જે જે તૈયારી કરવી ઘટે તે દાઊદે કરી, પરંતુ તે કામ પૂરૂં કરવાનો આનંદ બીજાને માટે તે મૂકતો ગયો. ઘણા બહાદુર સંતો મરતાં મરતાં એવી પ્રાર્થના કરતા ગયા છે, કે "તારૂં કામ તારા સેવકોને દેખાડ, પરંતુ તારૂં ગૌરવ તેઓનાં છોકરાંઓને જોવા દે."

**નમ્રતાજનક દયા**—નાથાન પ્રબોધકની સાથે આ બધી વાતચિત કરી રહ્યા પછી દાઊદ રાજા "અંદર જઇને યહોવાહની સંમુખ બેઠા*"

*ભજન કરવાની અસાધારણ અંગસ્થિતિ. ભજન કરતી વખતે બેસવાની બાબત જૂના કરારમાં અન્યત્ર મળતી નથી.

(૨ શમ. ૭; ૧૮), કારણ કે જે જે મહાન વચનો તેને આપવામાં આવ્યાં હતાં તેથી અંજાઇ ગયો હતો, આશ્ચર્યચકિત થઇ ગયો હતો, અને પ્રેમ તથા સ્તુતિનો ઉભરો તેનામાં ભરાઇ આવ્યો હતો. તેણે કહ્યું "હું કોણ, તથા મારૂં કુટુંબ કોણ, કે આટલે સુધી તું મને લાવ્યો છે?" (૨ શમ. ૨; ૧૮). ઈશ્વરે જે જે દયાકૃત્યો તેના પ્રત્યે કર્યાં હતાં તે બધાનું વર્ણન તે કરી શકતો નથી; પરંતુ હોઠોથી જે બોલી શકાતું નથી તે હૃદયો સમજી શકે છે—"હે પ્રભુ યહોવાહ, તું તારા સેવકને ઓળખે છે" (૨ શમ. ૭; ૨૦). દાઊદ અત્યારે ખરા હૃદયથી પ્રભુનું ભજન કરે છે, તેની અને ઇશ્વરની વચ્ચે કંઇ પડદો નથી, આશીર્વાદના પહાડ પર તે શાંત બેઠેલો છે.

**દાઊદે મેળવેલી જીત**—દાઊદે જે જે વિજયો મેળવ્યા તેમના વર્ણનમાં કંઈ ધાર્મિક રહસ્ય રહેલું નથી, અને એ વિષે કશું ન લખાય તોપણ કંઈ વાંધા જેવું નથી; તથાપિ તે લોકો અને તે જમાનો કેવા હતા એ ઉપર એ જીતોના વર્ણનથી સારો પ્રકાશ પડે છે, માટે તેઓનું વિગતવાર વર્ણન ન કરતાં માત્ર તેમની યાદી આપવામાં આવે છે. પલિસ્તીઓને છેક વશ કરવામાં આવ્યા, અને તેની સાથે તેમના માતૃનગર ગાથ તથા તેનાં આશ્રિતનગરોની લગામ કબજે કરવામાં આવી. આથી દાઊદને પોતાના રાજ્યમાં શાંતિ થઇ, અને તેનું રાજ્ય મોકળાશથી વૃદ્ધિ પામવા લાગ્યું. ત્યાર પછી મોઆબને જીતી લેવામાં આવ્યું. એ જીત વખતે એટલી બધી અમાનુષી નિર્દયતા વાપરવામાં આવી હતી, કે કનાન દેશને કબજે કરતાં જે અતિ ક્રૂરતા કોઇ કોઇ વખત વાપરવામાં આવી હતી, તેનું સ્મરણ થયા વિના રહે નહિ. બીજાં આસપાસનાં તથા પડોશનાં રાજ્યોને જીતીને તે પણ ઇસ્રાએલનાં ખંડીઆં બનાવી દેવામાં આવ્યાં.

## પ્રકરણ ૧૫મું

# દાઊદનું રાજદરબારી જીવન—પાપ અને પ્રતિફળ

(૨ શમૂએલ અધ્યાય ૧૨-૧૪)

**દાઊદનું રાજદરબારી જીવન** (૨ શમ. અધ્યાય ૯-૨૦)—આ દશ અધ્યાયો તે એક આગવો પરિચ્છેદ કે ખંડ છે, અને શમૂએલના પુસ્તકના બીજા કોઇ પણ વિભાગ કરતાં બીનાઓની સાથે વધારે સમકાલિન છે, વળી હેબ્રી પદ્ય સાહિત્યનો એ એક ઉત્તમ નમૂનો છે. દાઊદની કારકીર્દિની શરૂઆતે તેણે તથા યોનાથાને એકબીજા સાથે સદાની મિત્રતા રાખવાની પ્રતિજ્ઞા લીધી હતી, હવે તે પોતાની રાજધાનીમાં થાળે પડેલો હોવાથી તેણે તપાસ કરી, કે "શું શાઊલના કુટુંબમાંનું હજી કોઇ જીવતું છે, કે યોનાથાનની ખાતર હું તેના પર કૃપા દેખાડું?" (૨ શમ. ૯; ૧). તપાસ કરતાં, યોનાથાનનો દીકરો મફીબોશેથ તેને જડી આવ્યો. દાઊદે તેને તેના પિતાની જાગીરો સોંપી દીધી; પરંતુ એ ઉપરાંત દાઊદે તેને કહ્યું, કે "તું હમેશાં મારી મેજ પર ભોજન કરજે" (૨ શમ. ૯; ૭). ઉપકારો વિસરી જનાર કે કૃતઘ્ની હોવાનો આક્ષેપ દાઊદ પર મૂકી શકાય એવું છેજ નહિ. મફીબોશેથ સાથે એવું માયાળુ વર્તન દર્શાવવાથી દાઊદે અજબ પ્રેમ પર નવી મુદ્રાછાપ મારી; વળી, ગતકાળમાં જે વખતે ભાગ્યે જ આપણો કોઇ મિત્ર હતો તેવે વખતે આપણા પર જે માયા દર્શાવવામાં આવી હતી તેનું આપણા સારા દિવસોમાં વિસ્મરણ કરવું, એ કેટલી બધી નીચતા છે, એ પણ આ પરથી તે આપણને શિખવે છે.

ત્યાર પછી એવું બન્યું કે ઈસ્રાએલીઓને આમ્મોનપુત્રો સાથે લાંબો વિગ્રહ ચાલ્યો. તે વખતે ઈસ્રાએલના સૈન્યનો વડો યોઆબ હતો. તેણે ઉત્તેજનદાયક હુકમ આપ્યો, કે "હિમ્મત રાખજો, આપણે આપણા લોકને સારૂ તથા આપણા દેવનાં નગરોને સારૂ બહાદુરી બતાવવી" જોઇએ. પછી નમ્રતાથી પણ આ કઠણ હૃદયના સૈનિકને મુખેથી

અજાયબ જેવા લાગે એવા શબ્દોમાં, એલીએ એક વખત કહ્યું હતું તેમ, તેણે કહ્યું, કે "યહોવાહને જે સારૂં લાગે તે તે કરો" (૨ શમ. ૧૦ ; ૧૨). આમ્મોનપુત્રોની સાથે અરામીઓ પણ જોડાયા હતા; અને તેઓ લબાનોન તથા યરદનની પૂર્વ તરફના દૂર દૂર દેશોમાંથી આવ્યા હતા. આથી આમ્મોનીઓ તથા અરામીઓનું એક ભવ્ય દળ થયું હતું. એવા મોટા દળની સામે થવાને તથા તેમને મારી હઠાવવાને બે લશ્કરની જરૂર હતી, કે જે બે જુદે જુદે ઠેકાણે લડે. પરંતુ આખરે આમ્મોનીઓની રાજધાની રાબ્બાહને પાણી મળતું અટકાવીને યોઆબે યુદ્ધનો અંત આણ્યો. તે શહેરને લૂંટતાં જે મિલકત મળી હતી તેમાં આમ્મોનીઓની મૂર્તિ મિલ્કોમનો એક સોનાનો મુગટ હતો (તે વજનમાં ૫૪ રતલ હતો); એ મુગટમાં એક મૂલ્યવાન પાષાણ હતો, તે દાઊદને ભેટ આપવામાં આવ્યો, અને દાઊદનાં કિંમતી જવાહીરોમાંનો એક તે ગણાવા લાગ્યો. (કોહીનૂરનો ઇતિહાસ પણ એવો જ છે. એ કોહીનૂર એક પછી એક જીતનાર રાજાઓના હાથમાં ગયો. હાલ તે અંગ્રેજ સામ્રાજ્યના શહેનશાહના મસ્તકે વિરાજે છે.) આમ્મોનીઓને એ રીતે કબજે કરીને દાઊદે તેમની પાસે કરવતો, લોઢાની પંજેટીઓ તથા કુહાડીઓ વડે કામ કરાવ્યું, અને ઈંટોની ભઠ્ઠીઓ તેમની પાસે સિંચાવી. જેમ યહોશુઆએ ગિબઓનના રહેવાસીઓને "લાકડાં ફાડનારા તથા પાણી ભરનારા ઠરાવ્યા" (યહો. ૯ ; ૨૭) તેમ દાઊદે આમ્મોનીઓ પર આવી જાતની વેઠ નાખી. હેબ્રીઓની લડાઇઓમાં નિર્દયતા ગુજાર્યાની વાતો આવે છે ખરી ; પરંતુ આ નિર્દયતાની નહિ, પણ પરાજય પામેલાઓ પાસેથી સખત કામ લેવાની વાત છે.

**દાઊદનું પાપ અને તેનો પશ્ચાત્તાપ**—રાબ્બાહના ઘેરાના સંબંધમાં એક બહુ જ દુઃખદાયક બનાવનું વર્ણન આવે છે. તે એ કે એ ઘેરો ઘાલવામાં આવેલો હતો એ દરમિયાન દાઊદે એક ભયંકર પાપ કર્યું, જેથી તેની આબરૂને એબ લાગી, અને તેના કુટુંબમાં નૈતિક સડો પેઠો, કે જે ઘણા અપરાધો અને દુઃખોનું મૂળ બન્યો. દાઊદના પાપ-કૃત્યની વાર્તા વિસ્તારથી અને અતિ કઠોરતાથી વર્ણવવામાં આવી છે. "કાળવૃત્તાંત"ના પુસ્તકનો લખનાર એ કરુણાજનક કથા પ્રત્યે આખાડા

કરે છે, પરંતુ "શમૂએલ"ના પુસ્તકનો લેખક તો દાઊદના આયુધિક ગૌરવ અને તેના રાજ્યની બીજી જાહોજલાલીની વાત પ્રત્યે અખાડા કરી તેની એબ અને અકથનિય અધમતા ઉઘાડી પાડવાને એ લાંબા અધ્યાયો લખે છે. બીજાં પુસ્તકો તો આવી વાતો ટૂંકમાં જ પતાવી દે અથવા છેક જ ઉડાવી દે; પરંતુ બાઇબલ તે કંઇ એવું પુસ્તક નથી; એ તો એવું છે કે જેનું નામ "પુસ્તક." કોઈપણ બીજાં પુસ્તકોના વર્ગમાં મૂકી શકાય એવું તે નથી. તે સૌથી નિરાળુ છે. તે એવું પુસ્તક છે, કે જેમાં ઇશ્વર પોતાને પૂર્ણ પવિત્રતામાં પ્રગટ કરે છે; અને તે પવિત્રતા એવી છે કે જે સંતોનાં છિદ્રો પણ ઉઘાડાં પાડે છે.

કોઈ પણ માણસ એકાએક ભૂંડો બની જતો નથી. દાઊદના સ્વભાવમાં ધીરે ધીરે સડો પેઠો હશે. મુશ્કેલ સંજોગોમાંથી એકાએક તેનું જીવન મોજીલું બન્યું હતું; તે સુખચેનમાં અને એશઆરામમાં રહેવા લાગ્યો હતો. જ્યારે ઇસ્રાએલના શૂરવીર પુરુષો રાબ્બાહમાં લડતા હતા ત્યારે દાઊદ તેમને મોખરે હોવાને બદલે રાજધાનીમાં રહી મોજશોખ કરતો હતો, એ બહુ વિચારવા જેવી બાબત છે. જે દિવસે આ બનાવ બન્યો તે દિવસે સાંજનો દાઊદ પોતાની અગાસીમાં ફરતો હતો. તેને કંઇ કામકાજ સૂઝતું નહોતું. કામ તો બીજાઓને સોંપીને પોતે નિષ્કર્મક બની રહ્યો હતો. એવામાં તેના દ્વાર આગળ લપાઇ રહેલું પાપ તેની સામું આવ્યું. આ પ્રસંગે દાઊદની કમર કસેલી નહોતી, તેની મશાલ સળગાવેલી નહોતી. શસ્ત્ર વિનાનો માણસ બળવત્તર શત્રુના હાથમાં આવી ગયો. દાઊદના સૈન્યના સરદારોમાંના એક સરદારની સ્ત્રી બાથ-શેબા પ્રત્યે દુષ્મને દાઊદના મનમાં દુષ્ટ વિકારનું પરીક્ષણ મૂકયું. એ બાથ-શેબા આગળ જતાં દાઊદના કુટુંબ અને રાજ્યની પાયમાલી કરનાર નીવડી. એ પાપ પકડાઇ જશે એવી બીકથી તેને ઢાંકવાના કેટલાક શરમભરેલા ઊપાયો દાઊદે કર્યા ખરા; પરંતુ એ ઉપાયો અસાર્થક લાગવાથી તેણે પોતાની ધારણાનુસાર એક સાર્થક ઉપાય કર્યો, એટલે યોઆબને સમજાવીને તેણે બાથ-શેબાના ધણી ઉરિયાહને જોખમવાળી જગાએ મૂકાવ્યો, જ્યાં તે બિચારો મરણ પામ્યો. પોતાના પતિના મરણ પછી તે બેશરમ સ્ત્રીએ રાજાની સાથે લગ્ન કર્યું, જે વાસ્તવિક રીતે

જોતાં તેના ધણીનો ખરો ખૂની હતો. દાઊદના જમાનાનું નૈતિક ધોરણ બહુ નીચું હતું, એવું કહીને ઘણા દાઊદના પાપને હલકું ગણે છે, અથવા દાઊદને જેટલો દોષ ઘટે તેટલો દેતા નથી; પરંતુ ધ્યાનમાં લેવું જોઇએ કે આવા પ્રકારના અપરાધ પ્રત્યે ઇસ્રાએલમાં બહુ જ ધિક્કાર હતો, કારણ કે ઇસ્રાએલ કોમમાં કોટુંબિક જીવનની પવિત્રતા બહુ જ જાળવવામાં આવતી હતી. દાઊદનું પાપ કેટલું ગંભીર હતું તે તો નાથાન સારીપેઠે જણાવે છે.

**નાથાન અને દાઊદ**—કેટલાક મહિના સુધી તો રાજા શાંત અને અણુપારતાવિક રહ્યો. પછી "યહોવાહે નાથાનને દાઊદ પાસે મોકલ્યો" (૨ શમ. ૧૨ ; ૧). નાથાને દાઊદની આગળ જે દૃષ્ટાંત કહ્યું તે ઘણું સુંદર અને જૂના કરારના ગ્રન્થોમાં અતિ પ્રખ્યાત ગણાય છે. પ્રબોધકે રાજાને કહ્યું, કે એક શ્રીમંત માણસને ત્યાં એક મહેમાન આવ્યો. તેને સારૂ રસોઇ કરવાને તેણે પોતાનાં ઘેટાંબકરાંના ટોળામાંથી કંઇ નહિ લીધું, પણ એક ગરીબ માણસની એકનીએક ઘેટડી હતી તે લીધી. રાજાને એટલો બધો નૈતિક અંધાપો આવી ગયો હતો, કે પહેલાં તો ઉદાહરણની મતલબ તેને સૂઝી નહિ; પરંતુ ઉદાહરણમાંના ગુનેગાર પ્રત્યે કોપાગ્નિ સળગાવીને બોલી ઊઠયો, કે "જીવતા યહોવાહના સમ, જે માણસે એ કૃત્ય કર્યું છે, તે માણસ મરણ પામવા યોગ્ય છે" (૨ શમ. ૧૨ ; ૫). તેણે પોતે જ પોતાનો ચૂકાદો આપી દીધો હતો; અને તરત જ નાથાને જવાબ આપ્યો, કે "તે માણસ તે તુંજ છે" (૨ શમ. ૧૨ ; ૭); "હવે તરવાર તારા કુટુંબમાંથી કદી દૂર થશે નહિ" (૨ શમ. ૧૨ ; ૧૦). વળી નાથાને કહ્યું, કે તેં ગુપ્તમાં પાપ કર્યું છે, પરંતુ તારી શિક્ષા તમામ ઇસ્રાએલના દેખતાં તથા સૂર્ય સમક્ષ કરવામાં આવશે. શું આજ પ્રમાણે પાપની શિક્ષા નથી મળતી?

**દાઊદનો પશ્ચાત્તાપ**—પછી ઊંડા પાતાળમાંથી ઝરા ફૂટી નીકળ્યા. રાજાના હૃદય ઉપર જ્યારે ચેતનાત્મક આત્મા ફુંકાવા લાગ્યો, ત્યારે તે સંગિત થયું, અને તે અતિ ઊંડા શોકસાગરમાં ડૂબવા લાગ્યો. દાઊદના બધા શોકોદ્ગારો અને પશ્ચાત્તાપના ઉદ્ગારો ૫૧મા ગીતમાં

દાખલ કરેલા છે. સર્વ જમાનાના પાસ્તાવિક લોકોએ ૫૧મું ગીત વાંચીને દાઊદની સાથે પોતાનાં આંસુ મિશ્રિત કરેલાં છે. શોકાવેશમાં તે બોલ્યો, કે "મેં યહોવાહની વિરૂદ્ધ પાપ કર્યું છે" (૨ શમ. ૧૨ ; ૧૩); નાથાને પણ યહોવાહના શાસન તથા તેની દયાના બેપિયા તરીકે તેને કહ્યું, કે "યહોવાહે પણ તારૂં પાપ દૂર કર્યું છે" (૨ શમ. ૧૨; ૧૩). તેને જતો કરવામાં આવ્યો તોપણ તેની શિક્ષા તો રહી; તેને ક્ષમા કરવામાં આવ્યું અને તેને શિક્ષા પણ કરવામાં આવી. આ બનાવ બન્યા પછી દાઉદના કુટુંબની કથા બહુ કરુણાજનક છે. એક ગ્રીસ કવિ કહી ગયો છે, કે "લોહીનો બદલો લોહી, અને ફટકાનો બદલો ફટકો મળશે; જેવું વાવવું તેવું જ લણવું થશે, એવું દરેક જમાનાના માણસો અનુભવ પરથી કહી ગયા છે." દાઊદના ઘરમાં શોક પર શોક, અપરાધ પર અપરાધ, મરણ પર મરણ જોવામાં આવે છે. પહેલવહેલાં તો તેના બાળકનું મરણ નીપજે છે. એ બાળકની વાર્તા વાંચતાં બહુ દુઃખ થાય એવું છે. તે મરી ગયું, ત્યારે ઈશ્વરેચ્છાને આધીન થતાં તથા કદાચ અમરત્વની આશા રાખતાં તેણે કહ્યું, કે "હું તેની પાસે જઈશ, પણ તે મારી પાસે નહિ જ આવશે" (૨ શમ. ૧૨ ; ૨૩).

**દાઊદનું પતન અને પુનરુત્થાન**—(૧) આ કથનમાં દાઊદના સ્વભાવનાં હલકાં તત્ત્વો આપણે બહુ નિહાળ્યાં; પરંતુ તેનો પસ્તાવો કેટલો ઉચ્ચ કોટિનો છે એ જો આપણે ન વાંચીએ તો આ કથનનું ખરૂં રહસ્ય આપણને જણાશે નહિ. કાર્લાઈલ કરીને એક અંગ્રેજ ગ્રન્થકાર પોતાના એક પુસ્તકમાં લખે છે, કે "સર્વ કૃત્યોમાં શું પશ્ચાત્તાપ સૌથી વધારે દિવ્ય અને ઉમદા નથી?" વળી પ્રબોધકની વાણીને કેટલી નમ્રતાથી દાઊદ આધીન થયો, એ જાણવા જેવું છે. દાઊદના જેવો જ ગુનો નવા કરારના એક રાજાએ કર્યો હતો. તેનું નામ હેરોદ હતું. દાઊદ આગળ નાથાને જે નીડરતા દર્શાવી હતી તેવી જ નીડરતાથી યોહાન બાપ્તિસ્મા કરનારે હેરોદને ઠપકો આપ્યો હતો. પરંતુ યોહાન બાપ્તિસ્મા કરનારના સંબંધમાં પરિણામ એ આવ્યું કે તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો, પરંતુ નાથાનના સંબંધમાં પરિણામ એ આવ્યું કે તે છેવટ સુધી દાઊદનો ભરોસાપાત્ર મિત્ર અને ખરો સલાહકાર રહ્યો.

ધન્ય છે હેબ્રી પ્રબોધશાસ્ત્રને કે આવા પ્રકારનો વિરોધ દર્શાવીને તેણે નીતિનિયમની સાર્વજનિક શુદ્ધતા ઈસ્રાએલના ઇતિહાસના અભ્યંતર પર ઊંડી કોતરેલી છે.

(૨) અહીં આગળ બે ઐતિહાસિક ઉદાહરણો આપવાં ઘટે છે: (અ) સંત ઓગસ્ટીન કહે છે, "જેઓનું પતન થએલું નથી તેઓએ દાઊદના દાખલા પરથી સાવધાન રહેવું જોઇએ; અને જેઓનું પતન થએલું છે તેઓએ નિરાશામાં ગરક થઇ જવાની જરૂર નથી." (બ) એક વખતે થેઓડોસીયસ બાદશાહે (ઇ. સ. ૩૯૦) થેસ્સાલોનીકાના રહેવાસીઓની કતલ કરી, ત્યારે મિલાનના મહાધ્યક્ષ અંબ્રોસે તેને કહ્યું, "હવે હું તમને પસ્તાવો કરવાનું ફરમાવું છું. જુઓ, દાઊદે પાપ કર્યું ખરૂં, પરંતુ તેણે કેવો પશ્ચાત્તાપ કર્યો! દાઊદે જેવું કર્યું તેવું કરતાં શું તમને શરમ આવે છે!" પરંતુ બાદશાહે તો પશ્ચાત્તાપ નહિ કર્યો, અને એવો ને એવો પ્રભુભોજન પાળવાને દેવળમાં જવાનું કરતો હતો, એટલામાં દેવળની પરશાળ આગળ જ અંબ્રોસ તેને સામો મળ્યો, અને તેણે તેને અંદર પેસતાં અટકાવ્યો. ત્યારે થેઓડોસીયસે કહ્યું, "દાઊદે પાપ કર્યું પણ તેને માફ કરવામાં આવ્યું." અંબ્રોસે કહ્યું, "દાઊદે પાપ કર્યું અને તમે પાપ કર્યું, એ બાબતમાં તમે સરખા છો; એટલે તમે પાપ કરવામાં તેનું અનુકરણ કર્યું છે; હવે બીજી રીતે પણ તમે તેનું અનુકરણ કરો. એટલે તેણે પશ્ચાત્તાપ કર્યો, તેમ તમે પણ પશ્ચાત્તાપ કરો."

**પ્રતિફળ**—અનીતિનો ચેપી રોગ થોડા જ વખતમાં આખા રાજદરબારમાં ફેલાઇ ગયો. પ્રથમ તો, દાઊદને આમ્નોન કરીને એક દીકરો હતો, તેણે પોતાની સાવકી બહેન તામારની આબરૂ લીધી. દાઊદ તો પોતાનાં છોકરાંને યોગ્ય શિક્ષા કરવાની બાબતમાં નબળો હતો. તેણે આવા કપૂતને શિક્ષા નહિ કરી, અને એમ સોટી પાછી રાખવાથી તેના પર એક પછી એક ઘણાં સંકટો આવી પડયાં. હવે તામારનો એક સગો ભાઇ હતો, તેનું નામ આબ્શાલોમ હતું. પોતાની બહેનની આવી દશા જોઈને તેને બહુ લાગણી થઈ, ને તેને રોમેરોમ ક્રોધ પણ વ્યાપ્યો, વેર લેવાનો વિચાર તેના મનમાં ઘોળાવા લાગ્યો. આ શોચનીય બનાવ બની

ગયાંને બે વરસ પછી આબ્શાલોમે એક દિવસ પોતાના નોકરોને મોકલીને આમ્નોનનું ખૂન કરાવ્યું, પછી તે નાસીને બાશાન જતો રહ્યો. ત્યાં ગશૂરનો રાજા જે તેનો નાનો થતો હતો, તેને ત્યાં તેણે આશ્રય લીધો. ત્રણ વરસ સુધી આબ્શાલોમ દેશનિકાલ થએલા જેવો રહ્યો. એ દરમિયાન પોતાના વહાલા દીકરાને મળવાને દાઊદનું હૃદય કોરાઇ જતું હતું.

**તકોઆની ચતુર સ્ત્રી**—આ દરમિયાન યોઆબ પણ બહુ દુ:ખી થતો હતો, કારણ કે તે દાઊદનો ખરો નિમકહલાલ માણસ હતો. જેમ વહાલ કરતો અને વિશ્વાસુ કૂતરો પોતાના ધણીને દુ:ખી જોઇ પોતે દુ:ખી થાય તેમ યોઆબ દુ:ખી થતો હતો ખરો, પરંતુ તેને કંઇ ઇલાજ સૂઝતો ન હતો. આખરે તકોઆ ગામમાં તેને એક ચતુર સ્ત્રી મળી. યોઆબ અને આ સ્ત્રી, એ બે જણે મળીને એક વાર્તા યોજી કાઢી, અને તે રાજાને કહેવાને યોઆબે તેને રાજા પાસે મોકલી. તેણે રાજા પાસે જઈને કહ્યું, કે "હે નેકનામદાર, હું એક વિધવા સ્ત્રી છું, મારે બે દીકરા હતા. તેઓને એક દિવસ તકરાર થઇ, ત્યારે એક જણે ઊઠીને બીજાને મારી નાખ્યો. હવે મરનાર દીકરાના પક્ષના માણસો મારા જીવતા રહેલા દીકરાનો જીવ લેવા શોધે છે, તો, હે રાજા, મને સહાય કરો, કારણ કે મારા બીજા દીકરાને જો મારી નાખવામાં આવશે તો હું વારસ વિનાની થઇ જઇશ, એટલે ઇસ્રાએલમાં મારો દીવો હોલવાઇ જશે." આ વાત સાંભળીને દાઊદને ઘણી લાગણી થઇ, અને તેની માગણી તેણે મંજૂર રાખી, કે તરત જ તે વાર્તા તેણે રાજાને પોતાને લાગુ પાડી, અને આબ્શાલોમને માટે આજીજી કરતાં તેણે કહ્યું, "ઈશ્વર કોઇનો જીવ લેતો નથી, પણ ઉપાયો યોજે છે, એ માટે કે જેને કાઢી મૂકવામાં આવ્યો છે, તે તેનાથી હમેશાં દૂર ન રહે" (૨ શમ. ૧૪; ૧૪). વળી તે સ્ત્રીએ વધારામાં કહ્યું, કે કદાપિ એવો પ્રસંગ આવે કે જ્યારે દયા કરવાનો વખત વિતી ગયો હોય, કારણ કે "આપણે [બધાંએ] મરવું એ નક્કી છે, ને જેમ જમીન ઉપર ઢળેલું પાણી ફરીથી એકઠું થઇ શકતું નથી, તેના જેવા આપણે પણ છીએ" (૨ શમ. ૧૪; ૧૪). માણસનું જીવન એટલું બધું ટૂંક છે કે તકરારોનું અનિષ્ઠ પરિણામ આવે ત્યાંસુધી તેમને લંબાવવી જોઇએ નહિ,

પણ જલદી સમાધાન કરી દેવું જોઇએ. ખ્રિસ્તી ધર્મમાં પ્રભુ અને માનવના પુનર્મિલાપનો જે સિદ્ધાંત છે, તેનું આ ઝળઝળિયું છે.

**અપૂર્ણ ક્ષમા**—દાઊદના હૃદયની પણ એજ વાંછના હતી. આ કાર્યમાં તેને યોઆબનો હાથ માલૂમ પડવાથી દેશનિકાલ થએલા આબ્શાલોમને પાછો બોલાવવાનું આનંદી કામ યોઆબને સોંપ્યું. પરંતુ આબ્શાલોમ જ્યારે યરૂશાલેમ પાછો આવ્યો ત્યારે તેને પૂર્ણ ક્ષમા આપીને ભોળા ભાવે મળવાને બદલે દાઊદે તેને પોતાથી દૂર ને દૂર રાખ્યો, અને તેને હેતથી મળવાની નામરજી દર્શાવી. પિતા તરીકે દાઊદ કેટલો મૂર્ખ હતો તે આ દાખલા પરથી બરાબર દેખાય છે. જ્યારે કોમળતા બતાવવી જોઇએ ત્યારે તે કઠણ બનતો અને જ્યારે સખતાઇ બતાવવી જોઇએ ત્યારે તે સાલસ બનતો. ઉભરાતા દયાભાવથી જો તે આબ્શાલોમને મળ્યો હોત, અને યરૂશાલેમમાં કુસંગમાં તેને પડવા દીધો ન હોત, તો દાઊદના માથા પર પાછળથી જે મોટી આપત્તિ આવી પડી તે આવી પડત નહિ. વળી આબ્શાલોમને બોલાવવાને માટે તેણે પોતાના વતી બીજા માણસને મોકલ્યો. હવે એમ કરવાને બદલે તેણે પોતે જ જવું જોઇતું હતું; અને એમ કર્યું હોત તો તે સારૂં ગણાત. આપણો પ્રભુ તો "બે દેવાદાર"ના દૃષ્ટાંતમાં (લુક ૭; ૪૧–૪૩) કહે છે, કે "તેણે બન્નેને **નિખાલસ દિલથી** માફ કર્યું." જ્યાં ક્ષમા અધિક છે ત્યાં પ્રેમ પણ અધિક છે; પરંતુ પરાણે કરેલી દયા તો ફોકટ જાય છે. આબ્શાલોમ પૂરેપૂરાં બે વર્ષ યરૂશાલેમમાં રહ્યો, તથાપિ તે રાજાનું મુખ જોવા પામ્યો નહિ. આ બન્નેને એટલે બાપ દીકરાને એકબીજા વિના ચાલે તેમ નહોતું, તોપણ પુનર્મિલાપના કાર્યમાં પહેલ કરવાની પિતાની મરજી નહોતી. જો દાઊદે એમ કર્યું હોત તો તેને તેનો દીકરો જે ખોવાએલો હતો ને પાછો મળ્યો હતો તે પુનર્પ્રાપ્ત થયો હોત. માબાપો અને છોકરાંઓને માટે આ બહુ વિચારવાલાયક વાર્તા છે.

**આબ્શાલોમની પુનઃસ્થાપના**—જ્યારે રાજા તો આબ્શાલોમને નજ મળ્યો ત્યારે તેણે યોઆબની મુલાકાત કરવાનું ધાર્યું, પરંતુ યોઆબ પણ રાજાના મનનું વલણ જાણતો હોવાથી આબ્શાલોમના

હાથમાં આવતો નહિ. પરંતુ યોઆબ પણ રાજાના મનનું વલણ જાણતો હોવાથી આબ્શાલોમના હાથમાં આવતો નહિ. પરંતુ આબ્શાલોમને એટલી તો ખાતરી હતી, કે જો હું તેની જ ખાસ અંગત મુલાકાત ચાહું તો તેને વાંધા જેવું રહેશે નહિ; તેથી તેણે ન છુટકે યોઆબનું જવનું ખેતર લગાડી મૂકયું. આથી સેનાપતિ યોઆબ ગુસ્સે થઇને એકદમ આબ્શાલોમને ઘેર આવ્યો. ત્યાં તેણે યોઆબને બધી વાત કહી. આબ્શાલોમને તેના બાપને મળવાની ઘણી જ ઇચ્છા થઇ હતી, અને ગમે તેમ કરીને પણ તેને મળવું, એવો તેણે નિશ્ચય કર્યો હતો. તેણે કહ્યું, મને મારી નાખવો હોય તો તે ભલે મારી નાખે, પણ મારે રાજાને મળવું તો છે જ (૨ શમ. ૧૪; ૩૨). આટલો બધો આગ્રહ જે બતાવે તેને કોણ ના પાડી શકે? પછી બાપ અને દીકરો મળ્યા અને એકબીજાને ભેટયા. આબ્શાલોમે સંપૂર્ણ ક્ષમા યાચતાં "રાજાને સાષ્ટાંગ દંડવત્ કર્યા, અને રાજાએ આબ્શાલોમને ચુંબન કર્યું" (૨ શમ. ૧૪; ૩૩).

## પ્રકરણ ૧૬મું

# આબ્શાલોમનું બંડ

(૨ શમૂએલ અધ્યાય ૧૫–૨૦)

**આબ્શાલોમનું બંડ**—ગયા પ્રકરણની સમાપ્તિમાં આપણે જોયું કે દાઊદ અને તેના દીકરા વચ્ચેનો અણબનાવ મટી ગયો, અને તેઓની વચ્ચે પુનર્મિલાપ થયો. એ પુનર્મિલાપ હતો ખરો. પરંતુ તે પૂર્ણ મિલાપ નહોતો, તેમજ તે વેળાસર પણ કરવામાં આવ્યો નહોતો; કારણ કે આબ્શાલોમે પોતાના પિતાને ગાદી પરથી ઉઠાડી મૂકવાની તૈયારીઓ કરવા માંડી હતી. બળવો થવાનાં ઘણાં કારણો સાધનભૂત થયાં હતાં. એક તો એ કે દાઊદના પ્રથમજનિત આમ્નોનનું મરણ થયું, એટલે આબ્શાલોમ પોતાને ગાદીનો વારસ અથવા પાટવી કુંવર ગણવા લાગ્યો. વળી આબ્શાલોમ પાછો આવ્યો ત્યારે તેના પિતાએ તેની અવગણના કરી, અને ઘણા વખત સુધી તે તેને મળ્યો નહિ તે ભૂત તેના મનમાં ભરાયું હતું. વળી આબ્શાલોમ શેખીખોર માણસ હતો, તેથી તેના ચંચળ સ્વભાવનો લાભ લે એવા ઘણા ખુશામતીઆ રોજ તેની સંગે રહેતા. પરંતુ એ કરતાં પણ મોટું કારણ એ છે, કે દાઊદે પાપ કર્યું ત્યારથી તેની પ્રતિભા અને શાખ જતી રહી હતી, કારણ કે ઉરીયાહના ખૂનની વાત પરથી બધું પોકળ ફુટી ગયું હતું; મૂળે મોજશોખીલો સ્વભાવ તો હતો જ, પણ તેના પર ઉદ્યમશીલ જીવનનો પહેલાં જે અંકુશ હતો તે જતો રહેતાં હવે તે સ્વભાવને પોત પ્રકાશવાનો પ્રસંગ મળ્યો; વળી ન્યાય ચૂકવવાની રીત મંદ ને અચોક્કસ હતી, તેથી લોકોમાં ઘણો અસંતોષ ઉપજ્યો હતો. પરંતુ મુખ્ય કારણ તો એ કરતાંય ઊંડુ હતું; ઉત્તર અને દક્ષિણનાં રાજ્યો વચ્ચેના જે વિખવાદને પલિસ્તીઓનાં યુદ્ધોને લીધે અત્યાર સુધી વગ મળ્યો નહોતો તે હવે શાંતિના સમયોમાં જાગૃત થયો; અને સર્વ કુળોમાંનું સૌથી બળવાન જે હવે યહુદાહ હતું, તે રાજધાની હેબ્રોનથી યરૂશાલેમમાં ખસેડવામાં આવ્યાથી અલગ પડી ગયું હતું.

બખેડો કરનારાઓની સ્વાભાવિક રીત પ્રમાણે ચાર વર્ષ સુધી આબ્શાલોમે લોકોની ખુશામત કર્યા કરી. તે જાણે એમ કહેતો કે હું રાજા થઈશ ત્યારે તો સર્વને માટે દુનિયા જ નવી બની જશે; અન્યાય જેવું કંઈ રહેશે નહિ, વર્ગભેદ નાબૂદ થઈ જશે. જો સુવર્ણ યુગ જેવું કંઈ હોય તો તે પાછો આવશે, વગેરે. એવી એવી યુક્તિપ્રયુક્તિથી આબ્શાલોમે ઈસ્રાએલના માણસોનાં મન હરી લીધાં, મતલબ કે (મૂળ હેબ્રી અર્થ પ્રમાણે) જેમ યાકૂબે લાબાનને બનાવ્યો તેમ તેણે તેમને બનાવ્યા; ગ્રીક ભાષાંતર પ્રમાણે 'તેણે પોતાને માટે તેમનાં હૃદયોનો કબજો મેળવ્યો.' માનતા ઉતારવાને બહાને આબ્શાલોમ હેબ્રોન ગયો હતો, પણ ત્યાં જઈને તેણે બંડનો વાવટો ફરકાવ્યો, અને "બંડ ભારે થયું, કેમકે આબ્શાલોમના પક્ષમાં દરરોજ વધારે ને વધારે લોકો આવવા લાગ્યા" (૨ શમ. ૧૫; ૧૨). આબ્શાલોમના પક્ષકારોમાંનો એક અહીથોફેલ હતો; તે ઘણો બુદ્ધિશાળી હતો, અને બુદ્ધિશાળી માણસ તરીકે તેની શાખ બહુ ભારે હતી, પણ એ ઉપરાંત તે બાથ-શેબાનો દાદો થતો હતો.

જેનો ખુલાસો થઈ ન શકે એવો સખત આઘાત દાઊદને લાગવાથી તેણે રાજધાની—સિયોનનો મજબૂત કિલ્લો—છોડી જતા રહેવાનો નિશ્ચય કર્યો. નગરનાં માણસોની વફાદારીનો તેને ભરોસો નહોતો તે કારણથી તેણે એમ કર્યું, કે ઘેરાની ભયાનકતામાંથી નગરને બચાવી લેવા તે ઇચ્છતો હતો તે કારણથી તેણે એમ કર્યું એ ચોકખું દેખાતું નથી. પરંતુ જે દિવસે દાઊદ આબ્શાલોમ પાસેથી નાસી ગયો તે એક દિવસની બીનાઓનું વર્ણન જે ઝીણવટથી કરવામાં આવ્યું છે તે હેબ્રી ઇતિહાસમાં અજોડ છે, અને એમ કહેવાનો આધાર એ છે કે સૂર્યોદયથી માંડીને સૂર્યાસ્ત સુધીની રાજાની હિલચાલો આપણે જાણી શકીએ છીએ.

વફાદાર મિત્રો—કેતનો તથા પલિસ્તીઓ (તેમને બાઇબલમાં કરેથીઓ અને પલેથીઓ કહેલા છે) જે પરદેશી હતા તેઓ દાઊદના અંગરક્ષકો હતા; કદાચ આવી જ કોઈ કટોકટીની વેળાએ તેમના શેઠને પડખે રહેવાને તેમને ભાડે રાખેલા હશે; અને એ લોકો વફાદાર રહ્યા. બીજા કેટલાએક જૂના અનુભવી માણસોની સાથે યોઆબ તથા અબીશાય

પણ દાઊદને વળગી રહ્યા; ગાથનો ઈત્તાય જેના વિષે એટલી બધી ખાતરી રાખી ન શકાય તે પણ દાઊદને પડખે રહ્યો, અને એક તરફ પુત્રે કરેલા પિતૃદ્રોહના ઘોર વાદળ સામે આ ભાગ્યશાળી સૈનિકની વફાદારી ધ્યાનમાં લઈએ છીએ ત્યારે તેની વફાદારી બહુ તેજસ્વી દેખાય છે. આ બાબતમાં તારે કંઇ લેવાદેવા નથી, માટે એ જોખમમાં પડવાની તારે કંઇ જરૂર નથી એમ કહીને જોખમથી દૂર રહેવાનું દાઊદે ઇત્તાયને બહુએ સમજાવ્યું; પરંતુ ઈત્તાય એકનો બે ન થયો, ઉલટું રાજામાં રહેલી આકર્ષણશક્તિ વિષે તેમજ તેના મંડળના લોકોનાં હૃદયો પર રાજાનો જે પ્રભાવ પડેલો હતો તે વિષે તેણે સરસ સાક્ષી પૂરી. આ સૈનિકનો ઉત્તર તે રૂથે નાઓમીને આપેલા ઉત્તર (રૂથ ૧; ૧૬)ના જેવો હતો, વળી જે કાર્યમાં નિષ્ફળતા જ મળવાની છે એવું તેને દેખાયું હશે એવા કાર્ય પ્રત્યે નિઃસ્વાર્થ ભાવ દાખવવાનું એ એક સુંદર ચિત્ર છે. ઈત્તાયે કહ્યું, "જીવતા યહોવાહના તથા મારા મુરબ્બી રાજાના જીવના સોગન, કે જ્યાં જ્યાં મારો મુરબ્બી રાજા જશે, ત્યાં મરવાનું હોય કે જીવવાનું હોય હોય તોપણ ત્યાં તારો દાસ પણ નક્કી જશે" (૨ શમ. ૧૫; ૨૧). નિન્દકવૃત્તિવાળા લોકોએ અનુપકારી દુનિયાની નિન્દા કરી છે; પરંતુ તે કરતાં એક કવિની સાથે નીચે મુજબ કહેવું એ બહેતર છે :

"અરે! માણસોની કૃતજ્ઞતાએ
ઘણીયેવાર મને શોકસાગરમાં ડૂબાવ્યો છે."

પવિત્ર શાસ્ત્ર, ધ્યાન ખેંચે એવાં ઘણાંય વચનો તથા બનાવોમાં એ વાત પર ભાર મૂકે છે, કારણ કે માનવના મૂલ્યની પૂરી કદર કરનારૂં એ પુસ્તક છે (સરખાવો લુક ૨૨; ૨૮).

**ઈશ્વરનો કશરકોશ**—નાસી જનારાઓએ યરદન ઓળંગીને પૂવ તરફ જતા રહેવાનો ઠરાવ કર્યો. તેઓમાં દાઊદને પણ આપણે જોઇએ છીએ. તે રડતો રડતો ઢાંકેલે માથે ચાલ્યો જાય છે; તે જૈતુન પહાડ ઓળંગે છે, ત્યાંથી અરણ્યમાં જાય છે. એક જાણીતું ઝાડ પસાર કરી દે છે, અને પછી આઘેમાં આઘેના ઘરથીયે દૂર નીકળી જાય છે; એ વખતે "આખો દેશ પોક મૂકીને રડયો, સઘળા લોક પેલે પાર ગયા." ત્યાર

પછી યાજકોની એક ટોળી કરારકોશ ઊંચકીને આવતી દેખાય છે, તેઓને મોખરે સાદોક તથા અબ્યાથાર હતા. પરંતુ ઇસ્રાએલમાં હવે ધર્મનો વિકાસ થએલો હતો, અને તાવીજની પેઠે કરારકોશને સાથે રાખવાના દહાડા વહી ગયા હતા. ઉપરાંત, જે થવાનું હોય તે થાઓ એવી ત્યાગવૃત્તિ ધારણ કરીને દાઊદ યાજકોને કહે છે, કે ઇશ્વર મને શું કરવાનો છે એ વિષે મને કશી ખાતરી નથી; પ્રેરકબુદ્ધિ ફરીથી જાગૃત થાય છે, અને ઇશ્વર જેને આશીર્વાદ દઈ શકે એવો માણસ પોતે હોવાની રાજાને કશી ખાતરી નહિ હોવાથી દિવ્ય કૃપા પરાણે મેળવવાની અથવા તે મળશે જ એવું માની લેવાની કોશીષ તે કરતો નથી. તેણે કહ્યું: "ઇશ્વરના કોશને પાછો નગરમાં લઇ જા; જો યહોવાહની કૃપાદૃષ્ટિ મારા પર થશે, તો તે મને પાછો લાવશે, ને આ [કોશ] તથા તેનું રહેઠાણ બન્ને મને ફરી દેખાડશે; પણ જો તે એમ કહે, કે હું તારા પર રાજી નથી, તો હું આ રહ્યો, જેમ તેને સારૂં લાગે તેમ તે મને કરે" (૨ શમ. ૧૫; ૨૫, ૨૬). ઇશ્વરના હાથમાં તે ભલી રીતે પોતાને છોડી દે છે. દાઊદની જિન્દગીની બીજી એક કટોકટીની વેળાએ આપત્તિના બોજ નીચે દબાઇ જતાં એવા જ ઉદ્‌ગાર તેણે કાઢયા હતા; તેથી આ વાકય તે ઉચ્ચારનારના આત્માનો અમુક પ્રાસાંગિક મિજાજ નહિ પણ તેના આત્માની પ્રકૃતિ જાહેર કરે છે; તેના હૃદયે જ્યાં હમેશાં આધાર રાખ્યો હતો ત્યાંજ તે હમણાં પણ આધાર રાખે છે.

**હૂશાય**—જેતુન પહાડના શિખર પરના પવિત્રસ્થાને હૂશાય નામના દાઊદના એક બીજા મિત્રે તેમના સમૂહમાં જોડાવાની ઇચ્છા કરી. પરંતુ યરૂશાલેમમાં રહીને બંડખોરોની જાસૂસી કરવામાં અને ખાસ કરીને અહીથોફેલની બાજી ઊંધી વાળવામાં (કારણ કે તે પણ બુદ્ધિશાળી પુરુષ હતો) તે વધારે ઉપયોગી થઇ પડે એમ હોવાથી તેને પાછો મોકલી દેવામાં આવ્યો.

**શિમઈ**—યરદનના આરા આગળ શિમઈ નામે શાઊલનાં સગાંઓમાંનો એક જણ પેલા નાસી જતા ટોળાને મળ્યો, અને ડુંગરા પર થઇને દોડતાં દોડતાં તેણે રાજાને શાપ દઇને તેના પર પથ્થર ફેંકયા.

અબીશાયે હમેશની માફક પોતાનો ઉતાવળીઓ સ્વભાવ દાખવતાં "આ મૂએલા કૂતરા"ને મારી નાખવાની ઇચ્છા કરી: "કૃપા કરી મને રજા આપ કે હું તેનું માથું કાપી નાખું" (૨ શમ. ૧૬ ; ૯). પરંતુ દાઊદે વારતાં કહ્યું, કે જ્યાં મારા પેટનો દીકરો જ મારો પ્રાણ લેવા માગે છે ત્યાં પારકા પાસેથી શી આશા રાખી શકાય? ત્યાર પછી તે એક ઘણું કરુણોત્પાદક વાકય બોલ્યો: "તે છો શાપ દે, કેમકે યહોવાહે તેને તે ફરમાવ્યું છે" (૨ શમ. ૧૬ ; ૧૧), અને એ પરથી તેનું મન તેને કેવું મારતું હતું ને તેના મનમાં કેવી ભાંજગડો ચાલ્યા કરતી હતી તેનો તાદૃશ્ય ચિતાર મળે છે. આ સમયે દુર્દશાનો એવો કાળ તેના શિર પર ઝઝૂમતો હતો કે તેનું પોતાનું હૃદય પણ તેની સામે બંડ જગાવી રહ્યું હતું.

**આબ્શાલોમ યરૂશાલેમમાં**—હવે વાર્તાનું સ્થળ બદલાઇને યરૂશાલેમ થાય છે, ત્યાં આગળ આબ્શાલોમે રાજચિહ્ન ધારણ કરી લીધાં છે, અને માનવમેદનીમાં ઊભો રહીને હૂશાય પોકારે છે, કે "રાજા [ઘણું] જીવો" (૨ શમ. ૧૬; ૧૬). અહીથોફેલે સલાહ એવી આપી, કે દાઊદ દેશને પોતાના વગનો કરી શકે ત્યાર પહેલાં સખત છાપો મારવો અને એકાએક મારવો. એ ખરી યુદ્ધનીતિ બની શકી હોત; પરંતુ હૂશાયે વકતૃત્વકળા વાપરીને આબ્શાલોમને સૂચવ્યું, કે મોટું લશ્કર ભેગું થાય ત્યાં સુધી તારે રાજધાનીમાં જ રહેવું, અને એ દરમિયાન લોકો ભલે પોતાના નવા રાજાનાં દર્શન કરે. મોજથી માનમરતબામાં રહેવાની સલાહ કોને પસંદ ન આવે, તેમાં આબ્શાલોમ જેવા માટે તો પૂછવું જ શું? એટલામાં એ સલાહનો કેવો અમલ થયો છે તે તાત્કાલિક સંદેશો મોકલી દાઊદને જણાવવાનો હૂશાયને વગ મળ્યો. પરંતુ આ વિલંબમાં અહીથોફેલને નર્યો નાશ સિવાય બીજું કંઇ નહિ દેખાવાથી તેણે જઇને ફાંસો ખાધો; આવી રીતે ઘવાયલા અહંકારને અને નહિ વસુલ થએલા વેરને બદલો મળ્યો. રાજા દાઊદનું મુખ્ય મથક માહનાઇમમાં હતું, જ્યાં પિતૃઓના જમાનામાં ઈશ્વરના દૂતોએ યાકૂબની મુલાકાત કરી હતી. દયાળુ અને મોટા દિલના મિત્રરૂપ દૂતો દાઊદની આજુબાજુ વિંટળાઇ વળ્યા, તેઓમાં ગિલઆદનો બાર્ઝિલ્લાય પુષ્કળ ખોરાકી લઇને છાવણીમાં આવેલો હતો, "કેમકે તે ઘણો શ્રીમંત માણસ હતો" (૨ શમ. ૧૯; ૩૨.)

યુદ્ધ—એફ્રાઇમના વનમાં બન્ને લશ્કરો સામસામાં ભેટયાં. એફ્રાઇમ એ ગિલઆદનો કયો ભાગ છે તે હજી સુધી ચોક્કસ જાણવામાં આવ્યું નથી. દાઊદે પોતાના સૈન્યના ત્રણ ભાગ પાડી યોઆબ, અબીશાય તથા ઇત્તાયની સરદારી તળે તે વહેંચી આપ્યા, અને તેણે પોતે પણ રણક્ષેત્રમાં ઝંપલાવવા ઇચ્છયું. પરંતુ લોકોના પ્રેમભાવે તેને એમ કરવા દીધું નહિ, "કેમકે" તેઓએ કહ્યું, કે "તું તો અમારામાંના દશ હજારની બરાબર છે" (૨ શમ. ૧૮ ; ૩). દરવાજામાંથી તેઓ પસાર થતા હતા ત્યારે દાઊદે પોતાના સરદારોને આજીજી કરીને કહ્યું, કે "તે જુવાન એટલે આબ્શાલોમની સાથે મારી ખાતર નરમાશથી વર્તજો" (૨ શમ. ૧૮ ; ૫). પરંતુ પેલા ત્રણ શૂરા સરદારોના મનમાં તો પોતાની જ યુક્તિઓ હતી, જે આપણે હવે પછી જોઇશું. આ હુકમ સાંભળનાર લોકોને દાઊદ તેનું પોતાનું જોખમ વિસરી ગયો એથી અજાયબ લાગ્યું નહિ, પરંતુ તેણે પોતાના વિશ્વાસુ સરદારોનો તથા હેરાન હેરાન થઇ ગએલા દેશનો વિચાર કર્યો નહિ. એથી તેઓ વિસ્મય પામ્યા. લડાઇમાં બંડખોર સૈન્ય છેક ખેદાનમેદાન થઇ ગયું, અને નાસતાં નાસતાં આબ્શાલોમનું ડોકું એક ફાલેલા ઝાડની શાખાઓમાં ભરાઇ ગયું. એક સૈનિકે યોઆબને રાજાનો હુકમ યાદ દેવડાવ્યો ત્યારે "તારી સાથે વાત કરી મારે ખોટી થવું ન જોઇએ" એવો તોછડો જવાબ આપી યોઆબે તેની ચેતવણીને ઠોકરે મારી. ત્રણ ભાલા લઇને આબ્શાલોમને હૃદય સુધી તેણે ભોંકી દીધા, અને હજી તો તે ઝાડ પર જ ટંગાઈ રહેલો હતો ત્યાં યોઆબના અનુચરોમાંના દશ જણે તેને મારીને ઠાર કર્યો. જંગલના એક મોટા ખાડામાં તેના શબને દાટી દઇને તે પર પથ્થરનો એક મોટો ઢગલો કરવામાં આવ્યો. યરૂશાલેમ પાસે રાજાની ખીણમાં આબ્શાલોમે જે એક સ્તંભ ઊભો કરેલો તેજ તેનો સ્મરણસ્તંભ બન્યો ; કારણ કે તેને કોઇ પુત્ર નહોતો. તેના ત્રણ પુત્રો તેની પહેલાં મરણ પામ્યા હતા.

વિલાપ—અતિશય ચિંતાગ્રસ્ત થઇને દાઊદ સમાચારની રાહ જોતો દરવાજા પરની કોટડી આગળ બેઠો હતો. પહેલો અહીમાઆસ યાજક આવ્યો ; તેણે ફતેહ મળ્યાનો ડંકો વગાડયો, પણ "જુવાન

આબ્શાલોમ" વિષેના પ્રશ્નનો ઉડાઉ જવાબ આપ્યો. બીજો એક સીદી (કુશી) આવ્યો; તેને પેલા કરતાં વધારે હિમ્મતવાન કહો કે ઓછો સમજુક કહો, પણ તેણે માઠા સમાચાર પૂરેપૂરા કહી નાખ્યા. પછી તો પથ્થર પીગળાવી નાખે એવો દેખાવ થયો. દરવાજા પરથી મેડી ઉપર થરથરતા પગે દાઊદ દાદરે થઇને ચઢયો, ત્યાં સર્વે જોનારાઓથી જુદા પડીને તેણે પોતાના શોકનો ઉભરો ઠાલવ્યો. વલોપાત કરતો કરતો તે આમ બોલ્યો: "ઓ મારા દીકરા આબ્શાલોમ, મારા દીકરા, મારા દીકરા આબ્શાલોમ, તારે બદલે હું મૂઓ હોત તો કેવું સારૂં થાત! ઓ આબ્શાલોમ, મારા દીકરા, મારા દીકરા! " (૨ શમ. ૧૮; ૩૩).

ઘણાં પાણીઓ પ્રેમને હોલવી શકે નહિ. બંડ તથા કૃતઘ્નતાનાં પૂર તેને ડુબાડી શકે નહિ. "પ્રીતિ સઘળું સહન કરે છે, પ્રીતિ કદી ખૂટતી નથી." દાઊદના ચારિત્ર્યમાંના ખરેખરાં ઉમદા તત્ત્વોમાંનું એક તે અયોગ્ય પ્રત્યે પણ તેનો બળવાન પ્રેમ અને અયોગ્યને પણ તેનું હૃદય વળગી રહેતું તે છે. આમાં પોતાના લોકોનો સદંતર ત્યાગ કરવાની ના પાડનાર ઈશ્વરપિતાનું જે મહાન ચિત્ર પ્રબોધક હોશીઆએ દોર્યું છે તેની ઝાંખી પ્રતિમા આપણે જોઈએ છીએ.

"હે એફ્રાઇમ, હું તને શી રીતે તજી દઉં?
હે ઈસ્રાએલ, હું તને શી રીતે સોંપી દઉં?

મારા મનમાં ઉથલપાથલ થાય છે,
મારી કરુણાવૃત્તિઓ પ્રબળ થાય છે.
હું દેવ છું, મનુષ્ય નથી." (હોશીઆ ૧૧; ૮, ૯).

જૂના કરારની સાહિત્યકળાના સંપૂર્ણમાં સંપૂર્ણ નમૂનામાંની બે કલમોમાં સૈન્યના ઘેર પાછા આવવાનું વર્ણન કરેલું છે (૨ શમ. ૧૯; ૨, ૩). રાજા પોતાના દીકરાને સારૂ શોક કરે છે એવી વાત લોકોએ સાંભળી "ત્યારે તે દિવસનો જય સર્વ લોકને શોકરૂપ થઈ પડયો. જેમ લડાઈમાંથી નાઠેલા લોક લજ્જિત થઇને ગુપચુપ સટકી જાય છે, તેમ તે દિવસે લોક ચુપકીથી નગરમાં પાછા આવ્યા." ગીતો ગાતા ગાતા અને નાચતા કૂદતા

પાછા ફરવાને બદલે, દરવાજા પરની મેડીમાં જે કરુણોત્પાદક માણસ હતો તેની સાથે લાગણી દર્શાવતાં તેઓ ગુપચુપ નગરમાં પેઠા. આ દાઊદ કેવો માણસ હશે કે તેનાં માણસોને તે એટલો બધો વ્હાલો લાગતો કે જેથી તેનો પોતાનો શોક તે તેઓને માટે ખરેખરો ને પૂરેપૂરો શોક થયો.

પરંતુ યોઆબ જે રાજનીતિમાં એક ખરો મુત્સદ્દી હતો તેણે શોકમાં દખલગીરી કરી, કારણ કે જનતા પ્રત્યેની ફરજ ચૂકે એટલી હદ સુધી એ શોક જાય એવી ધાસ્તી હતી. તેણે રાજાને જે યાદ દેવડાવ્યું કે તારા વિશ્વાસુ સૈન્ય તથા લોકનો તું કંઇક ઋણી છે, એ વાત ગમે તેટલી લાગણીરહિતની હોય, તોપણ તે ખરી અને શાણી તો હતી જ. યોઆબ તોછડાઇથી બોલી ઉઠયો, કે "જો આબ્શાલોમ જીવતો રહ્યો હોત, ને અમે સઘળા આજ મૂઆ હોત, તો તને તે ઘણું સારૂં લાગત" (૨ શમ. ૧૯ ; ૬). આ વધુ પડતી વાત ચોકખેચોકખી દાઊદને કહેવામાં આવી ત્યારે તે ઠેકાણે આવ્યો, અને તેની પાસે થઇને તેના સૈનિકોને કૂચ કરતા જોવાને તે ઊતરીને દરવાજા આગળ આવ્યો.

**રાજા ઘેર આવે છે**—થોડી જ વારમાં લાગણી ફેરવાઇ ગઈ, અને લોકો પોતાના વીર રાજા તરફ ફર્યા. કુળ કુળ વચ્ચેની અદાવતોને લીધે યહુદાહ સાથેની ક્ષણભંગુર ભાંજગડો થઇ ગયા પછી રાજાને ઘેર લાવવાનો ઠરાવ કરવામાં આવ્યો. શિમઈ પણ શરણે આવી ગયો ; અને અબીશાય શિમઇના લોહીનો તરસ્યો હતો ખરો, પણ દાઊદે ઉપકારજ્ઞતાથી ઉન્નત બનીને ફતેહને કલંકિત કરવાની ના પાડતાં કહ્યું, કે "શું આજે ઇસ્રાએલમાં કોઇ માણસ માર્યો જાય? શું હું નથી જાણતો કે આજે હું ઈસ્રાએલનો રાજા છું?" (૨ શમ. ૧૯ ; ૨૨). યોનાથાનનો દીકરો મફીબોશેથ જે કંઇક અંશે બંડમાં સામેલ હોવાનું જણાય છે તેણે પોતાની જપ્ત થએલી જાગીરમાંની અર્ધી પાછી મેળવવા જેટલી પોતા વિષે ચોખવટ કરી. ત્યાર પછી માહનાઇમ આગળ દાઊદનો જે યજમાન બન્યો હતો તે વિવેકી તથા સરભરા કરનાર બાર્ઝિલ્લાયની મુલાકાત રાજાને કરાવવામાં આવી ; બાર્ઝિલ્લાયે તો અક્ષરશઃ "તેના શત્રુઓના દેખતાં તેને વાસ્તે ભાણું તૈયાર કર્યું હતું." બાર્ઝિલ્લાયને રાજદરબારમાં હાજર થવાનું

આમંત્રણ આપવામાં આવ્યું. પરંતુ તેણે કહ્યું, કે એક જગાએથી બીજી જગાએ હું જઇ શકું નહિ એટલો બધો હું વૃદ્ધ થઇ ગએલો છું. તેની ઊંમરે તેનામાંથી મોજશોખ તથા આનંદની બધી રુચિ લઇ લીધી હતી; સંગીતની (ગવૈયાઓની તથા ગવૈયણોની) મજા લૂંટતાં તેનો બહેરાટ તેને રોકતો હતો; ઘરમાંજ એને તો ઠીક પડતું હતું. તેણે કહ્યું, કે "કૃપા કરીને તારા સેવકને પાછો જવા દે, કે હું મારા નગરમાં મારાં માતપિતાની કબર પાસે મરણ પામું" (૨ શમ. ૧૯; ૩૭). બન્યનકૃત "યાત્રાકારી"માં ભરવાડનો જે દીકરો મધુરતાથી આત્મસંતોષનું ગીત ગાતો હતો અને બહાદુરીથી હૃદયની નિરાંતરૂપી ફૂલ પહેરતો હતો તેનો આ સુશીલ ડોસો બહુ સારો સોબતી બની શક્યો હોત. બાર્ઝિલ્લાય ભુતકાળનો ચાહક હતો ખરો, તોપણ ભવિષ્યકાળ વિષે તે અશ્રદ્ધાળુ હતો એમ નહોતું; તેથી પોતાના દીકરા કિમ્હામની તેણે દાઊદને સોંપણી કરી, અને બાર્ઝિલ્લાયનું સ્થાન તથા માન દાઊદે કિમ્હામને એનાયત કર્યું. એમ રાજા પોતાના મહેલે આવ્યો.

**શેબાનો બળવો**—ઉત્તરનાં અને દક્ષિણનાં કુળો વચ્ચે અદાવતનો જે અવશેષ હજી રહેલો હતો તેમાંથી શેબા નામના એક જણની સરદારી નીચે બીજો એક બળવો જાગ્યો; પરંતુ છેક ઉત્તરમાં દાન આગળ તેને મારી નાખવામાં આવ્યો, એટલે એ બળવો શમી ગયો. એ બળવામાં આબ્શાલોમના સરદાર અમાસા જેને માફી બક્ષીને દાઊદ રાજાએ સૈન્યનો આગેવાન બનાવ્યો હતો તેને યોઆબે કપટથી મારી નાખ્યો. હરીફરૂપી આડી ખીલી દૂર કરવાની યોઆબની જે રીત હતી તેજ રીતનો ઉપયોગ કરીને તેણે અમાસાને સ્વધામ પહોંચાડી દીધો હતો. દાઊદને તો લાચાર થઇને એ બધું જોયા કરવાનું હતું, કારણ કે યોઆબ એટલો બધો જાણકાર હતો તેમજ એટલો બધો બળવાન હતો કે તેને ખસેડીને બીજાને એ જગા આપવી એ દાઊદથી બને એવું નહોતું.

## પ્રકરણ ૧૭મું

# દાઊદની વૃદ્ધાવસ્થા—દયા અને ન્યાયશાસન

( ૨ શમૂએલ અધ્યાય ૨૧—૨૪. )

દાઊદના અમલ દરમિયાન ત્રણ મહા વિપત્તિઓ આવી હતી. એક તો આબ્શાલોમના બંડમાં આપણે જે જોઇ તે; બીજી બે ( કાળાનુક્રમ ધ્યાનમાં લીધા વગર ) શમૂએલના પુસ્તકના પરિશિષ્ઠમાં ભેગીજ મૂકી દીધેલી છે (૨ શમ. અધ્ય. ૨૧–૨૪).

**દુકાળનાં ત્રણ વરસ**—ઘણી લાંબી મુદત સુધી વરસાદ નહિ પડવાથી દેશમાં ચોમેર દુષ્કાળ પડયો હતો. દરેક બીનાનું કારણ શોધી કાઢવું એ પુરાતન લોકોનો શોખ હતો, અને કમભાગ્યે એ કારણો ઘણી વાર તો માત્ર કાલ્પનિક હોતાં, કારણ કે ખુલાસાનો આધાર કોઇ ચિહ્ન પર રહેતો હતો, અને એ ચિહ્નની સમજુતી છેક બનાવટી રીતે કરવામાં આવતી હતી. અમુક બાબતોનો જે હેતુ હોય તેથી છેક જુદી અને મનસ્વી રીતે માણસો તેઓનો અર્થ કરે એ સંભવિત છે. યહોશુઆએ ઘણાં વરસો પર ગિબઓનીઓ સાથે જે સંધી કરી હતી તેનો ભંગ કરવામાં આવ્યો છે, એવું અહીં આગળ યાજકોએ અનાવૃષ્ટિનું કારણ જણાવ્યું. એ ગિબઓનીઓમાંના કેટલાક કદાચ નોબની કતલ વખતે શાઊલને હાથે માર્યા ગયા હતા, તેથી તે વખતના યાજકોએ નિવેદન કર્યું, કે લોહીનો બદલો લેવાના કાયદાને સંતોષવામાં નહિ આવે ત્યાંસુધી અનાવૃષ્ટિ ચાલુ રહેશે. શાઊલના કુટુંબના સાત માણસોના જીવ વગર અન્ય કોઈ પ્રાયશ્ચિત્ત ગિબઓનીઓને માન્ય થાય એમ નહોતું. યોનાથાનની ખાતર મફીબોશેથને તો ઉગારી લેવામાં આવ્યો હતો, પરંતુ મૃત રાજાના સાત વંશજોને શૂળીએ ચઢાવીને વરસાદ આવતાં સુધી

તેમની લાસોને ટાંગી રાખવામાં આવી. આ યુવકોમાંના બે જણની મા રિસ્પાહ નામે એક સ્ત્રી હતી (જૂના કરારમાં એના જેવું બીજું કરુણ સ્ત્રીચિત્ર એકે નથી), તેજ આ વાર્તાના કેન્દ્રરૂપ છે. ૭ મહિના સુધી તેણે આ લાસો સાચવી, અને "તેણે દિવસે વાયુચર પક્ષીઓને, તથા રાત્રે વનચર પશુઓને તેઓનાં મુડદાં પર આવવા દીધાં નહિ" (૨ શમ. ૨૧ ; ૧૦). ગ્રીક નાટકો જેઓએ જોયાં કે વાંચ્યાં હશે, તેઓ ખૂબસૂરત એન્ટીગોન પોતાની ભક્તિપરાયણતાથી પોતાના ભાઇનું કેવું સન્માનસહિત દફન કરાવી શકી તે જાણતાં હશે. રિસ્પાહે પોતાના દીકરાઓને માટે એમજ કર્યું. પરંતુ આ બનાવ હેબ્રીઓના ધર્મની અપૂર્ણતાઓ તથા સંકુચિતતાઓ પર અંધકારની પીછોડી ઢાંકે છે, અને એ મનુષ્યયજ્ઞના ભયંકર રિવાજની માત્ર બીજી બાજુ છે. બાઇબલમાં એ બાબતો છે તે પ્રકૃતિજન્ય ધર્મના અવશેષરૂપે છે. પાછળથી પ્રબોધકો તથા ગીતકર્તાઓ તેને જતી કરવાના હતા, અને આ શબ્દોમાં તેઓએ તે તિરસ્કારી કાઢી છે. "ઈશ્વરના યજ્ઞો તો રાંક મન છે ; હે ઈશ્વર, તું રાંક અને નમ્ર હૃદયને ધિક્કારીશ નહિ" (ગી. શા. ૫૧ ; ૧૭). રાંક મન અને નમ્ર હૃદય એજ એકલો ખરો યજ્ઞ છે.

**મરકી**—દુકાળનું પરિણામ સાધારણ રીતે મરકી જ હોય છે, અને અહીં એ મરકીને દાઊદના અમલની ત્રીજી આપત્તિ તરીકે વર્ણવેલી છે. સંભવિત છે કે લડાયક સેવા બજાવવાને લાયક હોય એવા માણસોનું દફતર બનાવવાને માટે, તેનાં પાછલાં વરસોમાં (ચોક્કસ સમય તો આપેલો નથી) તેણે વસ્તીગણના કરવાનો ઠરાવ કર્યો. શમૂએલના પુસ્તક પ્રમાણે આ ગણતરી કરવાને યહોવાહે દાઊદને ઉશ્કેર્યો (૨ શમ. ૨૪ ; ૧). પરંતુ શમૂએલના પુસ્તક પછી સેંકડો વરસે લખાયલું, બધા મહાન પ્રબોધકો પ્રબોધ કરી ચૂકયા પછી તેમજ અયોગ્ય તત્ત્વો કાઢી નાખીને ધર્મને પાવન કર્યા પછી લખાએલું "કાળવૃત્તાંત"નું પુસ્તક એ પરીક્ષણ શેતાનથી હતું એવું જણાવે છે. જે ઘડી ઘડી મિજાજ બદલ્યા કરે, જે માણસોને અધર્મ કરવા લલચાવે, જેને લીધે પાછળથી તેઓને શિક્ષા પણ કરવામાં આવે એવો ઈશ્વર હોય એમ ધાર્મિક માણસો તે વખતે ઈશ્વર વિષે માનતા નહોતા. તેથી પાછલા જમાનાઓમાં લખાએલા શાસ્ત્ર-

ભાગોના પ્રકાશથી જોતાં આપણે કહી શકીએ છીએ કે એ પરીક્ષણનું દોષારોપણ ઇશ્વરને કરવામાં પ્રથમ લેખકની ભૂલ થઇ હતી. "નવો કરાર" યાદ દેવડાવે છે તે પ્રમાણે "દુષ્ટતાથી ઇશ્વરનું પરીક્ષણ થતું નથી, અને તે કોઇને પરીક્ષણમાં નાખતો પણ નથી" (યાકૂબ ૧ ; ૧૩). દાઊદ તેના જમાનાનો માણુસ હતો, અને તેના પડોશીઓના નમૂનાઓથી મોટું લશ્કર રાખવાને એટલો બધો લલચાયો હતો કે ન પૂછો વાત. દફતર કે તેમની વસ્તીગણુતરીની વાત એ તો માત્ર આરંભક વાત હતી, પરંતુ પ્રાચીન લોકો આવી વસ્તીગણુતરીને અહંકારના પ્રદર્શનરૂપ તથા ઈશ્વરનું અયોગ્ય પરીક્ષણ કર્યા સમાન ગણુતા; વળી કેટલાક સંજોગોમાં તે જોહુકમીના અસહ્ય સાધનરૂપ પણ બને એવો સંભવ હતો.

તીક્ષ્ણ દૃષ્ટિવાળા યોઆબે આ નીતિની ખામી જોઇ લેતાં તેની સામે થવાનો પ્રયત્ન કર્યો, પરંતુ દાઊદ નમતું મૂકે એવો નહોતો. તોપણ દાઊદની ચેતન પ્રેરકબુદ્ધિ જે કંઇ ગુન્હો કર્યા પછી એકદમ જ પાછી ઠેકાણે આવતી તેણે દાઊદે ભૂંડું કર્યું છે એ તેને જણાવી દીધું—"તેને ઘણો પસ્તાવો થયો." ત્યાર પછી જે મરકી—"ત્રણ દિવસ સુધી યહોવાહની તરવાર"—ચાલી તે અધર્મની શિક્ષા તરીકે લેખવામાં આવી. દાઊદના ચારિત્ર્યનું વધારે પ્રકટીકરણ આ વાર્તાદ્વારા થાય છે, એટલા પૂરતી આ વાર્તા બહુ અગત્યની છે. જે જે વિપત્તિઓ તેની આગળ મૂકવામાં આવેલી હતી તેમાંથી ગમે તે કોઇ પસંદ કરવાના સંબંધમાં પ્રબોધક ગાદની સાથે વાત કરતાં તેણે કહ્યું, કે "હું ઘણી મુશ્કેલીમાં છું, આપણે યહોવાહના જ હાથમાં પડીએ; કેમકે તે ઘણો દયાળુ છે, કે મારે માણુસના હાથમાં પડવું ન પડે" ( ૨ શમ. ૨૪ ; ૧૪ ). દાઊદની ધાર્મિકતાના છેક ઊંડાણમાં ઈશ્વર ઉપર અમર્યાદ ભરોસો રહેલો હતો: ઇશ્વર તેનું કશું અહિત કરી શકે એમ નહોતું, કારણ કે માણસો કરતાં ઇશ્વર ઘણો દયાળુ છે. એ વાત આપણે હમેશાં ખરી માનતાં નથી, ને ભાંગેલાં ટાંકાં પહેલાં અજમાવીએ છીએ; પરંતુ એથી તૃપ્તિ નથી મળતી ત્યારે આપણે પાછાં ફરીએ છીએ—"હું તારા પર ભરોસો રાખું છું, મેં યહોવાહને કહ્યું છે, કે તું મારો પ્રભુ છે; તારા વગરનું મારૂં કોઇ હિત નથી" (ગી. શા. ૧૬ ; ૧, ૨).

દાઊદે મરકી જોઇ ત્યારે જાણે આકાશમાં વિનાશક દૂત યરૂશાલેમ પર પ્રહાર કરવાની તૈયારી કરી રહ્યો ન હોય એવું તેને લાગ્યું, અને ત્યારે તેણે ફરીથી યહોવાહની આગળ પોકાર કર્યો, કે "પાપ તો મેં કર્યું છે, ને દુષ્ટતા પણ મેં કરી છે; પણ આ ઘેટાંએ શું કર્યું છે?" (૨ શમ. ૨૪; ૧૬). રૂશિયાના એક ઝારે એવા જ ભાવની પ્રાર્થના એક વખત કરી હતી: "સર્વશક્તિમાન ઈશ્વર, તારા શાસનોનો ફટકો એકલા મારા પર પડે, અને મારા લોકો પર નહિ." દાઊદના પોકારનો જવાબ મળ્યો, અને દિવ્ય સૂચનાથી રાજા યબૂસી અરાવ્નાહની ખળી પર વેદી બાંધવાને પ્રેરાયો. એ કામને સારૂ અરાવ્નાહે જમીન, યજ્ઞને માટે બળદો, અને અગ્નિને માટે ખળીનાં ઓજારો, એ સર્વની ભેટ કરવા ઇચ્છા બતાવી. પરંતુ એવો યજ્ઞ ચઢાવવો એ દાઊદની રીત નહોતી; માત્ર સોંઘું ધર્મપાલન એ દાઊદના ઉદાર મનને અમંગળ લાગતું હતું. ખરા યજ્ઞાર્પણનો ભાવ કેવો હોવો જોઇએ તે વિરલ અંતર્દૃષ્ટિથી જોયા પછી ભેટ તરીકે તે ચીજો લેવાની તેણે ઉદારભાવે ના પાડી; અને ઇશ્વરને કે માણસને ચઢાવવાનાં સર્વ અર્પણો હમેશને માટે નિયંત્રિત કરનારા શબ્દોમાં તેણે કહ્યું, કે "મને મફત મળેલાનું, મારા દેવ યહોવાહને દહનીયાર્પણ હું નહિ જ કરીશ" (૨ શમ. ૨૪; ૨૪). આ મહાન પુરુષના હોઠોમાંથી ધાર્મિક વચનોનાં જે મોતી પડે છે તે જોઇને અજાયબીનો પાર રહેતો નથી, અને આપણા મનમાં એમ આવે છે કે યહોવાહની લગભગ કશી ખાનગી વાત દાઊદથી ખાનગી રખાએલી નહિ હોય. "કાળવૃત્તાંત"ના પુસ્તકમાં નોંધાયલાં દાઊદનાં વ્યાખ્યાનોમાં આવાં ઘણાં પ્રખ્યાત વચનો આપણને મળે છે. અહીં તે આપણે એકઠાં કરીએ: "યહોવાહ સર્વનાં અંતઃકરણોને તપાસે છે, ને વિચારોની સર્વ કલ્પનાઓ તે સમજે છે" (૧ કાળ. ૨૮; ૯); "જો તું તેને શોધશે તો તે તને જડશે" (૧ કાળ. ૨૮; ૯); "સર્વ તારી પાસેથી મળેલું છે ને તારા પોતાના આપેલામાંથી જ અમે તને આપ્યું છે" (૧ કાળ. ૨૯; ૧૪); "તારી તરફ તેઓનાં અંતઃકરણો વાળ" (૧ કાળ. ૨૯; ૧૮). "The Bible for Home Reading" (કોટુંબિક વાચનને માટે બાઇબલ) નામના પુસ્તકમાં મોન્ટેફીઓરે નામનો એક યહુદી લખે

છે, કે "આ ચાર સરળ વચનોમાં ધર્મનો ઘણો મોટો ભાગ આવી જાય છે."

**સિયોન પહાડ પર કરેલો દસ્તાવેજ**—ખળીની ખરીદી કેવી રીતે થઇ તે બહુ વિસ્તારથી કહેવાનું કારણ એ કે તે 'દુનિયાનાં પવિત્ર સ્થળોમાંનાં સૌથી પ્રખ્યાત સ્થળનો દસ્તાવેજ' છે; એ સ્થળ તો સિયોનનો પહાડ, મંદિરનો પર્વત છે, અને યહુદી, ખ્રિસ્તી તથા મુસલમાન એ ત્રણે સરખી રીતે એ સ્થાનને પવિત્ર માને છે. સુલેમાનનું મંદિર એના પર બાંધવામાં આવેલું હતું, અને હાલમાં એ ઠેકાણે મુસ્લીમ 'ખડકનો ઘુમટ' (મસ્જીદ) છે. એ ખડક, જે સપાટી ઉપર હજીએ લગભગ છ ફુટ બહાર પડતો છે તે ઠેકાણે અસલની મહાન વેદી હતી, અને ત્યાં હેબ્રી ઇતિહાસની સમાપ્તિ સુધી હેબ્રી લોકો પોતાના દેવને અર્પણો ચઢાવતા રહ્યા હતા.

**છેલ્લાં વરસો**—દાઊદે પોતાનાં છેલ્લાં વરસો શાંતિમાં ગાળ્યાં, અને એ દરમિયાન તેણે મંદિરને માટે સામગ્રી તૈયાર કરી. આરંભના દિવસોની મુસીબતો અને પાછલા જીવનની ઘણી મુશ્કેલીઓને કારણે તેને વહેલું ઘડપણ આવ્યું, જેથી સિત્તેર વર્ષની ઉમરે તો તે છેક જીર્ણ થઇ ગયો હતો. હેબ્રીઓને પોતાના મહાપુરુષો ગાતા ગાતા આ જીવનનો ત્યાગ કરે છે એવું બતાવવાનો શોખ હતો: "ઉત્પત્તિ"ના પુસ્તકમાં યાકૂબનું આશિર્ગીત આવે છે. "પુનર્નિયમ"ના પુસ્તકમાં મુસાનું સ્તોત્ર આવે છે; અને અહીં "છેલ્લાં વચનો"માં વૃદ્ધ દાઊદ ભવિષ્યવાણી ઉચ્ચારે છે.

"યિશાઇનો દીકરો દાઊદ કહે છે,
જે માણસ ઊંચી પદવીએ ચઢયો હતો તે,
એટલે યાકૂબના દેવનો અભિષિક્ત,
ઇસ્રાએલનાં ગીતોમાં જેની કીર્તિ ગવાય છે તે કહે છે,
યહોવાહનો આત્મા મારી મારફતે બોલ્યો,
ને મારી જીભ પર તેનું વચન હતું" (૨ શમ. ૨૩ ; ૧, ૨).

એ ગીતના પ્રધાન સૂરમાં ડાહ્યા તથા ધાર્મિક રાજાનો આદર્શ રજુ કરેલો છે, જે વિષે દાઊદે વારંવાર મનન કર્યું હશે, પણ જેનું પૂરેપૂરૂં ગ્રહણ તે કદી કરી શક્યો નહોતો. મૂળ શબ્દો બહુ અચોક્કસ છે, પરંતુ હેબ્રી રાજકર્તા આગળ જે ઊંચું ધોરણ મૂકવામાં આવ્યું હતું તે દર્શાવવાને તે પૂરતા સ્પષ્ટ છે; તેમજ વળી પોતાની નિષ્ફળતાની કબૂલાતમાં, પોતે જે બની શક્યો હોત અને પોતે જે હતો તે પર વિચાર કરતા વૃદ્ધ માણસના વિચાર આપણને મળે છે :—

"મનુષ્ય પર નેકીથી જે રાજા રાજ કરે છે,
તથા યહોવાહનું ભય રાખીને જે રાજ કરે છે,
તે સવારના, એટલે સૂર્યોદયના, પ્રકાશ જેવો,
એટલે નિર્મેઘ સવારના [પ્રકાશ જેવો] થશે,
[કે જ્યારે] વૃષ્ટિ પછીના ખુલ્લા પ્રકાશથી કુમળું ઘાસ ભૂમિમાંથી
[ઊગી નીકળે છે]." (૨ શમ. ૨૩ ; ૩, ૪).

આદર્શ તો એવો છે ખરો, પણ ખરી વસ્તુસ્થિતિ એના કરતાં છેક જુદી છે—

"ખચીત, મારૂં કુટુંબ દેવ પ્રત્યે એવું નથી,
તોપણ તેણે મારી સાથે સદાનો કરાર કર્યો છે,
તે સર્વ વાતે વ્યવસ્થિત તથા નિશ્ચિત છે" (૨ શમ. ૨૩; ૫).

(૧) આ ગીત (૨ શમ. ૨૩ ; ૧) જે નામ અભિષિક્ત ('સપ્તતિ' પ્રમાણે ઈશ્વરનો ખ્રિસ્ત) આપે છે તે પાછળથી મસીહ વિષેની મહાન આશામાં, સર્વ નામોમાં ચઢીઆતું નામ થયું. (૨) દાઊદના છેલ્લા શબ્દો ખાતરી હોવાનો સૂર—"નિશ્ચિત"—કાઢે છે; અગ્નિમિશ્રિત કાચના સમુદ્રની પેઠે દયા અને ન્યાયશાસને જિન્દગીભર એક બીજાની સાથે યુદ્ધ કર્યું, પરંતુ આખરે દયાની ફતેહ થઈ.

દાઊદનું જીવન આટલેથી જ પૂરૂં થઈ ગયું હોત તો સારૂં એવું આપણા મનમાં આવે એ સ્વાભાવિક છે, પરંતુ હજી તો તેના જીવન પુસ્તકનું બીજું પૃષ્ઠ ફેરવવાનું છે. તે ઘરડો અને જીર્ણ થઈ ગએલો હતો એ દરમિયાન ગાદી માટે તેના મહેલમાં અમંગળ કાવતરૂં રચાયું.

દાઊદ પોતાના છોકરાઓને કેળવવામાં નિષ્ફળ નીવડયો હતો એ દેખાઈ આવે એવુંજ હતું, અને વળી જીવતા રહેલા જયેષ્ઠ પુત્ર અદોનીયાહને તો તેને ફાવે તેમજ તેણે વર્તવા દીધું હતું: "તેના બાપે, તેં એમ કેમ કર્યું? એવું પૂછીને તેને કોઇ વેળા નારાજ કર્યો નહોતો" (૧ રાજા. ૧; ૬). આ લાડમાં ઉછરેલો દીકરો તાજ પહેરવાને આબ્શાલોમના જેવું કરવા લાગ્યો; હવે એ તાજ છેક વારસામાં ઊતરે તેવો નહોતો. તેમ ચુંટણીમાં જે આવે તેને જ મળે એવો પણ નહોતો, પરંતુ અંગત લાયકી પર તથા આગલા રાજાની કૃપા પર આધાર રાખતો હતો. અજાયબ જેવું એ છે કે યોઆબ જો કે મોહક આબ્શાલોમની સામે થયો હતો, તોપણ આ અસંસ્કારી અદોનીયાહને તેણે સાથ આપ્યો; અબ્યાથાર યાજકે પણ એમ જ કર્યું. પરંતુ બીજા યાજક કુટુંબનો વડો સાદોક, ગૃહદળ (રાજારક્ષક)નો સરદાર બનાયાહ, "યોદ્ધાઓ," દાઊદના જૂના સૈનિક-મિત્રો જે હમણાં તેના વળાવા હતા તેઓ, અને એ બધામાં મુખ્ય નાથાન પ્રબોધક—તેઓએ નવો પક્ષ ઊભો કર્યો, જેમાં સુલેમાનની મા પ્રખ્યાત બાથ-શેબા કરતાકારવતા હતી. તેણે દાઊદે આપેલું વચન યાદ કરાવ્યું; એ વચન એવું હતું, કે દાઊદ પછી બાથ-શેબાનો દીકરો ગાદીએ આવે. હવે દાઊદે એવું વચન આપ્યું હોય એવું જોકે કંઈ લખાણ નથી, અને આપ્યું હોય તોપણ તે જાહેર કરવાની દાઊદમાં હિમ્મત નહોતી, તોપણ એવું વચન અપાયું હોય એવો પૂરો સંભવ છે. પરંતુ એ તો હવે નક્કી થઈ ગયું હતું; અને જ્યારે યરૂશાલેમની બહાર 'સર્પના પથ્થર' આગળ અદોનીયાહનો પક્ષ "ઈશ્વિર રાજાની રક્ષા કરો" એવો પોકાર કરતો હતો, ત્યારે બીજો પક્ષ પોતાના માનીતાની તાજપોશી કરીને ખીણની સામી બાજુએ "ઈશ્વિર સુલેમાન રાજાની રક્ષા કરો" એવો પોકાર કરતો હતો. અદોનીયાહનું તરકટ તૂટી પડયું, અને તેના આગેવાનોએ વેદીનો આશ્રય લેતાં ભવિષ્યમાં વફાદાર રહેવાની શરતે તેમને ક્ષમા બક્ષવામાં આવી. એ દરમિયાન દાઊદે પોતાની મરણશય્યા પર રાજગાદીના પાયા તરીકે નિર્ભેળ ધર્મ જાતે પાળવાના સુલેમાનને ગંભીરતાથી કસમ ખવડાવ્યા. તથાપિ આવા હુકમનું છેવટ હરકોઇ સહેલાઇથી ભૂલી જાય. દાઊદનો જિંદગીભરનો ખરેખરો મિત્ર, જેણે પોતાના રાજા પ્રત્યેની

ખરી વફાદારી ખાતર અધર્મ કર્યો હતો ને વેઠયો હતો તેને ક્ષમામાંથી બાતલ કરવામાં આવે છે, અને ગાદીએ આવતાંની સાથે જ સુલેમાનની પાસે શિમઇની સાથે યોઆબનો પણ શિરચ્છેદ કરવાની પ્રતિજ્ઞા લેવામાં આવે છે. શિમઇને પણ જાહેરમાં માફી આપવામાં આવી હતી એ યાદ રાખવું જોઇએ, છતાં તેના પ્રત્યે આપણામાં લાગણી ઉપજતી નથી; પરંતુ યોઆબની સાથે તો ઘાતકીપણે જ વર્તવામાં આવ્યું છે એવું આપણને લાગ્યા વિના રહેતું નથી, અને એ વાંચીને તરત આ વાક્ય આપણને યાદ આવે છે: "રાજાઓ પર ભરોસો ન રાખ" (ગી. શા. ૧૪૬; ૩). દાઊદના બચાવમાં એમ કહેવામાં આવે છે કે તે હવે "સાઠી ને બુદ્ધિ નાઠી" એ અવસ્થામાં હતો, અને જુદાં જુદાં કામો પર જે અંકુશ તે રાખતો હતો તે હવે તેનામાંથી જતો રહ્યો હતો; પરંતુ એ કરતાં વધારે મુદ્દાની વાત જે તેના વિષે કહેવાય છે તે એ છે કે અદંડિત લોહી ઘરને હેરાન કરશે એ વહેમ તેના જમાનાના બીજા લોકો જેમ માનતા હતા તેમ તે પણ માનતો હતો, કેમકે તે તેના જમાનાનો જ પુરુષ હતો, અને યોઆબે જિંદગીભર લોહી વહેવડાવવાનું જ કામ કર્યું હતું. આ ખુલાસાથી તેના પ્રત્યેની સુગ કંઇક અંશે કમી થાય છે ખરી, તથાપિ એ આખું કાર્ય કુરૂપ છે, અને એક બીજી સખત કહેવત આપણા સ્મરણમાં લાવે છે, જેની મતલબ આવી છે; સારામાં સારા માણસો તે પણ માત્ર સારા માણસો જ છે, કંઇ દેવ નહિ; અથવા સારામાં સારા માણસો પણ ભુલને પાત્ર છે.

ચાળીસ વર્ષ રાજ ચલાવ્યા પછી દાઊદ મરણ પામ્યો, અને પુરાણા યબૂસી કિલ્લાનાં ખંડિયેરો પર જે નવું શહેર તેણે બાંધ્યું હતું તેમાં તેને દાટવામાં આવ્યો. શાસ્ત્ર એમ કહે છે, કે "દાઊદ પોતાના પિતૃઓની સાથે ઊંઘી ગયો" (૧ રાજા. ૨; ૧૦); પરંતુ દાઊદના કુટુંબની કબર તો બેથલેહેમમાં હતી, તેથી આ શબ્દો પરથી અદૃશ્ય લોકના મિલાપસ્થાનમાં મૂએલાંઓની મહા સંગત સૂચવાય છે. બાઇબલનાં પહેલાં થોડાંએક પુસ્તકો અમરપણા વિષે છેક મૂંગાં છે; શાઊલ વિષેના દાઊદના વિલાપગીતમાં પણ સનાતન આશા વિષે એક શબ્દ સરખો મળતો નથી. પરંતુ હેબ્રી લોકોનો વિશ્વાસ, જે જીવતો ઇશ્વર

તેના લોકોનો હાલ, અહીં તથા હવે પછીનો અનંત હિસ્સો છે તેના પર હતો. આજનો જે ઈશ્વર તેનામાં તેઓને સર્વકાળના ઈશ્વરની ખાતરી હતી. *

**દાઊદનું ચારિત્ર્ય**—દાઊદની આકૃતિ જે જીવનરૂપી વર્તુળના દરેક બિન્દુને સ્પર્શ કરે એવી બહુ રેખાવાળી હતી, તેનું માત્ર થોડાં વાક્યોમાં વર્ણન કરવા પ્રયત્ન કરીએ તો તે કરી શકાય નહિ. તેનું ચારિત્ર્ય તે તેના જીવનમાં છે, તેમાં ગમે તેટલી અસંગતિઓ હતી તોપણ તેનું નિશાન તો ઈશ્વર અને ભલાઈ એજ હતું. હવે પછીના શાસ્ત્રભાગમાં વિપુલતાથી એની ચોખવટ કરવામાં આવી છે; તે "યહોવાહને પોતાને મનગમતો માણસ" (૧ શમ. ૧૩; ૧૪) છે. તે સંપૂર્ણ અને નિર્દોષ તો નથી, કારણ કે એમ હોય તો તે માનવી શાનો કહેવાય? પરંતુ તેના જીવનનું આંતરિક રહસ્ય તે મક્કમપણે અને નિરંતર યોગ્ય જ હતું.

(૧) રાજા તરીકે તેણે ઈસ્રાએલને એક સંયુક્ત પ્રજા બનાવી, અને પૃથ્વીની બીજી પ્રજાઓ સાથે તેને સ્થાન આપ્યું. રાષ્ટ્રિય વિકાસને માટે જે બહુ અગત્યની બાબત એટલે શાંતિ—તે તેણે જીત પર જીત મેળવીને પોતાના લોકોમાં પ્રવર્તાવી, અને ન્યાયને સાધારણ માણસનો પણ વારસો બનાવ્યો; વળી લોકના ખરા સેવક તરીકેના તેના નામે તથા તેની કારકિર્દીએ ઈસ્રાએલમાં મસીહવિષયક આશાની પ્રેરણા ઉપજાવી. તેનો વંશ ચારસો વરસ ટક્યો એ દરમિયાન તે એક મહાન ખડક જેવો હતો, જેની છાયા નીચે ધર્મને સર્વ પ્રજાઓ માટેના વિશ્વાસ તરીકે ખીલી નીકળવાને આશ્રય મળ્યો હતો. પાછળથી "કાળવૃત્તાંત"ના પુસ્તકમાં તેને આદર્શ તરીકે રજુ કરવામાં આવ્યો છે તે વગર પણ હેબ્રી રાજકર્તાઓમાં દાઊદ સૌથી મોટા રાજા તરીકે તરી આવે છે. એક જણ તો એટલે સુધી કહે છે કે માનવી રાજકર્તાઓમાં એકંદરે તે સર્વેથી ચઢીઆતો છે. તેની પછી જેઓ થઇ ગયા તે સર્વે યોદ્ધા તેમજ રાજકર્તા તરીકે ખાનદાનીમાં, બળમાં, ચાતુર્યમાં, દિલાવરીમાં, દીર્ઘદૃષ્ટિમાં અને હેતુને વળગી રહેવામાં તેનાથી ઉતરતા છે.

---

* "ઈસ્રાએલના ગોત્રપતિઓના જમાનાનો જીવનવ્યવહાર અને ધર્મ," પૃષ્ઠ ૭૩-૭૫.

(૨) બાઈબલમાંના બીજા કોઇ પણ પાત્રનું આટલું વિગતવાર તેમજ આટલું બારીકાઇથી વર્ણન કરવામાં આવ્યું નથી. લગભગ સમકાલીન એવાં વૃત્તાંતોમાં આપણે તેની પાછળ પાછળ વરસ પછી વરસ, દિવસ પછી દિવસ અને કોઇ કોઇ વાર તો સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી જઇ શકીએ છીએ. રાજ્યાસન પર જે જ્વલંત પ્રકાશ ચમકે છે તે તેના પરથી કદી ઝાંખો થયો નથી; અને એ અજાયબ જેવું છે કે તેણે જે મહાન પાપ કર્યું તે સિવાય તેના ચારિત્ર્ય પર બીજા ડાઘ બહુજ ઓછા છે, બલકે નથી એમ કહીએ તો ચાલે. તેના વિષે ઘણી વાર એવું કહેવામાં આવે છે કે તે તેના જમાનાનો પુરુષ હતો, અને તે અનિવાર્ય હતું; પરંતુ વિશ્વાસ અને ધાર્મિક પ્રેરણાની હદ વટાવી જવી એ તો કોઇ પણ કાળે દુર્લભ છે, તેમાં તે તેના જમાનાથી ઘણો આગળ વધી જનાર માણસ નીવડે એ એટલું અનિવાર્ય નથી. ક્ષુદ્ર જનો તેમના જમાનાની સરાસરી કરતાં બહુ નીચા હોય છે, વચલા વાંધાના લોકો સરાસરી સુધી આવી રહે છે; માત્ર શ્રેષ્ઠ અને પૃથ્વીના ઉત્તમ જનોજ સર્વ જમાના-ઓના વારસાનો દાવો કરવાને સરાસરી વટાવી જાય છે. દાઊદે એમજ કર્યું હતું.

(૩) મિત્રો પ્રત્યેના તેના પ્રેમભાવમાં તેમજ તેના પ્રત્યેની તેઓની વફાદારીમાં દાઊદની મોહકતા બેસુમાર છે. મિત્રોમાંથી ભાગ્યેજ કોઇને તેણે કદી ગુમાવ્યો હશે; બાપ તરીકેની તેની લાગણીઓ, એકંદરે તેની આનંદી ને અન્યને અસર કરે એવી હિમ્મત, અને ઇશ્વર આગળ તથા પ્રબોધકો આગળ આધીન એવી તેની વિનયશીલ ધાર્મિકતા એ બધું પણ આપણને યાદ આવે છે. ગાવા બજાવવાની અસાધારણ શક્તિનાં જે દાનોએ જાહેર જીવનમાં તેને જાણીતો કર્યો હતો તે અંત સુધી તેની સાથે રહ્યાં હતાં, અને ગીતશાસ્ત્રમાંનાં કયાં ગીત ખાસ દાઊદકૃત છે એ કહેવું જોકે સહેલું નથી, તેમ છતાં જે જગતભરનાં ગાયનો બનેલાં એવી પ્રાર્થનાઓ તથા સ્તુતિઓ ઇસ્રાએલના વાજિંત્ર પર જેણે પહેલવહેલાં વગાડી તે કળાદેવીઓનો માનીતો દાઊદનો હાથ નહિ હોય એમ માની શકાતું નથી.

## પ્રકરણ ૧૮મું

# સુલેમાન, તેને થએલું દર્શન ને જ્ઞાન—મંદિર—શેબાની રાણી

(૧ રાજા. અધ્યાય ૧–૩ : ૮–૧૦)

**સુલેમાન**—સુલેમાન આવ્યો ને નવો જમાનો બેઠો. એ જમાનાને આગળના જમાના કરતાં વધારે સારો જમાનો કહેવો તે ખરૂં નથી; કારણ કે જોકે પ્રજા ધનવાન ને આબાદ બની અને આખી દુનિયામાં સર્વોપરી સત્તા થવાનો તેણે પ્રયત્ન કર્યો ખરો, તોપણ આગલા જમાનાની સરળતાઓ જતી રહી હતી, રાષ્ટ્રિય જીવનની નદીનો પટ વધારે પહોળો થયો હતો ખરો, પણ તેને મળતી શાખાઓએ તેની શુદ્ધતાને બગાડી હતી. તેથી જેમ સુવર્ણ યુગમાંથી રૌપ્ય યુગમાં જતાં ખેદ થાય તેમ દાઊદથી સુલેમાન ભણી ફરતાં કેટલાક ધર્મવિષયક ખેદ થયા વગર રહેતા નથી.

સુલેમાન ગાદીનશીન થયો ત્યારે તેની ચોક્કસ ઉંમર કેટલી હશે તે જાણવાની કંઇ પણ સૂચના આપણી પાસે નથી, તોપણ એટલું તો ખરૂં કે ગાદીનશીન થતી વેળાએ તેણે પુખ્ત વયમાં પ્રવેશ કરેલો હશે. તેની રાજ્યકારકિર્દીની શરૂઆત રક્ત વહેવડાવવાથી થઇ; કારણ કે અદોનીયાહ, યોઆબ તથા શિમઇને વત્તાઓછા પણ યોગ્ય કારણસર દેહાંતદંડને આધીન કરવામાં આવ્યા. સુલેમાનના બચાવમાં આપણે આટલું યાદ રાખવું જોઈએ કે ઘણેભાગે તેણે સ્વરક્ષણના હેતુસર એમ કર્યું, કારણ કે જો તેણે એમ કર્યું, નહિ હોત તો કાં તો તેનું પોતાનું કે તેઓનું પતન થાત. આ મક્કમતાએ અથવા ચાહે તો કહો કે સખ્તાઇએ એટલું તો પ્રગટ કર્યું કે લોકોનાં સર્વ બંડોને સખ્તાઇથી નિર્મૂળ કરવાનો તેણે નિર્ધાર કર્યો હતો.

**વૃત્તાંતની શૈલી**—આગલા ઇતિહાસમાં જે વૃત્તાંતો આપણે વાંચતાં હતાં તે ભરપૂરી, ચેતન તથા ઝમકને માટે વિખ્યાત થએલાં હતાં, વળી આપણે જોયું તેમ અજોડ સાહિત્યકળાથી તે સુશોભિત હતાં; પરંતુ પ્રિન્સિપાલ સ્કીનર કરીને એક સાક્ષર સુલેમાનની કારકિર્દીના વૃત્તાંતનું "પ્રાણરહિત, અને વિવિધ સામગ્રીના અસ્તવ્યસ્ત સંચય જેવું કંઇક" એવું વર્ણન કરે છે. મોટા મોટા બનાવો છેક નહિ જેવા છે; આપેલી વાર્તા કોઇ કાળાનુક્રમ અનુસાર નથી, પણ રાજાના ચારિત્ર્યની મુખ્ય મુખ્ય બાબતો—જેવી કે મંદિર માટેની તેની આસ્થા, અને આદર્શ સુજ્ઞ પુરુષ, મહાન બાંધકામ કરનાર, તથા વૈભવી રાજકર્તા તરીકેની કીર્તિ—ના દાખલારૂપ વિષયો માત્ર એક પછી એક આપેલા છે. આ પ્રમાણે સાહસિક જમાનાની ઘણીખરી મહત્તા ઓસરી ગઇ છે; અને લેખકની આંખ સામે કોઇ શૌર્યવાન આકૃતિ નહિ હોવાથી તેના વૃત્તાંતમાં ખરા ગૌરવ જેવું ભાગ્યે જ કંઇ છે.

**ગિબઓનમાં થએલું દર્શન** (૧ રાજા. ૩; ૪)—તથાપિ સુલેમાનના ઇતિહાસના શરૂઆતના ચિત્ર પરથી તેણે સારી શરૂઆત કરી એવું દેખાય છે. યરૂશાલેમ પાસે ગિબઓનની મહા વેદી પાસે "યહોવાહે રાત્રે સુલેમાનને સ્વપ્નમાં દર્શન આપીને તેને કહ્યું, કે 'માગ, હું તને શું આપું!'" એ તો જુવાન માણસનું વિશાળ દુનિયાનું સ્વપ્ન છે, જે દુનિયામાંથી તેને પોતાની આશા તથા પોતાનો હિસ્સો પસંદ કરવાનો છે તે દુનિયા વિષેનું એ સ્વપ્ન છે. ભાવી વિષે સ્વપ્નમાં વિચાર કરતો કરતો તે પડયો હતો તે દરમિયાન દીર્ઘાયુષ્ય, ધનસંપત્તિ તથા લશ્કરી વૈભવ, વગેરેના તરંગ તેના હૃદયમાંથી પસાર થયા, જુવાનીની મહત્ત્વાકાંક્ષાની સર્વ ઇચ્છિત વસ્તુઓ તેની સમક્ષ રજુ થઇ. પરંતુ ડહાપણ, સમજણ, સાંભળનારૂં હૃદય, અને નિર્ણયને માટે જીવનનાં કર્તવ્યો જેમ જેમ આવે તેમ તેમ આગળપાછળનો વિચાર કરે એવું વિવેકી મન પસંદ કરવાને સુલેમાને એ બધી વસ્તુઓનો ઇનકાર કર્યો. "જે વસ્તુઓ દૃશ્ય છે તેમના પર નજર ન રાખતાં જે અદૃશ્ય છે તેમના પર અમે લક્ષ રાખીએ છીએ" (૨ કોરીંથી. ૪; ૧૮).

ઘણા લોકો પસંદગી કરવાનું કામ પહેલું કરે છે અને વિચારવાનું કામ પાછળથી કરે છે, પરંતુ સુલેમાને તો ઇશ્વરને પ્રસન્ન કર્યો, કારણ કે જેથી માણસને છેલ્લે શાંતિ મળી શકે એવી જે પસંદગી તેજ તેણે ઇરાદાપૂર્વક કરી. આવે વખતે ખુલ્લાં કરેલાં આકાશો આમંત્રણ આપે છે. સુલેમાનની પસંદગી પ્રમાણે ઇશ્વરે તેને આપ્યું; કારણ કે આત્મિક બાબતોમાં આપણી જિંદગી કેવી થશે તેનો નિર્ણય આપણી પસંદગીઓ કરે છે—આપણે જેવી પસંદગી કરીએ છીએ તેવા આપણે છીએ; ચારિત્ર્યમાં, તેમજ મોટે ભાગે બાહ્ય બાબતોમાં પણ, આપણી ઇચ્છા જો પૂરતી બળવાન હોય તો આપણને જે જોઇએ તે આપણે મેળવી શકીએ છીએ. એકંદરે જ્યારે આપણી ઇચ્છા નથી હોતી ત્યારે જ આપણે આપણી સમક્ષ મૂકેલા નિશાન સુધી પહોંચી શકતાં નથી. ઇશ્વરનું રાજ્ય **પહેલું** શોધનારાઓને જિન્દગીનાં બીજાં વાનાં સંબંધી આપણો પ્રભુ કહે છે, કે "એ બધાં વાનાં પણ તમને [વધારાનાં] અપાશે" (માત્થી ૬ ; ૩૩). એજ પ્રમાણે સુલેમાનને પણ કહેવામાં આવ્યું, કે "તેં જે નથી માગ્યું તે પણ, એટલે દ્રવ્ય તથા પ્રતિષ્ઠા એ બન્ને મેં તને આપ્યાં છે, એવાં કે તારી જિન્દગીભર રાજાઓમાં તારા જેવો કોઇ થશે નહિ" (૧ રાજા. ૩ ; ૧૩).

**સુલેમાને કરેલો ઇનસાફ**—હવે જે પ્રખ્યાત ન્યાયચુકાદાનું ચિત્ર રજુ કરવામાં આવે છે તે પરથી વિચક્ષણતા તથા અંતર્દૃષ્ટિની ચોકસાઇની બાબતમાં જ્ઞાનના દાનના ખરાપણાની કસોટી થાય છે; કારણ કે 'જ્ઞાનસાહિત્ય'માં જેનું વિવરણ કરેલું છે એવું હેબ્રીઓનું ખરેખરું જ્ઞાન તે જીવનના કોયડાનો ઉકેલ કરવાને જોઇતી નૈતિક હોશિયારી અને મર્મભેદી ચપળતા એ છે. બે સ્ત્રીઓ સુલેમાન રાજા પાસે આવી, અને અમુક બાળક પર કોનો હક છે એ વિષે તેઓએ ફરિયાદ કરી. આ બેમાંની એક જણીએ રાતે ઊંઘમાં પોતાના બાળકને ચગદી નાખ્યું હતું, અને બીજી સ્ત્રીનું જીવતું બાળક ચોરી લઇને તેની જગાએ પોતાનું મરેલું બાળક મૂકી દીધું હતું, અને હવે તે તે આપવાની ના પાડતી હતી. આ ગુંચવણની ગાંઠ છોડવાને સુલેમાને તરવાર મંગાવી, અને જીવતા બાળકના બે ભાગ કરી દરેકને એકેક ભાગ આપવાનું કહ્યું. આ મુશ્કેલ

કસોટીને એક સ્ત્રી સંમત થઇ, પરંતુ બીજી બોલી ઉઠી, કે "હે મારા મુરબ્બી રાજા, એને જીવતો છોકરો આપ, ને ગમે તેમ હોય પણ તેને મારી નાખવો તો નહિજ" (૧ રાજા. ૩; ૨૬). આવી રીતે ખરી મા કોણ હતી તે પ્રગટ થયું, અને તેને છોકરો સોંપવાનો રાજાએ હુકમ ફરમાવ્યો. ગ્રીસ દેશના ઇતિહાસમાં આવો જ એક બનાવ મળી આવે છે, જ્યાં ગાદીનો વારસ એવા જ પ્રકારના ઉપાયથી શોધી કાઢવામાં આવ્યો હતો.

**શેબાની રાણી**—રાજાના જ્ઞાનનો બીજો દાખલો શેબાની રાણીની મુલાકાતમાં મળે છે. એ દાખલાની મનોરંજકતા ઉપરાંત એના સંબંધમાં આપણા પ્રભુએ જે કહ્યું છે તેને લીધે તે ખાસ કિંમતી બને છે. આપણા પ્રભુએ તે વિષે આ પ્રમાણે કહ્યું છે: "દક્ષિણની રાણી ...... પૃથ્વીને છેડેથી સુલેમાનનું જ્ઞાન સાંભળવાને આવી; પણ જુઓ, સુલેમાન કરતાં અહીં એક મોટો છે" (માત્થી ૧૨; ૪૨). શેબા એ અરબસ્તાનના નૈઋર્ત્ય ભાગમાં યરૂશાલેમથી એક હજારથીયે વધારે માઇલ દૂર છે એ ધ્યાનમાં લઇએ છીએ ત્યારે સત્યની શોધ કરવામાં તે કેટલી આતુર હતી તે તેમજ એ સાહસમાં તેણે કેટલું જોખમ ખેડયું તે બરાબર દેખાય છે. એક જ્ઞાની માણસની શોધ કરવા આટ્લાન્ટિક મહાસાગર ઓળંગીને ઇમર્સન એકાંત ક્રેજનપુટકમાં આવ્યો એ જાણીને મિસીસ કાર્લાઇલને બહુ અચંબો લાગ્યો, અને જરા કટાક્ષથી તેણે ટીકા કરી, કે જગતની ઉત્પત્તિથી આજ સુધીમાં આવા કામસર આટલે દૂર જનાર એ પહેલો જ માણસ છે. પરંતુ એજ શોધ કરવામાં ઇમર્સન કરતાં શેબાની રાણી પહેલું સાહસ કરનાર છે; અને "તારો દેવ યહોવાહ" એ નામ તે પોતાના હોઠ પર લે છે એ પરથી શું આપણે એમ માની ન શકીએ કે જે અલૌકિક ભૂખ તથા તરસ તેને લાગી હતી અને જેની ઇચ્છા માત્ર આશીર્વાદિત છે, તેણે તેને એટલે સુધી આગળ દોરી કે હરેક ખરા શોધકની પેઠે આખરે તે જે શોધતી હતી તે તેને જડયું? આ બાબત સંબંધી "નવા કરાર"માં જે ઇશારો કરેલો છે તે પરથી મૂર્તિપૂજક જગતની ઝંખનાઓ પ્રત્યે આપણા પ્રભુની દૃષ્ટિ કેટલી આશાભરી હતી તે દેખાય છે.

તેણે સુલેમાનની પાસે આવીને "પોતાના મનમાં જે કંઇ હતું તે સર્વ સંબંધી તેની સાથે વાત કરી" (૧ રાજા. ૧૦; ૨). એ બેની વચ્ચે શી વાતચિત થઇ તે લેખક જણાવતો નથી, તોપણ તે વિષેની દંતકથાઓ તો પાર-વિનાની છે. વાર્તાની પાછળ શું રહેલું છે તે જાણ્યા વગર પણ આપણે ખાતરીથી કહી શકીએ છીએ, કે જે જ્ઞાનને માટે રાજા પ્રખ્યાત થયો હતો તે કોયડાઓના (કહેવામાં આવ્યું છે કે સુલેમાન અને હીરામનો એ પ્રિય ધંધો હતો) ઉકેલરૂપે, કુદરતના ઇતિહાસ તથા દુનિયાની અજાયબીની ચર્ચાઓરૂપે, નીતિવિષયક કહેવતો તથા સૂત્રોરૂપે તેમજ રાજનીતિના પ્રશ્નોરૂપે તેના મુખમાંથી વહ્યા જ કરતું હશે. અણસુધરેલા મુલકોના રાજ્યકર્તાઓ બ્રિટનની મહત્તા, તેનાં શહેરોની ધનાઢયતા તથા ભપકો જોવાને જાય છે, ત્યારે તેઓ તેમને શું નથી બતાવતા? સુલેમાનના દરબારનો ઠાઠમાઠ, તેના નોકરચાકરની સંખ્યા તથા તેના દેવના ભજનાર્થે જે અર્પણો (૧ રાજા. ૧૦; ૫) તે ચઢાવતો તે બધું રાણીએ જોયું. એ બધું જોઇને "તે આભી બની ગઇ," અને આશ્ચર્યમાં ગરકાવ થઇને તેણે આવો ઇકરાર કર્યો, કે "જો, મને અડધું પણ કહેવામાં આવ્યું ન હતું" (૧ રાજા. ૧૦; ૭)—તેને એક ગીત, સુલેમાન કરતાં જે મોટો તેની અશોધ્ય સંપત્તિને લાગુ પાડે છે. બેશક, રાષ્ટ્રિય મહત્તાનું રહસ્ય, દેશ દેશ વચ્ચેના વેપારરોજગારને લગતા પ્રશ્નો એવી એવી બાબતો વિષે પણ તેઓએ ચર્ચા કરી હશે. આવા પ્રસંગોએ સાધારણ રીતે અરસપરસ ભેટની આપલે થાય છે તેમ આ વખતે પણ થયું, અને મુલાકાત સમાપ્ત થઇ.

**સુલેમાન બાંધકામ કરનાર તરીકે**—પરંતુ હેબ્રી જનના મનથી સુલેમાનનું મંદિર તે સુલેમાનના જ્ઞાનની કીર્તિને પણ ઝાંખી પાડી દે છે. તૂરનો રાજા હીરામ જેની સાથે દાઊદને સારો સંબંધ હતો તેણે સુલેમાનના રાજ્યારોહણ વખતે તેને અભિનંદન આપવાને એલચીઓ મોકલ્યા; અને મંદિર બાંધવામાં જોઇતી સહાયને માટે હીરામ સાથે કરાર કરવાને આ તાકડાનો લાભ લેવામાં આવ્યો. તૂરના લોકો લબાનોન પર્વત પર ચઢીને ત્યાંથી એરેજવૃક્ષનાં ઝૂંડ સુધી પહોંચી શકતા, તેથી સુલેમાનને તેના બાપ તરફથી જે મંદિર બાંધવાનો હુકમ મળ્યો હતો તેને માટે

એરેજવૃક્ષનાં લાકડાં તથા દેવદારનાં લાકડાં તૂરનો રાજા પૂરાં પાડે એવો સુલેમાને તેની સાથે કરાર કર્યો. ઝાડો કાપીને જોપ્પા (જાફા) મોકલવાનાં હતાં, જ્યાંથી તેમને યરૂશાલેમ પહોંચાડવાનાં હતાં. પરંતુ મંદિરને માટે સામગ્રી ઉપરાંત પણ કંઇક ખૂટતું હતું, કારણ કે તે સમયે હેબ્રી લોકોનું કળાકૌશલ્ય છેક નહિ જેવું હતું; ખરેખર ઘણાં વર્ષો સુધી હેબ્રીઓની યાંત્રિક કરામત બહુજ નબળી રહી. તેથી હીરામે બાંધકામ કરનારાઓ તેમજ કુશળ કારીગરો પણ પૂરા પાડ્યા, અને તેના બદલામાં સુલેમાને પોતાનો દેશ જે બાબતે ધનવાન હતો એવી કેટલીએક ચીજો એટલે ઘઉં તથા તેલ તેને આપ્યાં, કારણ કે વ્યાપારી ચીજોની અદલા-બદલીમાં ટાપુના ખડક પરના તૂરને એવી ઘણીખરી ચીજોની આયાત કરવી પડતી હતી. જેમાં ચતુરાઇની જરૂર ન પડે એવા કામને સારૂ સુલેમાન રાજાએ વેઠ કરનારી ટોળી ઊભી કરી, કે તેઓ લાકડાં કાપવામાં અને ખુદ કનાનના પહાડી પ્રદેશની ખાણોમાંથી પથ્થર ખોદી કાઢવામાં મદદ કરે. આ પથ્થરો એવી રીતે તૈયાર ને માપસર બનાવવામાં આવતા કે જેથી (ધાર્મિક ખટકો સંતોષવાને) બાંધકામની જગાએ તેના પર કંઇ ઓજાર વાપરવાની જરૂર ન પડતાં તે તેમની યોગ્ય જગાએ એકદમ બંધબેસી જતા. આ સંબંધમાં કવિ હેબરની કવિતા બહુ જાણીતી છે, જેની મતલબ એવી છે, કે હથોડી કે કુહાડો કે એવું કંઇ પણ ઓજાર વપરાયા વગર, કોઇ ઊંચા તાડની પેઠે એ ગહન ઇમારત ઊભી કરવામાં આવી.

તૂરના કારીગરો તથા બાંધકામ કરનારાઓને ફેનીકે ઢબની બાંધણી બહુ સારી આવડતી હતી, તેથી એ મંદિરની બાંધણી ફેનીકે ઢબની હતી, મતલબ કે આખા પશ્ચિમ એશીઆમાં સાધારણ રીતે જે મંદિરો હતાં તેના જેવું આ મંદિર પણ હતું, એટલે સભામંડપ, આંગણું, પવિત્રસ્થાન, અને છેક અંદરનું દેવાલય (ખુદ મંદિર) જેને હેબ્રીઓ પરમપવિત્રસ્થાન કહેતા હતા તે—એ તેના ભાગો હતા. સભામંડપના પ્રવેશ પાસે એકબીજાથી અલગ એવા બે થાંભલા ગોઠવવામાં આવ્યા હતા, અને એ તો બાબેલન તથા ફેનીકે મંદિરોમાં સામાન્યત: જે પવિત્ર થાંભલા હોય છે તેનું અનુકરણ હતું. મંદિર લંબચોરસ હતું, જેનું માત્ર અંદરનું માપ

આપવામાં આવ્યું છે, એટલે તે ૧૦૦ ફૂટ લાંબું, ૩૩⅓ ફૂટ પહોળું અને ૫૦ ફૂટ ઊંચું હતું (પ્રોફ. કેનેડીના માપકરણ પ્રમાણે ૧ હાથ=૨૦ ઈંચ).

મંદિરને પૂરૂં થતાં સાડાસાત વર્ષ લાગ્યાં. બંધાઇ રહ્યા પછી તેના સૌથી અંદરના ભાગમાં કરારકોશ મૂકવામાં આવ્યો. શરદઋતુના મહોત્સવ માંડવાપર્વ વખતે, યહોવાહને અર્થે ઘણી ગંભીરતાએ મંદિરની પ્રતિષ્ઠાક્રિયા કરવામાં આવી, તે વખતે યહોવાહના ગૌરવે મેઘરૂપે પરમ-પવિત્રસ્થાનને ભરી દીધું. નીચેના શબ્દોમાં સુલેમાને પ્રતિષ્ઠા કરી:—

યહોવાહે સૂર્યને આકાશમાં ગોઠવ્યો છે,
પરંતુ તેણે પોતે તો ગાઢ અંધકારમાં રહેવાનું નક્કી કર્યું છે;
તારે માટે મેં એક ઊંચી ઇમારત બાંધી છે,
તારે માટે સર્વકાળના નિવાસસ્થાન તરીકે [મેં તે બાંધી છે].
(સરખાવો ૧ રાજા. ૮; ૧૨, ૧૩ અને ૨ કાળ. ૬; ૧, ૨).

સુલેમાને કરેલી પ્રતિષ્ઠાની પ્રાર્થનામાં સર્વ જાતનાં તથા સ્થિતિનાં માણસો માટે માગણીઓ સમાએલી છે, અને મધ્યસ્થતાની પ્રાર્થના કેવી હોવી જોઇએ તેનો તે નમૂનો છે. અનાવૃષ્ટિ, મહામારી, રણમાં લડતું લશ્કર અને બંદીવાન એ સર્વ માટે વિનંતીઓ છે, પરદેશીનું પણ વિસ્મરણ કરવામાં આવ્યું નથી—"જે સઘળી બાબત વિષે તે પરદેશી તારી પ્રાર્થના કરે, તે પ્રમાણે તું કરજે" (૧ રાજા. ૮; ૪૩). સુલેમાનની પ્રાર્થનામાંનાં કેટલાંક આકર્ષક વચનો પર ધ્યાન દઇએ. (अ) "પણ શું ઈશ્વર ખરેખર પૃથ્વી પર વસશે? આકાશ તથા આકાશોના આકાશમાં તો તારો સમાવેશ થઇ શકતો નથી, તો આ મારા બાંધેલા મંદિરમાં [તારો સમાવેશ] થવો કેટલો બધો અશક્ય છે!" (૧ રાજા. ૮; ૨૭). (ब) "જો માણસ...પોતપોતાના હૃદયનો રોગ જાણે (૧ રાજા. ૮; ૩૮)—એ પીડાકારક વાક્યનો અર્થ "જે પ્રહાર તેને પોતાને અસર કરે છે તે" એવો થાય છે; અને જ્યારે દરેક હૃદય તેની પોતાની વેદના જાણે છે ત્યારે જ તેમ થાય છે. (क) અનુભવથી જેની સાક્ષી મળેલી એવું ઈશ્વરનું વિશ્વાસુપણું—"જે સર્વ સારાં વચનો તેણે...આપ્યાં હતાં તેમાંનો એક પણ શબ્દ વ્યર્થ ગયો નથી" (૧ રાજા. ૮; ૫૬).

પ્રતિષ્ઠાની ગંભીર ક્રિયા પછીની રાત્રે, ફરીથી સ્વપ્નમાં, "યહોવાહે ...બીજીવાર સુલેમાનને દર્શન દીધું" (૧ રાજા. ૯ ; ૨), અને વિશ્વાસુપણાને વળગી રહેવાનું તેને ફરમાન કર્યું.

**મંદિર એક ધાર્મિક કેન્દ્ર**—આપણે અગાઉ જોઇ ગયાં કે મંદિર બાંધવાની વાતને પ્રબોધકવર્ગ તરફથી બહાલી મળી નહોતી. તેમ છતાં આપણે આ ભૂલવું ન જોઇએ કે મંદિર એ ઈસ્રાએલનાં જુદાં જુદાં કુળોની રાષ્ટ્રિય તથા ધાર્મિક એકતાનું કેન્દ્ર હતું; મંદિર એ યરૂશાલેમના મુખ્ય ગૌરવરૂપ બન્યું, અને રાજધાની તરીકેની તેની ખ્યાતિ ફેલાવવામાં અને આશ્ચર્ય પામતી આંખોનું આકર્ષણ કરવામાં તેણે ઘણો ફાળો આપ્યો. મંદિર બાંધવાના કામે લોકો પર જોકે લગભગ અસહ્ય બોજ મૂકયા ખરા, તોપણ ઉત્તર ઈસ્રાએલના કરતાં યહુદાહ પર યહોવાહના ધર્મે વધારે મજબૂત દાબ રાખ્યો તે મોટે ભાગે એને પ્રતાપે જ હતું; અને એક પ્રજા હોવાને યહુદાહ બંધ થયું ત્યારે ફરી બંધાએલું મંદિર એ ઉચ્ચતર અંશે હેબ્રી વિશ્વાસ તથા આશાનું રક્ષક બન્યું. જો કે આ બાબતની બીજી બાજુ પણ છે ખરી, તોએ એથી ધર્મ એ ભપકાદાર તથા વિધિરૂપ બન્યો એ પણ મહાન સેવા છે. છેવટે તો મંદિરનો નહિ, પરંતુ જ્યાં ધર્મક્રિયાપદ્ધતિ જેવા કશાને સ્થાન હતું જ નહિ એમ કહીએ તો ચાલે એવી સભાસ્થાનની ભજનસેવાનો ખ્રિસ્ત માટેની તૈયારી તરીકે પાછલા જમાનાનો યહુદી ધર્મ ઋણી બન્યો; આવી રીતે યહુદી મંદિર નહિ, પણ યહુદી સભાસ્થાન એ ખ્રિસ્તી મંડળીની ભજનપદ્ધતિનો નમૂનો બન્યું.

## પ્રકરણ ૧૯મું

# વેપારવાણિજ્ય—સુલેમાનની ચઢતી અને પડતી

(૧ રાજા. અધ્યાય ૧૦, ૧૧)

**સુલેમાનનો મહેલ**—મંદિર પૂરૂં થઇ ગયા પછી સુલેમાને પોતાના તથા પોતાના મોટા દરબારના નિવાસને અર્થે રાજમહેલ બાંધવામાં તેર વર્ષ ગાળ્યાં. આ રાજમહેલના કેટલાય ખંડ હતા: (૧) લગભગ ૧૭૦ ફૂટ લાંબું અને તેથી અર્ધું પહોળું એવું એક મોટું દિવાનખાનું, એની છત દેવદારના ૪૫ સ્તંભો પર ટેકેલી હતી. વેગળેથી એ દેવદારના વન જેવું દેખાતું, અને તે પરથી એ આખા મકાનને "લબાનોન-વનગૃહ" પણ કહેવામાં આવતું. જાહેર મેળાવડાઓ માટે તેમજ શસ્ત્રાગાર તરીકે તેનો ઉપયોગ કરતો. (૨) ન્યાયમંડપ તથા તેમાં પેસવાની કોટડી, જે "સ્તંભોની પરસાળ" કહેવાય છે તે. ન્યાયમંડપ તે કચેરી તરીકે વપરાતો, ત્યાં બન્ને બાજુએ છ છ સિંહોવાળા ન્યાયાસન પર બેસીને રાજા ઇનસાફ કરતો. (૩) રાજાનો ખાનગી મહેલ તેમજ તેની રાણી ફારૂનની પુત્રીનો મહેલ. આ બધાં મકાનો મંદિરની નજીક જ હતાં, જે કેટલાક વખત સુધી જાહેર પવિત્ર સ્થાન તરીકે એટલું જ નહિ, પરંતુ રાજાના ખાનગી ભક્તિગૃહ તરીકે પણ વપરાયાં.

**સુલેમાનની કારકિર્દીમાં વ્યાપારરોજગાર**—એક બાજુએ મિસર અને બીજી બાજુએ યુફ્રેટીસ નદી તરફના દેશો એ બેની વચ્ચે ઇસ્રાએલ દેશ આવેલો હોવાથી વ્યાપારને માટે તેનું સ્થાન બહુ માફકસર હતું. આ દેશની ભૂમિસંપત્તિ વિષે બોલતાં મિસરનો એક ફારૂન રાજા કહે છે, કે "દરિયાકાંઠાની રેતી કરતાં ઘણું વધારે અનાજ મને અહીં મળ્યું." તૂરની સાથે નીપજની જે આયાતનિકાસ થતી હતી તે તો આપણે જોયું છે, અને તૂર તો તે જમાનામાં આખી દુનિયાને માલ

પહોંચાડનારૂં મથક હતું. હીરામની મદદથી સુલેમાને "તાર્શીશનાં વહાણો" નામે વહાણોનો કાફલો બાંધ્યો; 'તાર્શીશનાં વહાણો' કહેવાનું કારણ એ કે તાર્શીશ (સ્પેનમાંનું તાર્તેસસ)ની સફર કરનારા ફેનીકે વેપારીઓનાં વહાણો જેવાં તેઓ કદ તથા બનાવટનાં હતાં. રાતા સમુદ્રના ઇશાન ખૂણે આવેલા અર્વાચીન અકાબા પાસેનું એઝીઅન-ગેબર એ તેમનું બંદર હતું. આ વહાણોદ્વારા તેણે ઓફીર સાથે વ્યાપાર ખીલવ્યો. ઓફીર ક્યાં આવેલું એ જો કે ચોક્કસ કહી શકાય એમ નથી, તોપણ ઇરાની અખાતના કિનારા પર, પૂર્વ અરબસ્તાનના સોનું ઉપજાવનાર પ્રદેશમાં તે આવેલું મનાય છે. આ વહાણો સોનુંરૂપું હાથીદાંત, વાંદરાં અને મોર લાવતાં એવુ વર્ણન કરવામાં આવ્યું છે; આ છેલ્લી ચીજ એટલે 'મોર,' તેના મૂળ શબ્દમાં અક્ષરોનું સ્થાન હેરફેર કરવાથી 'સીદીઓ' એવો તરજુમો થઇ શકે છે; અને એમ હોય તો, પ્રિન્સિપાલ સ્કિનર નામના એક ટીકાકારના મંતવ્ય મુજબ હાથીદાંત, વાંદરાં તથા સીદીઓ એ બધી આફ્રિકા દેશની જ (મૂળ) પેદાશ હોય એ સંભવિત છે, અને સોમાલી કાંઠાથી દૂર અનુકૂળ પવનને માટે વહાણોને થોભવું પડતું હતું એ દરમિયાન તેઓ તે ચીજો ભરી લેતાં હશે. આમા વિચિત્રતા જેવું કંઈ નથી, કારણ કે ઉદ્ભિજ્જ તથા પ્રાણિજ એ બન્ને જાતની દુર્લભ ચીજો પોતાની રાજધાનીઓમાં લાવવાનો પ્રાચીન રાજાઓને શોખ હતો. આશ્શૂરના એક રાજાને તેના સમયના ફારૂન રાજા તરફથી મગર તથા દરિયાઇ ઘોડાની ભેટ મળી હતી એવું પણ ઐતિહાસિક લખાણો પરથી માલૂમ પડે છે.

સુલેમાનના જમાનામાં ઘોડો યરૂશાલેમમાં પહેલવહેલો પ્રચલિત થયો, અને લડાઇમાં વપરાતા તેમજ શાંતિના સમયમાં, ખાસ પ્રસંગોએ વપરાતા ખચ્ચરનું સ્થાન તેણે લીધું. આપણને કહેવામાં આવ્યું છે તે પ્રમાણે રાજા મિસરમાંથી ઘોડા મંગાવતો, અને અમુક નફે અરામીઓને તથા હિત્તીઓને વેચી દેતો. આ બધા પરથી તેજ વ્યાપારી પ્રવૃત્તિ, વધારે ને વધારે ગૂંચવાએલો સમાજ અને પૂર્વદેશીય રાજદરબારનો સાધારણ થઇ પડેલો મોજશોખ તથા ભપકો દેખાય છે. જૂના જમાનાની સાદાઈ, એટલે જ્યારે દાઊદનો પિતા રાજાને ભેટ આપવા ઇચ્છતો ત્યારે તે

ભૂમિની નીપજ, રોટલી, દ્રાક્ષારસ તથા લવારું લઇને દાઊદને રાજા પાસે મોકલતો એ સાદાઇ જતી રહી, તે જતી રહી; અને ક્રમભાગ્યે ફેરફારો એટલા જલદી જલદી થયા કે રાષ્ટ્રિય જીવનમાં ખોટી જાતનો ઉભરો આવ્યો. જે નવો વર્ગ ઊભો થયો તેમાં કેળવણીના ખોટા વિચારો ફેલાયા, અને ખરા હેબ્રી રાજાના બહાદુર વિનયી આશયો નાશ પામવા લાગ્યા.

**પડતીનાં વર્ષો**—સુલેમાનની બાંધકામની યોજનાઓ એટલી બધી ખર્ચાળ હતી અને તેથી લોક પર એટલા ભારે બોજ લાદવામાં આવ્યા, કે રાજતિજોરીને માટે પૈસા મેળવવાને દેશના જુદા જુદા ભાગ પાડીને પાયમાલીકારક કરો ઉઘરાવવામાં આવ્યા—પાયમાલીકારક, કારણ કે કોઈ પણ વસ્તુનું મૂલ્ય તે તેના બદલામાં આપવા પડેલા પૈસા એ નહિ, પરંતુ તેના બદલામાં કેટલા સમયનો ભોગ આપવો પડે છે તે છે. અને એ રીતે જોતાં, કર કરતાં વધારે ધિક્કારપાત્ર તો વેઠે મજૂરી કરાવવાની પદ્ધતિ જે વડે રાજાએ મોટાં મોટાં બાંધકામ કરાવ્યાં તે હતી. ઈસ્રાએલીઓ મિસરમાંથી નીકળ્યા ત્યારથી તેઓ વેઠને ધિક્કારતા હતા. તેઓ સ્વતંત્ર માણસો હોવાથી, માત્ર રાજાનું ગૌરવ જાળવવાની ખાતર તેમની પાસે વેઠ કરાવવામાં આવે એ તેમને અસહ્ય લાગ્યું. આ બધાં દુ:ખોમાંથી અસંતોષ પેદા થયો અને રાષ્ટ્રિય વિપત્તિનાં બીજ રોપાયાં, જેથી પડતીનાં ચિન્હો દેખાવા લાગ્યાં. પ્રથમ તો ગાલીલ પ્રાંતનાં વીસ નગરો સુલેમાને હીરામને આપવાં પડ્યાં, કારણ હીરામના રાજા પાસેથી જે સામગ્રી તથા કામ મળ્યું હતું તેના બદલામાં ઠરાવેલી રકમ ખાલી થઇ ગએલી તિજોરીમાંથી ભરપાઇ થઇ શકી નહિ; પરંતુ તૂરના રાજાએ ખુશીથી આ ભેટ સ્વીકારી હોય એમ દેખાતું નથી, કારણ કે "તેણે તેઓનું નામ કાબૂલ (નકામું) દેશ પાડ્યું તે આજ સુધી છે" (૧ રાજા. ૯; ૧૩). ત્યાર પછી દમસ્કસ જ્યાં દાઊદે પોતા તરફથી સૂબો ગોઠવ્યો હતો તે પોતાની સ્વતંત્રતા દાખવવા જેટલું શક્તિમાન થયું, અને થોડા વખતમાં ઈસ્રાએલની કૂખમાં સાલે એવું રાજ્ય બન્યું. આવી રીતે સુલેમાને જે એક વખત તેના બાપને તાબે હતો, એવો બીજો એક મુલક ગુમાવ્યો.

માથા પર ઝઝૂમી રહેલા બંડનો આગેવાન યરોબઆમ કરીને એક જણ હતો. મિલ્લો એટલે યરૂશાલેમનો કોટ બાંધવામાં તે વેઠીઆઓનો મુકાદમ હતો, અને અહીયાહ પ્રબોધકે તેને ઉત્તેજન આપ્યું એ બહુ અર્થસૂચક છે. પરંતુ કોઇ પણ જાતના ફેરફારને માટે વસ્તુસ્થિતિ પરિપકવ માલૂમ નહિ પડી, બંડ નિષ્ફળ ગયું, અને યરોબઆમને મિસરમાં આશ્રય લેવો પડયો. પરંતુ એ હિલચાલમાં માત્ર ભંગ પડયો, એ છેક મરી ગઇ નહિ, એ તો ફરી તાજી થવાની હતી. સુલેમાનનાં છેલ્લાં વર્ષો નૈતિક અધ:પતન તથા ક્ષયનાં હતાં એ વગર એ વિષે બીજું કંઇ કહેવામાં આવ્યું નથી. તેની પુષ્કળ પરદેશી સ્ત્રીઓને રીઝવવાને તેણે "પારકા દેવો"ને તથા તેમની ઉપાસનાને યરૂશાલેમમાં દાખલ કર્યાં. વળી મૂર્તિપૂજાનું અમંગળપણું પવિત્ર શહેરમાં યહોવાહની પવિત્રતાની વેદીની છેક નજીક જોવામાં આવતું હતું. રોમન કેથોલિક ધર્મનો જીર્ણોદ્ધાર કરવાના રાણી મેરીના પ્રયત્નોના સંબંધમાં જોન નોક્ષે જે કહ્યું હતું એટલે કે "દશ હજાર શસ્ત્રસજ્જ દુશ્મનો કરતાં એક માસ (રોમન કેથલિક લોકોની ભક્તિ કરવાની એક રીત)થી વધારે કરવાનું છે," એ અહીં યાદ આવ્યા વગર રહેતું નથી. પરંતુ પરદેશી મૂર્તિપૂજનો એ આ રાજાની કારકિર્દીનું મહા મરકીનું આસન બન્યું.

**સુલેમાનનો સુમાર**—મોજશોખ અને દુરાચારથી અકાળે જીર્ણ થઇ જઇને સાઠ વર્ષની ઉંમરે તો સુલેમાન ઘરડો માણસ થઇ ગયો હતો. પ્રણાલિકાની સંખ્યા પ્રમાણે ચાળીસ વર્ષ રાજ કર્યા પછી ઇ. સ. પૂર્વે ૯૩૭માં તે મરણ પામ્યો. તેની જિંદગીનું મુખ્ય મહિમાવંતું કાર્ય તે મંદિર બંધાવવું તે હતું. પ્રજાએ ઘણાં વર્ષ સુધી શાંતિ ભોગવી તે પણ તેને જ આભારી છે, અને દાઊદના અમલની સતત અવિશ્રાંતિ તથા લડાઇઓ પછી એ શાંતિ બહુ જરૂરની પણ હતી. એ શાંતિના સમય વિષે લખેલું છે, કે "સુલેમાન જીવ્યો ત્યાંસુધી દાનથી તે બેરશેબા સુધી યહુદાહ તથા ઇસ્રાએલ પોતપોતાના દ્રાક્ષાવેલા નીચે તથા પોતપોતાની અંજીરી નીચે નિર્ભય સ્થિતિમાં રહેતા હતા" (૧ રાજા. ૪ ; ૨૫). આ શાંતિનાં વર્ષો દરમિયાન ઇસ્રાએલ પ્રજા પોતાના ઇતિહાસની ત્રીજી અવસ્થામાં દાખલ થઇ. ચારો શોધતા તથા ભટકતા ભરવાડોની પેઠે

પ્રજાકીય જીવનની તેમણે શરૂઆત કરી હતી; પછી યહોશુઆની સરદારી તળે કનાન દેશનો કબજો લીધા પછી તેઓ ખેડૂત બન્યા: અને સુલેમાનના જમાનામાં તેમણે નવી જીવનપ્રવૃત્તિમાં પ્રવેશ કર્યો, જેથી વાણિજ્ય તથા સંસ્કૃતિની આલમમાં તેઓ દાખલ થયા. હવેથી માંડીને ઈસ્રાએલનું હૃદય નવા આદર્શ ભણી વળ્યું.

પરંતુ સુલેમાને પોતાના લોકોનું જે કંઇ ભલું કર્યું અને ભૂંડાઇનો જે વારસો તે મૂકી ગયો એ બે સરખાવતાં ભલું અને ભૂંડું સરભર થાય છે કે કેમ એ વિષે શક રહે છે. તેણે જે જોહુકમી ચલાવી તે—એ જોહુકમીરૂપ ખડક પર અથડાઇને પૂર્વનાં રાજ્યોના કકડેકકડા થઇ ગયા છે—રાજ્ય વિષેના હેબ્રી વિચારથી ઊલટું હતું, કારણ કે હેબ્રી વિચાર પ્રમાણે ઇશ્વિર એ રાજ્યનો રાજા હતો, અને સ્વતંત્રતા એ દરેક જણનો જન્મસિદ્ધ હક હતો. સુલેમાનની ધર્મવિષયક બેપરવાઇ કંઇક અંશે રાજનીતિમાંથી અને કંઇક અંશે જ્યાં બાથ-શેબાની હાનિકારક અસર પ્રવર્તતી હતી એવી દરબારથી ભ્રષ્ટ થએલી પ્રકૃતિમાંથી નીપજી હતી, અને એ બેપરવાઇ ઇશ્વિરની માલિકીના લોક તરીકે ઈસ્રાએલનું જે તેડું તથા પસંદગી કરવામાં આવ્યાં હતાં તેની છેક વિરૂદ્ધ હતી. પોતાના જનાનખાનાને પ્રસન્ન રાખવાને મૂર્તિપૂજા સાથેનો આ ખેલ એ તો ઈસ્રાએલના દિવ્ય કાર્યને દગો દીધા બરોબર હતું, અને પસંદ કરેલી પ્રજા જો માત્ર જડ સંસ્કૃતિ પર પોતાની શક્તિનો વ્યય કરવાની હોય તો તેનો બદલો તેમણે ભોગવવાનો જ રહ્યો. યહોવાહ કે બઆલ, દેવ કે દ્રવ્ય, એજ પ્રજાના ચારિત્ર્યના ખરા કસોટીના પથ્થર છે.

સુલેમાનના જમાનાના ઇતિહાસકારોએ તેને પ્રતિરૂપ જ્ઞાની માણસ ગણીને તેની કીર્તિ ગાઇ છે; પરંતુ "ઘણી બાબતોમાં ઈસ્રાએલના સર્વ રાજાઓમાં તે સૌથી મૂર્ખો હતો; ખાલી તીજોરી, અસંતોષી પ્રજા અને જેના પાયા હાલી ગએલા એવી રાજગાદી તે પોતાની પાછળ મૂકી ગયો" એમ કહેવું એ તેના વિષે વધારે સાચો ને ખરો અભિપ્રાય છે.

ગિબઓનમાં તેની મહાન પસંદગીની આનંદી વેળાએ આપણે તેને જોયો છે. ઇશ્વિરની વાણીને તેણે વહેલો કાન ધર્યો હતો. જૂના કરારના

લેખકોના મનથી સ્વપ્નો એ દૃશ્ય નહિ, પણ શાશ્વત વાનાંની પ્રશારત તથા અગમચેતીરૂપ હતાં, અને સ્વપ્નોમાં પણ સુલેમાન શરૂઆતે આ વાનાંઓ-થી વેગળો નહોતો. પરંતુ ત્યાર પછી થોડા જ વખતમાં ઈશ્વરપ્રેરણાના જ્વલંત ચમત્કારામાં ઈશ્વરનો આત્મા રાજાના આત્મા માટે વિવાદ કરતો આપણા જોવામાં આવે છે. "યહોવાહ સુલેમાન પર ઘણો ગુસ્સે થયો, કેમકે ઈસ્રાએલનો દેવ જેણે તેને **બે વાર** દર્શન દીધું હતું તે યહોવાહ પરથી તેનું મન ઉઠી ગયું હતું" (૧ રાજા. ૧૧ ; ૯, ૧૦). 'એક વાર નહિ પણ બે વાર' એ તો કૃપાના પ્રયત્નરૂપ પેટમાં સોંસરો ભોંકાઈ જતો તીક્ષ્ણ લાંબો ભાલો છે; એક વાર ઈશ્વર સુધી પહોંચ્યા પછી જેઓ પોતાના વિષયી સ્વભાવની નિર્બળતાદ્વારા તેની પાસેથી પડી જાય છે તેવાઓને અફસોસ ! સુલેમાનની ભપકાદાર, અધર્મી રીતભાતનો જાણે બાઈબલ તિરસ્કાર કરતું હોય તેમ તેના પોતાના સમય પછી તે ભાગ્યે જ તેનું નામ દે છે. પવિત્ર ઇતિહાસમાંનાં સર્વ મહાન પાત્રોમાં તેને સૌથી સંસારી માણસ તરીકે વર્ણવવામાં આવ્યો છે—"માણસજાતમાં જ્ઞાનીમાં જ્ઞાની, મોટામાં મોટો, અધમમાં અધમ." તેની વિચિત્ર પડતી પરથી બોધ કાઢવાને તેમજ તે સમજાવવાનો પ્રયત્ન કરવાને અરબસ્તાનમાં એવી દંતકથાઓ ચાલે છે, કે સુલેમાન જે લાકડી વાપરતો તેમાં એક કીડો હતો, અને એ કીડાએ છાનોમાનો લાકડીમાંનો બધો ગર તથા તેની શક્તિ કોરી ખાધા પછી તેના પર ટેકો દેતાં એક દિવસ રાજા પડી ગયો.

